॥ ॐ श्रीगणेशाय नमः ॥

# श्री चुनीलाल हृदयसुधा गद्य.

भाग २ जो.

अथवा

# "सत्यप्रेम अने आर्य गृहस्थाश्रम"


રચનાર

મજમુનદાર ચુનીલાલ પ્રાણલાલ,

મહુધાના વડનગરા અયાચક નાગર-બ્રાહ્મણ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

તેમના અનુજ.

મજમુનદાર હરિપ્રસાદ પ્રાણલાલ,

મુ. મહુધા.

વિક્રમ સંવત્ ૧૯૬૮ ઈસવીસન ૧૯૧૨.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૯.

સત્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં-શા. પ્રેમચંદ નાહાલચંદ

તથા ડાહ્યાભાઈ શકરાભાઈ ગાંધીએ છાપ્યું,

ઠે. ખાડીયામાં—અમદાવાદ.

કિંમત રૂ. ૧-૪-૦ પોસ્ટેજ જુદું.

॥ ॐ श्रीगणेशायनमः ॥

# श्री चुनीलाल हृदयसुधा गद्य भाग २ जो.

अथवा

# श्री सत्यप्रेम अने आर्यगृहस्थाश्रम ग्रंथनी

# "संक्षिप्त प्रस्तावना"

---

મારી સમજણી વયથી સ્રીપુરૂષનાં લગ્નોને એક પાસથી ગ્રામ્યધર્મનાં બેહદ કૌતુકોથી ભરેલાં જોઈને અને બીજી પાસથી તે ગ્રામ્યધર્મને નિંદ્ય અને જુગુપ્સિત ગણાતો; શ્રવણ કરીને, તથા વેદ વિધિથી કરેલા લગ્નથી સત્ય રીતે પતિની થઇ ગયેલી છતાં સ્રીને પીયરમાંજ આત્મભાવ રાખતી અને પતિને પારકો અને ગ્રામ્યધર્મના સાધન માત્ર રૂપ ગણુતી જોઈને, તથા તે દંપતીનાં ચિત્તની અન્યોઅન્યમાં આસક્તિ શરમાવા જેવી અને મશ્કરીઓને પાત્ર ગણાતી જોઈને, અને તેમને પુષ્કળ લાજ મલાઝા પાળી પોતાના પ્રેમને સંતાડી રાખવાની ફરજ પડતી દેખીને, અને લગ્નવડે ધર્મનાં સાધન કરી મોક્ષ માર્ગમાં પ્રયાણ કરવાની યોગ્યતા ધર્મશાસ્રોએ આપેલી છે તેને ગુમાવી દઈ માત્ર કામનીજ સેવામાં સર્વને મચેલા દેખીને, આવો કામ કૌતુકોથી ભરેલો, ચારે બાજુથી વિઘ્નો વડે પીડિત હોવાથી શુષ્ક થઈ ગયેલા જડ પ્રેમવાળો, વડીલોની મરજી પ્રમાણે ઢોરને ઘરધણી જેમ લઈ જાય લાવે તેમ મુંગે મ્હોએ દંપતીને વર્તવાની કેદ જેવી સ્થિતિવાળો, અને શરમો, લાજો, મર્યાદાઓ અને આયનાઓના દાબથી દબાઈ રહેવું પડયાથી અન્યોઅન્યના વિચારો અને આચરણોને જાણી પણ શકાય નહીં એવી ઉભયની પરાધીન સ્થિતિવાળો, અને તેથી દુઃખરૂપ થઈ રહેલો આર્યગૃહસ્થાશ્રમ જોઇને મારા હૃદયમાં

આશ્ચર્યની સાથે ખેદ ઉપજ્યો કે જે આર્યશાસ્ત્રો આટલાં બધાં ઉન્નત અને ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોને સિદ્ધ કરી કૃત કૃત્ય કરી દેનારાં કહેવાય છે તે શું આવાજ નિર્માલ્ય ગૃહસ્થાશ્રમને પ્રતિપાદન કરતાં હશે? એમ હોય ત્યારે તો ગૃહસ્થાશ્રમ કેવળ તજવા યોગ્યજ ઠરે. પણ એમ હોય ત્યારે તો વેદમંત્રોથી લગ્નો કરાય છે તેથી ખુદ વેદનારાયણ જાતેજ ગૃહસ્થાશ્રમને પ્રતિપાદન કરે છે એ કેમ બને? ઈશ્વર ભક્તોએ ભજનોમાં જ્યાં ત્યાં ગૃહસ્થાશ્રમીઓને ઠપકાર્યા છે અને તેમને ધર્મભ્રષ્ટ અને નાસ્તિક જેવા ચીતર્યા છે તેજ ગૃહસ્થાશ્રમને જ્યારે વેદ જાતેજ ધારણ કરવા યોગ્ય ગણે છે ત્યારે તેનું રહસ્ય અત્યારે દેખાય છે તેથી કોઇ અન્ય જ હશે. આ શંકાઓએ મારા મગજને ચારે પાસથી ઘેરી લીધું. પુસ્તકોમાં જ્યાં ત્યાં સદ્‌ગુણોની, ધર્મની, સત્યપ્રેમની, ઈશ્વિર ભક્તિની અને ઉત્તમ આચારની ઘણી ભારે મહત્તા સ્થાપેલી જોવામાં આવે અને આચારમાં તો તેનું મીડુંજ વળી ગયેલું દેખાય. આથી સર્વ કોઇ ધર્મ પ્રમાણે ચાલીયે છીયે એમ ગણાવતાં છતાં, પુષ્કળ આડંયો અને રૂઢીઓનાં બંધન વેઠાવતાં છતાં, અને દેવમંદિરોમાં દર્શન કરવા માટે નિત્યપ્રતિ શ્વાસભેર દોડતાં જતાં છતાં, તથા ઈશ્વિરભક્તિ અને દેવકથાઓને નિત્યપ્રતિ શ્રવણ કરતાં છતાં, વિષયી સ્થિતિમાંજ કેમ વહુન કર્યાં જાય છે, અને શાસ્ત્રોક્ત આજ્ઞાઓમાં તેમણે કેવાં કારણોથી શા શા ફેરફાર કરી દીધા છે કે જેથી ધર્મ આમ ઉપર ઉપરથી દેખવામાંજ ઇન્દ્રવરણાની પેઠે સુંદર જણાતાં છતાં અંદર આનેથી કેવળ નાશ પામી જઇ **અધર્મ**ના રૂપમાં બદલાઈ ગયો છે તે વાતનો ખુલાસો કરવા અર્થે લગ્નો અને તેના વિધિને કહેનારાં શાસ્ત્રોનું અવલોકન કરવાની જીજ્ઞાસા મને થઈ. પિતાએ મને બાર તેર વર્ષની વયમાંજ પુરાણી રાખીને સંસ્કૃત સારસ્વત વ્યાકરણ ભણાવ્યું હતું, અને પછી તેજ વ્યાકરણ ઇંગ્રેજી અભ્યાસ ભેગું આવ્યું તેથી સંસ્કૃત કાવ્યો નાટકો વિગેરેમાં મારો સારો પ્રવેશ થયો. ધીમે ધીમે અભ્યાસ વધતાં સંસ્કૃતભાષા મારી

સાથે સ્પષ્ટપણે બોલતી થઈ. પિતાને મેં કહ્યું કે તમારી ઇચ્છા પ્રમાણે સંસ્કૃતભાષા હવે મારી સાથે બરાબર બોલતી થઈ છે ત્યારે તેઓ ઘણા પ્રસન્ન થયા, અને પોતે પૂજામાં ભણતા હતા તે ચંડીપાઠના અર્થ પોતાને સમજાવવાની ઇચ્છા તેમણે દેખાડી. સપ્તશતીના વીરરસકાવ્યનું બહુ છટાથી હું તેમની આગળ ભાષાન્તર કરી ગયો, અને તેમણે ચાર પાંચ દિવસ થોડો થોડો વખત બેસીને તે પૂરેપૂરૂં સાંભળ્યું અને પછી ઘણી પ્રસન્નતા દેખાડી. પછી મેં સંસ્કારભાસ્કર વિગેરે વિવાહવિધિના ગ્રંથો જોયા. ત્યારે મને સ્પષ્ટ થયું કે શાસ્ત્રોનો હેતુ સત્ય અને સ્તુત્ય છે અને તે પ્રમાણે ચલાવાતો ગૃહસ્થાશ્રમ ચારે પુરૂષાર્થો સિદ્ધ કરી આપે એમ પણ છે. તેથી આર્યાવર્તનું નામ જે મોક્ષભૂમિકા કહેવાય છે તે ખોટું નથી. કેમકે આ પ્રમાણે ચાલતા વર્ણાશ્રમધર્મો મનુષ્યને મોક્ષને રસ્તેજ લઇ જાય છે. ત્યારે આ પ્રમાણે શાસ્ત્રો એનાં એજ રહ્યાં છે છતાં ઉલટવર્તન શાથી ચાલવા લાગી ગયું છે તેનો મેં બારીકીથી તપાસ કર્યો. તો જણાયું કે આર્યાવર્ત ઉપર લગભગ ૭૦૦ વર્ષ સુધી મુસલમાની રાજ્ય રહ્યું. તે દરમ્યાનમાં આર્યોનો વેદધર્મ બહુજ ગ્લાનીને પામી ગયો. ઘણાક મુસલમાની રીવાજો આર્યોના રીવાજોમાં પ્રવેશ કરી ગયા, અને તેમનાં શાસ્ત્રોના વિરૂદ્ધ સિદ્ધાન્તોએ આર્યોને વેદધર્મમાં શ્રદ્ધા વિનાના કરી દીધા. મુસલમાનોનાં કરારનાં લગ્નોના રીવાજો આર્યોનાં મરણ પછી પણ ન તૂટે એવા અભેદબંધથી જોડીદેનારાં લગ્નોમાં પેઠાથી તે લગ્નો પણ કરારનાં લગ્નો જેવાં થઈ રહ્યાં. દંપતીનાં લગ્નોનો તેમનાં જીવિત પર્યન્તનો કાયમનો બંધ, વિધવા પુનર્લગ્નનો નિષેધ, વેદવિહિત સંસ્કારોના વિધિના કરાવાતા આચારો, મરણોત્તર ક્રિયાઓ, શ્રાદ્ધો, મંદિરોમાં કરાતી દેવપૂજાઓ અને ઉત્સવો, નાના મોટા યજ્ઞો અને વ્રતાદિકો એ સર્વ આચારમાત્રથી પણ ચાલતાં રહ્યાથી વેદધર્મ અને વેદોક્તલગ્નો કહેવાતાં રહ્યાં ખરાં. પણ તેમાં મુસલમાનોના દેવમૂર્તિયો પાષાણ છે વિગેરે જડવાદાત્મક સિદ્ધાન્તો પ્રવેશ પામી ગયાથી, તથા પરણનાર વર પાસેથી

પલ્લું નામના પૈસા લઈ કન્યાના બાપે પોતાના કબજામાં લગ્ન કરતા પેહેલાંજ કન્યાના નામથી રાખવાનો, તેવરની પાસેથી કન્યાના પિતાએ લગ્નખર્ચના પૈસા લેવાનો, દંપતીઓને વડીલો અને બીજાંના દેખતાં શરમાઈ મરવાનો દાંપત્યમર્યાદાનો વિગેરે કરાર લગ્નોના ઘણા રીવાજો દાખલ થઇ ગયાથી, અને વેદોક્ત ધર્મમાં અશ્રદ્ધા અને નાસ્તિકતાએ આર્યોનાં મસ્તકોમાં વાસ કર્યાથી, તથા મુસલમાન પ્રજા મુમુક્ષુ એટલે મોક્ષ પામવાનાજ હેતુથી જીવન ધારણ કરતી એવી આર્યપ્રજા જેવી નથી, અને તેમનાં ધર્મશાસ્ત્ર પણ તે દરજ્જાનાં નથી, પણ તે પ્રજા વિષયીના દરજ્જાની અને તેમને ખપ પુરતી કક્ષામાં રચાયેલા ધર્મશાસ્ત્રવાળી હોવાથી તેમના સહવાસમાં આર્યો વિષયપ્રિયતાવાળા થઈ ધન મોટાઈ કીર્તિ પ્રજા અને ભોગોનેજ પ્રાપ્તવ્ય અને તે અર્થે કરવાના પ્રયત્નનેજ કર્તવ્ય માનતા થઇ ગયા, અને તેથી તેઓ તેમના જેવાજ વિષયીના દરજ્જાના થઇ રહ્યા. પણ તેમણે વેદધર્મના આચારો કાયમ રાખ્યાથી સત્યશોધકને તે નિશાનોથી ખરી વાતનો પત્તો મળી શકે એવું છે. તે પ્રમાણે ખરી વાતનો પત્તો મને જે લાગ્યો તે આ ગ્રંથ રૂપે મેં પ્રગટ કર્યો છે. આર્યશાસ્ત્રો જે એક સત્ય હેતુને લઇને પ્રવર્તે છે તથા આર્યોનાં લગ્નો જે હેતુને સિદ્ધ કરવા અર્થે કરવામાં આવે છે તેનું યથાશક્તિ વિવેચન કરવા મેં પ્રયત્ન કર્યો છે. કોઈ કોઈ પ્રસંગોમાં મારા કહેવામાં જનસમાજને વખતે અશ્રદ્ધા થાય એવું ભાસ્યાથી ત્યાં ત્યાં શાસ્ત્રવાક્યો ટાંકયાં છે. બગડી ગયેલા ગૃહસ્થાશ્રમને હવે સુધારવા માટે જે યોજનાઓ મને ઠીક લાગી તે મેં દર્શાવી છે. અંત્યાશ્રમીઓનો અનાદર થવાથી તે આશ્રમ ઉપર સર્વની અપ્રીતિ થઈ જાય છે તેથી કોઇને સમય થઇગયા છતાં પણ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી ત્યાગાશ્રમ ગ્રહણ કરવાની ઇચ્છા થતી નથી અને અજ્ઞાનથી દેહસ્વરૂપ રહીનેજ સર્વ કોઈ મરણને શરણ થાય છે, તથા ત્યાગાશ્રમ જે સર્વ આશ્રમોમાં સર્વોપરિ અને મુક્તસ્થિતિ પ્રાપ્ત કરાવનારો આશ્રમ છે તેને હલકો ગણી કહાડીને અલ્પસ-

મયના સમાગમથી પણ સત્યકલ્યાણને પમાડી દેનારા તે સાચા મહાત્માઓથી પ્રજા તે આશ્રમની મહત્તાના અજ્ઞાનથી વિમુખ થઈ રહ્યાથી પોતાનો અમૂલ્ય સ્વાર્થ બગાડે છે, અને અલભ્ય મનુષ્યદેહને વિષયીપણામાંજ ગુમાવી દઇને ગૃહસ્થાશ્રમમાંજ તેનું અવસાન આવવા દે છે, એવી વિપરીત સ્થિતિ જોઇને સંન્યાસની પૂજ્યતા કાયમ રાખવાનો ઉપદેશ કર્યો છે. અત્યારે શાસ્ત્રોક્ત લક્ષણોથી યુક્ત સન્યાસી ન પ્રાપ્ત થાય તોપણ શાસ્ત્રોક્ત લક્ષણોથી રહિત એવા આપણે ગૃહસ્થ ગણાવા જેમ યોગ્ય છીયે તેમજ તે શાસ્ત્રવિધિ પ્રમાણે અંત્યાશ્રમને ધારણ કરેલા દ્વિજશરીરધારી જીવાત્મા સંન્યાસી ગણાવાને યોગ્ય છે એમ જાણીને તેમની શાસ્ત્રોક્ત માન્યતા અને પૂજ્યતા કાયમ રાખવી જોઇયે કે જે જોઇને કોઇ સત્યશોધક તે આશ્રમના સત્યમાહાત્મ્યને જાણવા પ્રયત્ન કરી તેને યથાર્થ જાણી તેવી મુક્તસ્થિતિને પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થઈ શકે.

આર્યવર્ત ઉપર મુસલમાની રાજ્યનો અમલ હતો તે દરમ્યાનમાં જેમાં ઈશ્વરના નામથી પાષાણની મૂર્તિયો પૂજાય છે એવો મૂર્તિપૂજક આર્યધર્મ રાજ્યથી નષ્ટ કરવા યોગ્ય ગણાયાથી તે સમયે જ્યારથી વેદવિદ્યા પ્રગટપણે ભણાતી બંધ થઇ ત્યારથી બ્રહ્મચર્યનો આશ્રમ બંધ થઈ ઉપનયન સંસ્કારનો આચારમાત્ર ચાલુ રહ્યા છે. દુનિયાંની અત્યારની વિષયૂપરાયણ સ્થિતિમાં હાલ નિત્યાનિત્યવિવેક વૈરાગ્ય અને છ સંપત્તિયોને રળાવી મુમુક્ષુપદે લાવનાર આર્યદેશની વિદ્યાને કોઇ કાંઈ માન આપતું નથી, તેથી સર્વ બાળકો હાલ સ્થપાયેલી શાળાઓમાં ભાષા ગણિત ઇતિહાસ વિગેરે ભણી દ્રવ્યોપાર્જનને ધંધે વળગે છે અને કન્યા મળે ત્યારથી બાળકવયે યોગ્યવયે કે ઘણી મોટી વયે ગૃહસ્થાશ્રમી થાય છે. સત્યજ્ઞાનને આપનારી વેદવિદ્યાના જ્ઞાનથી વિમુખ રહ્યાથી સર્વ પ્રજા વિષયપ્રવણ ચિત્તવાળી થઇ ગઇ છે. તેથી ઘણી વૃદ્ધવયના થતાં સુધી પણ કામવાસનાથી તૃપ્ત નહીં થયાથી વૃદ્ધપુરૂષો પણ બાળકીઓ સાથે લગ્ન કરીને

પોતાને ભાગ્યવાન માનતા થઇ ગયા છે, ત્યાં યુવાનપુરૂષોની કામવાસના ન શાન્ત થઇ હોય એમાં પૂછવાનું જ શું? આમ થવાથી કન્યાઓ એક કીમતી પદાર્થ ગણાઇને તેની કીંમત ઘણીજ વધી પડી, અને તેમનાં લગ્ન ધર્મપત્ની તરીકેની ફરજો બજાવવા માટે નહીં પણ વ્યવાયની રમતમાં સાધનભૂત થવા માટે ગણાવા લાગ્યાં. તેથી ધર્મસંબંધિ અદાકરવાની કોઇપણ ફરજો કે ધર્મ-પત્નીએ ધારણ કરવાની ધર્મના દૃઢટેકો સ્ત્રિયોને હવે રહી નથી. બીજસંરક્ષણનો આગ્રહ પણ માત્ર માંડમાંડ રહ્યો તેથી અસંસ્કૃત અંતઃકરણવાળી ધર્મભ્રષ્ટ સ્ત્રિયોથી ચાલતો ગૃહસ્થાશ્રમ પશુઓના ગૃહસ્થાશ્રમ જેવો થઇ રહ્યા છે. આવા વિષયલોલુપ ગૃહીઓમાંથી મહાન વૈરાગ્ય ધારણ કરીને દેહાધ્યાસનો નાશ કરવા માટે ઠરાવેલા તપોમય વાનપ્રસ્થ આશ્રમને ગ્રહણ કરી સ્રીસહ કે એકલાં પણ વની થનાર કોણ નીકળે? તેથી કોઇ કોઈ વૈરાગ્યવાન ગૃહીઓ ગૃહસ્થાશ્રમમાંથીજ બારોબાર ત્યાગાશ્રમને ગ્રહણ કરી સન્યાસીઓ અને પરમહંસો થાય છે. આમ સર્વ આશ્રમો અત્યારે ભાગી ગયા જેવા થઇ ગયા છે. તોપણ જેમ પડીજતા ઘરને ટેકઃ મૂકીને કે તેનો લૂણો કઢાવીને થોડું ઘણું નીભજ કરી શકાય છે તેમ આ ગ્રંથમાં જણાવેલી સુધારક યોજનાઓથી આશ્રમધર્મોના મૂળમાં લાગેલો સડો કહાડી નાંખવામાં આવ્યાથી તથા તે ધર્મો હવે પછીથી યથાર્થ જળવાય એવી જનસમાજથી બની શક્તી કેટલીએક વ્યવસ્થા કરવાથી તે આશ્રમોથી ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોને કેટલેક અંશે સાધી શકાવાનો સંભવ છે. જનસમાજને યોગ્ય લાગે તો આ ગ્રંથમાં બતાવેલી સર્વ યોજ-નાઓ અથવા આમાંની કોઈ યોજનાઓ આચારમાં મૂકશે તો તેમને આ સર્વ ગૃહસ્થાશ્રમના સત્ય રહસ્યજ્ઞાનનો કરેલો બોધ અને તે કરવામાં અમને પડેલો સર્વશ્રમ સાર્થક થશે.

એજ મિતિ-
સંવત્ ૧૯૬૧ ના ચૈત્ર વદિ ૧૪
મ[illegible]ધા–નાગરવાડો.

લિ. મજમુન્દાર ચુનીલાલ,
પ્રાણલાલ, મહુધાના.

॥ ॐ श्रीगणेशायनमः ॥



# श्री चुनीलाल हृदयसुधा गद्य

## भाग २ जो.

### ॥ अथ मंगलम् ॥

### ॐ श्रीगणेशस्तुतिः

( कवित )

गौरीके नंदनकुं बंदनसें चंदन करी
विघनके निकंदनकी बात जाय पूछुंरी
बेद जाको बरन नाहिं करनशके चरनपरे
शरन आये शेषजी तो धरनभार धूजुंरी[1]
सोहे गजबदन जापें श्वेत एक रदन सोहे
[2]मदनकदन तात मात शैलसुता कहावेंरी
कहे चुनीलाल बाल बिनतीपें करन धरी
चरन आके पर्यो ताको बिघनहरन कीजेरी.—१

---

१ મારા ઉપર ધરતીનો ભાર હોવાથી ધ્રુજાય છે એમ કહી શ્રી ગણેશજીના સ્વરૂપનું વર્ણન નહીં થઇ શકવાથી શેષજી તેમને શરણે આવ્યા.
૨ મદનનો નાશ કરનારા શંકર જેમના પિતા છે.

ॐ श्रीगणेशायनमः

# "सत्यप्रेम अने आर्य गृहस्थाश्रम" प्रारंभ.

## પ્રકરણ ૧ લું.

### સત્યપ્રેમ અને મિત્રતા.

સત્યપ્રેમ અથવા આત્મીયપ્રેમ સર્વત્ર એક છે. તે સંપૂર્ણ ચરાચર જગત્‌માં વ્યાપક છે. પ્રાણિમાત્રના હૃદયમાં રહેલા પરમાત્મા પ્રેમસ્વરૂપ છે તેથી અજ્ઞાને ઉપજાવેલી ભેદની આડચો વિદ્યમાન છતાં પણ એ પ્રેમ સર્વત્ર એક અખંડ વરસી રહ્યા છે. સર્વ સદ્‌ગુણો સત્યપ્રેમનાંજ રૂપક છે. દેહના અંગનો સ્વાર્થ તેની વ્યાપકતાને ખંડિત કરે છે ખરો, તોપણ સૂર્યના જેવા તેના ઉગ્રપ્રકાશને લુપ્ત કરી દેવાને કોઈપણ અવિદ્યાકૃત આવરણો સમર્થ નથી. એ પ્રેમ અથવા વ્હાલ આત્મા ઉપરનો છે, દેહ ઉપરનો નથી. અને આત્મા સર્વત્ર એક હોવાથી વગળ વિનાનો શુદ્ધ અમૃતરૂપ આત્મીયપ્રેમ દેવ મનુષ્ય પશુ પક્ષી જીવજંત સર્વમાં તે તે દેહવ્યવહારના સ્વાર્થે ઉપજાવેલા નિર્દયતાના આવરણને બાજુઉપર મૂકીને જોતાં સર્વત્ર અઢળક ઉભરાઈ જાય છે. વસ્તુતઃ જેમ સર્વવ્યાપક વીજળી જ્યાં જ્યાં તેને પ્રગટ થવાનાં સાધનો હાજર હોય છે ત્યાં ત્યાં પોતાના પૂર્ણબળથી પ્રકાસતી હોય છે તેમ સર્વવ્યાપી આત્મીયપ્રેમ જ્યાં જ્યાં સ્થૂળ સૂક્ષ્માદિક દેહોરૂપી સાધનો વિદ્યમાન છે ત્યાં ત્યાં તે પોતાના સર્વ

ળુથી પ્રગટ થાય છે. પ્રેમ એજ આનંદ છે. જ્યારે કોઈ પ્રાણિ પદાર્થ ઉપર આપણને પ્રેમ આવે છે ત્યારે તે આપણને ગમે છે, તેમના સ્વભાવો અલંકારરૂપ સદ્‌ગુણો થઇ જાય છે, અને તેમની સમીપતાથી આપણને આનંદ લાગે છે. જ્યાં જ્યાં કંઇ આનંદ પ્રગટતો જોઇશું ત્યાં ત્યાં પ્રેમથીજ તે પ્રગટેલો જણાશે. પ્રેમ એજ સર્વસૃષ્ટિનું સારભૂત તત્ત્વ છે, સૃષ્ટિની સર્વ દિવ્યતા રસિકતા અને સૃષ્ટિનું ખુદ જીવન પ્રેમજ છે, પ્રેમ વિના રસ વિના આનંદ વિના સર્વકાંઇ નિર્જીવ શૂન્યજ છે, શુષ્ક જડ અંધકારમય શવરૂપ છે.

અજ્ઞાન અથવા દેહાત્મબુદ્ધિ એ પ્રેમને પિંડપુરતો કરી દે છે. જેમ ભેદોની આડચો ઓછી તેમ પ્રેમની વ્યાપકતા વિશેષ છે. પ્રેમને સંકોચી રાખવાની અજ્ઞાનથી ઉપજેલી કૃપણતા જેમ જેમ ઓછી થતી જાય છે, તેમ તેમ એ પ્રેમની કળા ધીમે ધીમે ચઢતી જાય છે. અને તેમ તેમ આનંદ વધતો જાય છે. હૃદય જેમ વધારે નિર્મળ તેમ પ્રેમને માટે તેની વધારે પાત્રતા છે, આથીજ કળિમય પ્રપંચી ( પોલીટીકલ ) મનુષ્યો કરતાં ગામડાનાં ભોળાં મનુષ્યો શુદ્ધ નિખાલસ પ્રેમવાળાં નજર આવે છે. અરણ્યમાં રહેનારા મહાત્માઓને વાઘસિંહ વિગેરે વિકાળ હિંસક પ્રાણિયો સાથે પ્રીતી થાય છે તેનું બન્ને હૃદયની કેવળ નિખાલસ નિર્મળતાજ કારણ છે. એ જ્ઞાની સંત મહાત્માઓ અને ઇશ્વરભકતો અજ્ઞાનની આડચોનો બાધ કરી ગુણ દોષની દૃષ્ટિ ત્યાગી સર્વત્ર વિશુદ્ધપ્રેમમય થઈ રહે છે. એ આનંદની કોઈ સીમાજ નથી. તે અનંત આનંદ છે. અને તેજ પરમાત્માનું સત્યસ્વરૂપ છે. સત્યયુગમાં સર્વકોઇ એ મહાપ્રેમમય-મહાઆનંદમયજ રહેતાં. અજ્ઞાનથી દ્વૈત પ્રસરતાં કળિનો પ્રવેશ થતાં, દેહદૃષ્ટિથી ભેદો ખડા થઇ સજડાતાં, ભિન્નતાની સમજથી સર્વ પ્રતિ અસ્ખલિતપણે એ પ્રેમપ્રવાહ વ્હેતો રાખવામાં હૃદય સંકોચાય છે. પારકાપણું લાગવાથી સર્વ કોઈ હૃદય મીંચી રાખી પ્રેમને વ્હે-

વાનાં દ્વાર બંધ કરે છે, અને એમ આ જગત જે મહા જાજ્વલ્યમાન જવલંત પ્રેમના ઉછળતા તરંગોથી ભરપૂર મહાઆનંદથી છલાછલ ભરેલું અમૃતરૂપ દેખાય તે અત્યારે પ્રેમશૂન્ય કેવળ સ્વાર્થઅંધ દૃષ્ટિવાળું થઈ રહ્યું છે. અજ્ઞાને આડચો ઉભી કરી આત્મદૃષ્ટિને પિંડપોષણ અર્થે કરેલી સ્વાર્થઅંધ દૃષ્ટિ બનાવી એ પ્રેમને ચારે બાજુથી ખેંચી લઈ હૃદયમાંજ જોરથી સંકોચી રાખ્યો ન હોત તો તે સર્વત્ર મોટા જોસથી ઉભરાઈ જાત. પણ કળિપ્રભાવને લીધે વધીને વૃક્ષરૂપ થઇ ગયેલી દેહાત્મતાને લીધે કૃપણતા દ્વેષ ઈર્ષ્યા અસૂયા આદિક પ્રેમને ખેંચી રાખનારી વૃત્તિયો ભેદરૂપ અજ્ઞાનથી ઉભી થવાથી સર્વત્ર સ્વાભાવિક રીતે વહીજતા આત્મીયપ્રેમને લોક જેમ નાસીજતા પશુને જોરથી દોરડું ખેંચી અટકાવી રાખે છે તેમ બળાત્કારે પકડી રાખે છે અને તેને પિંડપુરજ થઈ રહેવાની જબરાઇથી ટેવ પાડે છે. ઘણીવાર પોતાની સાથે વઢેલાં પાડોશી સાથે છોકરૂં નિર્મળપ્રેમથી વર્તતું જોઈ માબાપો તેને વારે છે, અને વઢીને તેમ કરતું તેને અટકાવે છે. મોટાંઓને અરસપરસ નિર્મળપ્રેમ આપતાં લેતાં દેહવ્યવહારના સ્વાર્થો, શાસ્ત્રાજ્ઞાઓ, લોક રૂઢીઓ, રાજયનિયમનો, જ્ઞાતિરિવાજો વિગેરે અટકાવે છે. આથી એ પ્રમાણે હૃદયમાંથી વ્હેતા આત્મીયપ્રેમને સંકોચી રાખી વ્યવહાર ખેડવાનો ધીમે ધીમે અભ્યાસ પડતાં પછીથી તેમને એવી સ્વાર્થપરાયણતા સ્વાભાવિક લાગે છે. સ્વાર્થ સાધવાનો હોય ત્યારે અથવા મારૂં કરીને માન્યું હોય ત્યારે સર્વ કોઇ તેમની સાથેના વ્યવહારમાં પ્રેમને છૂટો મૂકવાની હૃદયની એ અત્યંત ભારે કૃપણતાને છુપાવી પુવારાની ઝીણી સેર જેવી એક પ્રેમની ઝીણીધાર છૂટી મૂકે છે અને અર્થ થઈ રહેતાં તેને પાછી બંધ કરીદે છે. સર્વવ્યાપી અખંડ પ્રેમ જ્યારે આમ ખંડિત થયો અને સર્વત્ર ભેદોને લીધે છળ કપટ પ્રપંચ ખળતા અને સ્વાર્થઅંધતા પ્રસરી ગયાં, ત્યારે પોતાનું હૃદય જ્યાં નિરર્ગળ

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

પણે ખુલ્લું મૂકી શકાય એવું પાત્ર શોધવાની સર્વ કોઇને અગત્ય પડી. મિત્રતાનો સત્ય હેતુ આજ છે. ત્યાં સર્વ સજાતીય સ્વભાવવાળાં પ્રાણિયોની :મિત્રતા પ્રથમ સ્વાભાવિક રીતેજ થાય છે.

જુઓ—मृगा मृगैः संग मनु व्रजन्ति गावश्च गोभिस्तुरगास्तुरंगैः ।
मूर्खाश्च मूर्खैः सुधियः सुधीभिः समानशील व्यसनेषु सख्यम् ॥

અર્થ—મૃગોને મૃગો સાથે બને છે, ગાયોને ગાયો સાથે બને છે, ઘોડાઓને ઘોડાસાથે બને છે, મૂર્ખાઓને મૂર્ખાઓ સાથે બને છે, અને બુદ્ધિમંતોને બુદ્ધિમંતો સાથે મિત્રતા થાય છે, એમ જેમના જેમના સ્વભાવ અને પ્રીતિના વિષય સરખા હોય છે તેમને મિત્રતા સ્વાભાવિક રીતે થાય છે. બુદ્ધિમાન મનુષ્યપ્રાણિમાં એ મિત્રતા આગળ વધી હૃદયની પૂર્ણએકતા સુધી પ્હોંચે છે, અને દિવ્યપ્રેમથી રસાયલા મિત્રો કેવળ અમૃતરૂપ અભેદ બની રહે છે. પ્રાચીન ઇતિહાસ જણાવે છે કે હુમાયુ પાદશાહના પ્રધાન બહેરામને એક જીવજાન દોસ્ત હતો. જ્યારે કોઈ કારણથી બહેરામને પદભ્રષ્ટ કરવામાં આવ્યો ત્યારે બન્ને મિત્રો મક્કે જવા સાથે નીકળ્યા. બહેરામે પ્રથમ યુદ્ધમાં જેના પિતાને મારી નાંખ્યો હતો એવો કોઇ મુસલમાન પોતાના પિતાનું વેર વાળવા બહેરામને મારી નાંખવા ફરતો હતો, પણ પ્રધાનપદ ઉપર સુરક્ષિત હોવાથી તે બહેરામને મારી શકતો નહોતો. તે આ વખતે બે જણ એકલા જતા જોઇ લાગ સાધી ગયો, અને તેમને માર્ગમાંજ આંતર્યા. પણ કમનસીબે તે બહેરામને બરાબર ઓળખતો નહોતો, તેથી બોલ્યો કે "તુમારે દોનુમેં બહેરામ કોન હે ? હુમેરા બાવાકું મારડાલા થા તો હમ ઉસકું મારડાલેંગે" બહેરામે તુરત કહ્યું કે "હમ બહેરામ હે," પણ તેના મિત્રે જાણ્યું કે 'બહેરામને મારી નાંખ્યા પછી હું જીવી શકીશ નહીં માટે તેને બદલે મારા પ્રાણ આપું તો બહેરામ જીવતો રહે અને મારે જીવતા સુધી બહેરામના વિયોગના દુઃખમાં રીબાવું

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

પડે નહીં. એમ વિચારી તેણે કહ્યું કે "અરે વો કહાં બહેરામ હે! બહેરામ તો હમ હે, વો તો હમેરી તહેનાતકા નોકર હે. તેરા બાવાકું મારનેવાલા તો મેં હું, વાસ્તે કબિ તુમ બિનગુન્હેગારકું મારેગા તો ખુદાકે આગે જવાબદાર હોગા." ત્યારે તે અટકયો અને બહેરામને પૂછયું કે "સચ્ચે સચ્ચા કહો" ત્યારે બહેરામે કહ્યું કે "બહેરામ તો મેંહી હું ઓર યહ તો હમેરા દોસ્ત હે." ત્યારે તેના મિત્રે કહ્યું કે "વો તો હમારેપર બહુત પ્યાર રખનેવાલા નોકર હે તો વો હમારે વાસ્તે અપના જાન કુરબાન કરનેકું ચહાતા હે, વાસ્તે તુમ ઇસકું મત મારો તુમેરી દુશ્મનાઇ હમારી સાથ હે." પછી એમ ઘણીવાર બન્ને જણાએ હુંજ બહેરામ છું હુંજ બહેરામ છું એમ કહ્યું ત્યારે પેલાએ કહ્યું કે "હમ દુસરેકું મારને નહીં ચહાતા તુમ સોગંદ ખાઓ." ત્યારે બન્ને જણે પોતે બહેરામ હોવાના સોગંદ ખાધા. આથી ઘુંચવાઇને પેલો બોલ્યો કે "તોબા તોબા! તુમારેમેંસેં એક બહેરામ હે ઓર દુસરા ઉસકા દોસ્ત હે મગર તુમારી ઐસી જીવજાન દોસ્તી હે કે તુમ એકએકકે વાસ્તે મરનેકું તૈયાર હો. ઈનશાલ્લા ખુદાકે વાસ્તે મેં ઐસી જીવજાનદોસ્તકી જોડીકું તોડદેના નહીં ચહાતા. અબ હમ સિરપર ખુદા રખ કે કહેતાહું કે ઐસી દો જીવજાનદોસ્તકી જોડીકું તોડને હમ નહીં મંગતા ઓર આજસેં તુમારેપરકી દુશ્મનાઇ મેં છોડ દેતા હું ઓર સોગંદ ખાય કે કહેતા હું કે અબ હમ કોઈકું નહીં મારેગા ઓર તુમ ખુદાકે વાસ્તે જૈસા હે વૈસા કહેદો." પછી બન્ને જણે પેલાને જેમ હતું તેમ ખરેખરૂં કહ્યું, ત્યારે તે તેમને આશિર્વાદ આપી પાછો ગયો અને બહેરામ તથા તેનો મિત્ર મક્કે ગયા.

સતી દમયંતીના તેના પતિ નળરાજા સાથેના સત્યપ્રેમથી થયેલા પૂર્ણ અભેદનો પણ એવોજ પ્રસંગ છે. કળિયુગને નળે દમયંતી પરણવા ન દીધી અને પોતે પરણી ગયો



તેથી તે તેને દુઃખ દેવા તૈયાર થયો. તેના ભાઈ સાથે નળરાજાને દ્યૂત રમાડી રાજ્યપાટ હરાવી ત્રણ વરસ વનમાં રહેવું અને એક વરસ ગુપ્ત રહેવું એવા ઠરાવથી વનમાં કહાડયો. વિશુદ્ધપ્રેમથી એક થઇ રહેલી પ્રેમઘેલી દમયંતી નળરાજાએ પીયર જઈ રહેવા ઘણું સમજાવી તોપણ તેની સાથે વનમાં ગઈ. ત્યાં કળિએ વૃક્ષો ફળવગરનાં અને નદી તળાવ જળવગરનાં કરી દીધાથી સાત દિવસ તેમણે અન્નજળવિના પોતના સત્યને આધારે કહાડયા. પછી કળી બગલો થઈ રાજા પાસે આવ્યો તેને આહાર માટે રાજા પ્હેરેલું વસ્ત્ર કહાડી તે વડે પકડવા ગયો પણ કળિયુગ જોરકરી વસ્ત્રલઇ ઉડી ગયો અને નળ વસ્ત્રવિનાનો નગ્ન થઇ રહ્યા, ત્યારે દમયંતીએ પોતાનું પ્હેરેલું વસ્ત્ર કહાડીને અડધુ તેને પ્હેરવા આપ્યું અને પછી બન્ને જણ એકજ વસ્ત્ર અડધું અડધું પ્હેરી વનમાં ફરવા લાગ્યાં. આગળ કોઈ દેવતાઇ માહાત્મ્યવાળા જળાશયનું જળ કળિથી ન ઉડાવી દેવાયાથી તેમને જળ મળ્યું. જળ પી શાન્ત થયાં પણ ક્ષુધાની પીડા ઘણી હતી તેથી નળ મત્સ્ય ખોળવા જળમાં પેઠો, અને થોડાં મત્સ્ય મળ્યાં તે દમયંતીને આપી ફરી મત્સ્ય ખોળવા પેઠો પણ કંઇ હાથલાગ્યાં નહીં. એટલામાં દમયંતીને દેવનું વરદાન હોવાથી તેના હસ્તમાંથી અમૃત સ્રવ્યાથી મત્સ્ય જીવતાં થઇ કુદી કુદીને પાછાં પાણીમાં પડી ગયાં. નળે આવી મત્સ્ય માગ્યાં ત્યારે તેણે જીવતાં થઈ જતાંરહ્યાની વાત કહી, પણ કળિએ મતિ ફેરવી દીધાથી નળે તે માન્યું નહીં અને કહ્યું કે મ્હારાથી તારૂં પેટ વધારે વ્હાલું ગણી તું મને મૂકીને ખાઈ ગઈ તો તારો મારા ઉપર શો પ્રેમ છે? પ્રેમના ખરાપણાની પરીક્ષા આપત્તિમાંજ બરાબર થાય છે. પછી નળ તે વાત મનમાં રાખી રાત્રે કોઇ વૃક્ષનીચે બન્ને જણ સૂતાં. ત્યાં દમયંતીના સત્યપ્રેમથી ભરેલા નિષ્પાપ હૃદયમાં કાંઈ દગાની શંકા નથી તેથી તે થાક અને ભૂખને લીધે નિદ્રાવશ થઈ ગઇ, પણ નળનું મન કળિએ ભમાવ્યું હતું તેથી તે

જાગતો રહ્યો અને આવી સ્વાર્થીસ્ત્રી સાથે રહેવું અયોગ્ય છે એમ વિચારવા લાગ્યો. તે વખતે દેવતાઓને મૂકી તે એની સાથે પરણી અને બહુજ પ્રેમથી વનનાં અનેક કષ્ટ ન ગણીને સુખદુઃખની સહભાગીયણ થઇ તેની સાથે આવી વિગેરે તેના સાચાપ્રેમના પ્રસંગો કળિએ મતિ જડ કરી દીધાથી દુષ્યંત રાજાની પેઠે તે તદ્દન ભૂલીજ ગયો અને તેને એકલી મૂકીને નાસી જવાનો તેણે વિચાર કર્યો. પણ બન્નેનું પ્હેરેલું વસ્ત્ર એકંજ હતું તેથી ફાડયાથી અવાજ થાય અને દમયંતી જાગીજાય માટે છરી કયાંથી હોય એમ વિચારતો હતો એટલામાં કળિયુગ છરી થઈ પાસે પડયો, તે વડે તેણે વસ્ત્રના બે ભાગ કર્યા અને તે ગરીબ સત્યપ્રેમી સ્ત્રીને અંધારી રાત્રિયે ઘોર જંગલમાં એ-કલી મૂકી ચાલ્યો ગયો. પણ થોડે દૂર ગયો એટલામાં તેના પ્રેમે ઘણું જ ખેંચાણ કર્યું, તેના અગાધ ગુણો સાંભર્યા અને તે પાછો આવ્યો. પણ તેનું મુખ જોયું એટલે પાછી પોતાને મૂકીને એકલી મત્સ્ય ખાઈગયાની વાત સાંભરી, એટલે વળી પાછો તેને તરછોડી ચાલ્યો ગયો. એમ તેના ભારેપ્રેમના ખેં-ચાણથી તે સાતવાર આવ્યો અને પાછો ગયો, પણ મારાથી એને પોતાનું પેટ વધારે વ્હાલું છે તો શો પ્રેમ ! એમ કરી છેવટ તેને એકલી ઉંઘતી મૂકીને પથ્થર જેવા હૃદયનો થઇ ત્યાંથી આંખો મીંચી દોડીગયો, તે ગયોજ. દમયંતીને સ્વપ્ન આવ્યું કે નળ મને મૂકીને ચાલ્યો જાય છે. તે એકદમ જાગી ઉઠી, અને સ્વામીને પાસે ન દીઠાથી ઘણુંજ આક્રંદ કરવા લાગી. પછી ઉઠીને તેને શોધતી તે " ઓ નળ ! ઓ નળ ! " એમ કરતી ગાંડી થઈગયેલી જેવી વનમાં એકલી ભૂખી ને તરસી ભટકતી અથડાતી કુટાતી અનેક કષ્ટો વેઠી પ્રારબ્ધ-યોગે પોતાની માસીને ઘેર જઇ પ્હોંચી. ત્યાં તે દાસી થઇને ગુપ્તપણે રહી. અને ત્યાંથી તેના પીયરથી તેને શોધવા મોકલેલો સુદેવ બ્રાહ્મણ ત્યાં આવી મળવાથી તેની સાથે પીયર

જઇ રહી. પણ નળઉપરનો તેનો પ્રેમ કિંચિત ઘટયો નહીં, અને તેણે સુદેવને નળને શોધવા મોકલ્યો. નળ પણ દમયંતીને છોડીને પાછળથી ઘણોજ પસ્તાયો અને કરૂણા ઉપજી આવતાં બહુ રોયો, પણ પછીથી ઉપાય રહ્યો નહોતો કેમકે તે જંગલમાં ઘણે દૂર ચાલીગયો હતો. આગળ કોઈ ઋષિના શાપથી અગ્નિમાં બળતો કર્કોટકનાગ તેને મળ્યો, તેના શાપનું અવસાન એમજ હતું, તેથી તેણે બહાર કહાડવા નળને વિનતિ કરી અને નળે તેને બહાર કહાડી શાન્ત કર્યો. શાન્ત થયો એટલે તુરત તે નળને કંઠે ડસ્યો, તેના ઝેરથી નળનું શરીર એકદમ બળીને કાળું ઠણક થઇગયું અને દેખીને ઉલટી આવે એવું કદરૂપું બની ગયું. કર્કોટકને નળે કહ્યું કે "તેં ઉપકારને બદલે અપકાર કર્યો" ત્યારે તેણે કહ્યું કે "તમારે એક વરસ ગુપ્ત રહેવાનું છે તે આ રૂપથી રહેવાશે અને કોઈ ઓળખશે નહીં. અને આ ત્રણ વસ્ત્ર હું આપું છું તે પ્હેર્યાથી તમારૂં મૂળરૂપ પાછું થઇ જશે." ત્યારે નળ તેને આશિર્વાદ આપી વસ્ત્ર લઈચાલ્યો. આગળ અયોધ્યાનગર આવ્યું ત્યાં તે પોતાને દેવોએ આપેલા અશ્વમંત્રની વિદ્યાથી રાજાનો અશ્વપતિ થયો. ત્યાં તે રોજ દમયંતીના વિયોગનું દુઃખ રોતો અને તેને વનમાં એકલી મૂકી નાસી આવવાની કુમતિ સૂઝયા બદલ તે ઘણું પસ્તાતો. પછી દમયંતીએ સુદેવને મોકલી નળની શોધ કરાવી તો આ બાળબિહામણો બાહુક તેને નળ લાગ્યો. નળ હશે તો અશ્વમંત્રથી એકજ દિવસે અયોધ્યાથી વિદર્ભ આવશે એમ જાણી દેવના વરદાનથી દમયંતી ફરી પરણે છે અને આજ તેનો સ્વયંવર છે એવી પ્રપંચની કંકોત્રી લખી ઋતુપર્ણને તેમણે વિદર્ભ તેડાવ્યો. મંત્રબળથી નળ તેને લઈ ગયો. ત્યાં નળની દમયંતીએ વિવિધ પ્રકારે પરીક્ષા કરી તેથી તેની ખાત્રી થઈ કે એ નળજ છે. પછી પડદામાં રહીને બાહૂકને વાત કરવા બોલાવ્યો. અને બાંધ્યેભારે સર્વવાત પૂછીને તેના ઉત્તર સાંભળી લીધા. અને એજ પોતાનો સ્વામી છે એવી દૃઢ ખાત્રી થતાંજ



તે તુરત પડદાથી બહાર આવી અને બાહુક થઈ ગયા છતાં પોતાના આત્મા સમાન પોતાના સ્વામી નળરાજાને જાણતાં તેને અત્યંત પ્રેમથી ભેટી પડી. તે વખતે તેણે શરીરનું રૂપ અને મન તથા બુદ્ધિના અવગુણો સામે નજર સરખી પણ કરી નહીં. પોતાનો સ્વામી જે નળ તેજ આ છે એવી તેને ખાત્રી થતાંજ પોતાના પ્રાણ મળ્યાથી પણ અધિક આનંદ તેને થઈ ગયો, અને તેથી હર્ષઘેલી થઇજઈ કહ્યું કે મહારાજ તમેજ નળ છો ને કેમ બોલતા નથી? મેં મત્સ્ય ખાધાં હોય તો તેના પરમેશ્વર સાક્ષી છે. મારે રૂપનું કામ નથી. હું તો તમારી વગરમૂલની જીવતા સુધીની દાસી છું માટે મને તમારા ચરણમાં અંગીકાર કરો. આવો અભેદપ્રેમ જોઇ નળને બહુજ હર્ષ થયો. તેણે તુરત નાગનાં આપેલાં વસ્ત્ર પ્હેરી લીધાં અને પોતાના મૂળરૂપે થયો. દમયંતીને તો તે બાહુક હતો તોપણ તે નળ કે જે તેના સર્વપ્રેમનું કેન્દ્રસ્થાન હતું તે હતો તેથી તેને તેટલોજ વ્હાલો હતો. વિશુદ્ધપ્રેમીને પોતાના પ્રેમીમિત્ર સાથે એટલો બધો અભેદ હોય છે કે તે પ્રેમ ભિન્નતાને સમજાવનાર શરીર મન અને બુદ્ધિને બાદ કરી નાંખી આત્માનીજ એકતાનો અનુભવ કરે છે, અને સર્વભેદની આડયોનો પૂર્ણપણે બાધ કરીદઇ અદ્વિતીય થઇ રહે છે. પછી સર્વને મળી અરસપરસ આનંદ કરી કરાવી નળદમયંતી પોતાના રાજ્યસ્થાનમાં ગયાં.

અભેદમિત્રતાથી પ્રગટેલો સત્યપ્રેમ આમ તન મન અને ધન સર્વને એક કરી અદ્વૈત થઇ રહ્યો હોય છે. ત્યાં કપટની સ્વપ્નમાં પણ શંકા નથી. પતિપત્નીનો હોય, કે ગુરૂશિષ્યનો હોય, કે મિત્રમિત્રનો હોય, કે સખીસખીનો હોય, અથવા ગુણના મોહથી, કે રૂપના મોહથી, કે એકજ પ્રકારના રસમાં બન્નેનું ચિત્ત સરખું લાગ્યાથી, કે કોઇ વિદ્યાપ્રાપ્તિના કે કામ અભિલાષની તૃપ્તિના સ્વાર્થથી, કે ગમે તે નિમિત્તથી આ પ્રેમ પ્રગટ્યો હોય, પણ જ્યાં બે ચિત્તની વિશુદ્ધસત્યપ્રેમ—રહેણીથી

ઝળાઇને કદી ન છુટાં થાય એવી એકતા થઇગઈ હોયછે ત્યાં પછીથી તે પ્રેમને ઉત્પન્ન થવામાં જે નિમિત્તની પ્રથમ અગત્ય હતી તેવી કોઈપણ અગત્ય રહેતી નથી. એવા સાચાપ્રેમને કોઇ અવલંબન કે આધારની જરૂરજ નથી. તે કશાપણ નિમિત્ત વિના, કોઇપણ સ્વાર્થસિદ્ધિની લાલચ વિના, કે કોઈ પણ વ્યવહારિક સંબંધનાં યોગ વિના નિરાધાર જ રહે છે. તેલના દીવાને જેમ બત્તી, પાત્ર અને તેલ એ ત્રણ અવલંબન વિના ચાલતું નથી તેમ સ્વાર્થી અથવા કારણને લઇને નિભાવવામાં આવતા પ્રેમને નિમિત્તના અવલંબન વિના ચાલતું નથી. નિમિત્ત મટી જાય છે તો પછીથી એવો પ્રેમ ધીમે ધીમે ઓછો થતો થતો પછી કેવળ ભુસાઈ જાય છે. પણ સત્યપ્રેમ અવલંબનની ગરજ રાખતો નથી. તેને નિમિત્તની અપેક્ષા નથી. અને તેથી તે કોઇ કાળે કેવીએ આફત છતાં પણ ઓછો થતો કે ભૂસાતો નથી. પ્રેમીના દુરાચરણથી શરમાઇને કે કંટાળીને અથવા કોઇ અપકૃત્ય બદલ તેને આવેલી નામોશીથી કે થયેલી શિક્ષાથી લજવાઈને સ્વાર્થીપ્રેમી તુરત ખશી જાય છે, અને જાણે ઓળખાણ સરખું એ ના હોય એમ કરી નાંખે છે. પણ સત્યપ્રેમીની દૃષ્ટિ ઉપાધિએ કરેલા વિકાર તરફ જતીજ નથી, તેતો પોતાના પ્રાણથી પણ વધારે વ્હાલા પ્રેમીનેજ જુએ છે. લોક તેને ગમેતેવો ગણુતા હોય, તેણે ગમેતેવું અપકૃત્ય કર્યું હોય, કે તે કેદમાં પડયો હોય કે ગમેતેવી શરમાઇમરવા જેવી કે નીચું ઘલાવે એવી વિપરીત સ્થિતિમાં હોય, પણ પોતાના તે પ્રેમીને જેને તેની સાથે સત્યપ્રેમની લગની લાગી છે તે શુદ્ધ નિર્મળ નિષ્કલંક અને અત્યંત વ્હાલને યોગ્ય જુએ છે. તે પોતાના પ્રેમીના ઉપરથી તેનો પ્રેમ કદાપિ ઓછો થતો નથી. તેની સાથે રહીને મૃત્યુને પણ તે સુખે ભેટવાને તૈયાર થાય છે. અને ત્યારે મોતને પણ તે અમૃત જેવું ગણે છે. પોતાના પ્રેમીને માટે પ્રાણ આપવા એ સત્યપ્રેમીને કાંઈજ હીસાબમાં નથી. તે પ્રાણ તો શું પણ

તેથી પણ વધારે કીમતીચીજ તેની પાસે હોય તો પોતાના પ્રેમીને તત્કાળ અર્પણ કરીદેવામાં કિંચિત વિલંબ ન કરે.

શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રતિના તેમના અનન્યભકતોના વિશુદ્ધ-સત્યપ્રેમે તેમના ઉપર લોકોએ મૂકેલા સર્વ દોષોને ગુણ કરીદીધા છે તે આપણે અત્યારે અહીં પ્રત્યક્ષ જોઈએ છીએ. જે ચોરીને સમગ્ર જનસમાજ એકે અવાજે દોષરૂપ અને તેથી નિંદ્ય ગણે છે તે ચોરી શ્રીકૃષ્ણના સંબંધમાં આવતાં તેમને ગુણરૂપ અને તેથી ઉલટી ભૂષણરૂપ લાગી, અને તેથી “જે રણછોડ માખણચોર, જે રણછોડ માખણચોર,” એમ તેમના ગુણગાનમાં ભજનરૂપે તે ચોરી સ્થાન પામી. જે વ્યભિચાર જનસમાજની નજરમાં અત્યારે અત્યંત નિંદ્ય અને ધિક્કારવા યોગ્ય કૃત્ય લેખાય છે તેજ પુનઃ શ્રીકૃષ્ણના સંબંધમાં આવતાં તેમના ગોપિકાઓ સાથેના અનેક વિધના વિહારો અને રાસક્રીડાઓ ગુણરૂપ થઇ રહ્યાં છે અને દુનિયાં તેને છચોક ભરબજારમાં શ્રી ઇશ્વરનાં ગુણગાન તરીકે ભજનને સ્થાને ગાય છે. આ બધો ભકતોના હૃદયના શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રતિના અનન્ય સત્યપ્રેમનોજ પ્રતાપ છે. સત્યપ્રેમ જ્યાં પ્રગટયો હશે ત્યાં સર્વ દોષો ગુણ થઇ રહેશે, અને એથી વિરૂદ્ધ જ્યાં દ્વેષ પ્રગટયો હશે ત્યાં સર્વ ગુણો દોષ થઈ રહેશે. આવા અગણ્ય પ્રતાપવાળો સત્યપ્રેમ જે વિષને અમૃત કરી દે છે, અને નર્કને સ્વર્ગ કરી દે છે, તે અનન્ય સત્યપ્રેમથીજ પૂર્વની સ્ત્રિયો દૃઢપતિવ્રત ધારણ કરીને પોતાના પતિને સાક્ષાત્ ઇશ્વર ગણીને પૂજતી અને અખંડ તેમની સેવાપરાયણ રહેતી, અને તેમનો દેહાન્ત થતાં તેમની પાછળ પ્રેમી વિનાનું શૂન્ય જેવું હતભાગીજીવન ધારણ કરી રાખતી નહીં. કેમકે પોતાનાપતિ દેહત્યાગીને ગયા એમ જાણતાંજ તેના તે સત્યપ્રેમી વિનાનું આ જગત તેને શૂન્ય થઈ જાય છે. તેમના વિના તેનાથી જીવાતું નથી, તેથી તેમની પાસે જવા તે તત્કાળ પોતાના શરીરને પતિના શવની સાથે બાળી દે છે, અને



પોતાના ઉત્તમ પુણ્યપ્રભાવથી પોતાના પરમાત્મા રૂપ પતિને તે પુંનઃ મળે છે. જ્ઞાનીઓને અને પરમાત્મામાં લવલીન ભકતોને પ્રભુ સાથે અખંડસત્યપ્રેમથી કેવળ અભેદ હોય છે, અને તેઓ પોતાના પરમાત્માને સર્વના હૃદયમાં રહેલા જોતા હોવાથી તેમને કયાંહીં પણ દોષનો આભાસ સરખોએ નજર આવતો નથી. તેઓ સર્વત્ર રહેલા તે પોતાના પરમાત્માને નિર્મળ, નિષ્કલંક, કોઈપૂણ ગુણદોષના આવરણથી રહિત, નિરંજન, નિર્વિકાર દેખે છે, અને અપાર પ્રેમથી તેમનું ચિત્ત તે અનંત પરમાત્મામાં તદરૂપ થઇ ગળી જાય છે અને ત્યારે તેઓ પરમાત્માને અને પોતાને એકરૂપ દેખે છે, સર્વને તે રૂપેજ દેખે છે, અને એમ અખંડસત્યપ્રેમની અસ્ખલિત ધારાથી તે પરમાત્મતત્ત્વમાં નિરંતર ગેબ થઈ રહે છે.

સત્યપ્રેમ વિના સર્વ લુખું છે. નીરસ શુષ્ક છે. આજે દુનિયાંની ઘણે ભાગે એજ સ્થિતિ છે. લુખાં શુષ્ક હૃદયોવાળા પ્રેમીઓ અને મિત્રોના પ્રેમ વિવેકના અને વિનયની ચાપલુશી ભરેલા શબ્દોમાંજ સમાપ્ત થાય છે. ઘણા પ્રેમભરેલા શબ્દો બોલવા એનું નામજ તેઓ પ્રેમ અથવા વ્હાલ કહે છે, પતિપત્નીઓ અને વ્યભિચારીઓ કામના આવેશથી થતી અન્યોઅન્યના સ્પર્ષની ઉત્કંઠાનેજ પ્રેમ ઠરાવી બેસાડે છે. તેઓ કામાવેશમાંજ અન્યોઅન્યને ઇચ્છે છે અને કામ શાન્ત થઈ જતાં છૂટાં પડી જઈ જેનું ચિત્ત જેમાં રસલેતું હોય છે તે તે ક્રિયાઓમાં તેઓ વળગી જાય છે પણ ચિત્તની કે રસની કશીજ એકતા ન હોવાથી તેમનાં હૃદયો અન્યોઅન્યના અખંડ સાન્નિધ્યને ઇચ્છતાં હોતાં નથી. દંપતીઓ કે જેમણે પોતાના સર્વ મમત્વના પદાર્થો અને સર્વ પ્રકારના સ્વાર્થો સત્યપ્રેમસુખનો લાવ રળવા અર્થે એક કરી રાખ્યા છે, તથા બ્રાહ્મણ અગ્નિ અને દેવતાઓની સાન્નિધ્યમાં સત્યપ્રેમથી એક થઇ રહેવા અરસપરસ વચન આપી વેદના પવિત્ર મંત્રોથી જોડાઈ ગયાં છે તેમનાં હૃદયોમાં પણ હાલ ભેદનાં ઘણાં

કારણો કે જેમનું વર્ણન વિસ્તારથી આગળનાં પ્રકરણોમાં આવશે તે અટકાવરૂપ થઇ રહ્યાથી આ સત્યપ્રેમ પ્રગટતો નથી. તેથી તેમનું દાંપત્ય દિવ્યપ્રેમથી રસેલું દેવતાઇ હોવાને બદલે માત્ર કામવાસનાતૃપ્તિની લાલચના સ્વાર્થથી જ ટકી રહેલું હોવાથી તે પશુઓના દાંપત્ય સરખું છે. તેમને સ્વપ્નમાં પણ આ દિવ્ય સત્યપ્રેમની ઝાંખી થવા પામતી નથી, તેથી તેઓ વિષયપ્રથણતાને વા કામીપણાનેજ ભૂલથી પ્રેમ સમજી લે છે. તેમને શી ખબર કે માત્ર કામીપણાનોજ કે પ્રજા ઉપજાવવાનો જ હેતુ હોત તો આમ દેવતાઓ બ્રાહ્મણો કુલવૃદ્ધો અને સગાં સંબંધિઓની સમક્ષ વેદના પવિત્ર મંત્રોચ્ચારણથી સ્રીપુરૂષને લગ્નની દિવ્યગાંઠથી જોડી દઈ જીવનભરને માટે એક કરીમૂકવાની આજ્ઞા સાક્ષાત્ વેદનારાયણ કરત નહીં, પણ અન્યદેશી પ્રજાઓની પેઠે માત્ર અરસપરસના કરાર કરવા જેટલીજ વ્યવસ્થા લગ્નકાર્યમાં હોત, અને ત્યારે લગ્નનો બંધ પણ જીવતા સુધીનો નહીં હોતાં દંપતીની ઇચ્છા પુરતોજ હોત. કોન્ટ્રાકટ અથવા કરાર જેટલોજ જો લગ્નનો હેતુ હોત તો આવી વેદોક્ત વિધિથી વિવાહકાર્ય કરવાની કશી જરૂર નહોતી. પણ વિવાહનો હેતુ કરાર જેટલો નહીં હોતાં વિશુદ્ધ દિવ્ય સત્યપ્રેમનો છે તેથી એ પ્રેમ પ્રગટવામાં ચિત્તની જે અભેદ એકતા જોઇએ તે કરીદેવાના એકજ હેતુને સિદ્ધ કરવા અર્થે વિવાહકાર્યની સર્વ ક્રિયા પ્રવર્તે છે, અને લોકલજ્જા આદિ કોઇ પણ મર્યાદાના દબાણથી એ ઉગતા પ્રેમના છોડને ફાલીફુલીને વૃક્ષ થઈ જવામાં અડચણ આવે નહીં માટે તેનો પ્રથમથીજ નિરાસ કરી દેવા અર્થે દંપતીને સાથે બેસવું જવું આવવું ખાવું પીવું વિગેરે સર્વ વ્યવહાર નિર્ભયપણે સર્વની સમક્ષ છૂટથી બન્નેને સાથે રાખીને કરાવાય છે. પણ હાલ તો મુસલમાન પ્રજાના મલાઝાના રીવાજના અનુકરણરૂપ દંપતીને જનસમાજની મર્યાદા અથવા લજ્જા ધારણ કરવાનો શાસ્ત્રના હેતુથી વિરૂદ્ધ રીવાજ પડી ગયાથી લગ્નના દિવસોમાંજ માત્ર આ લજ્જાને બાધ કરવાનો

રીવાજ આચાર માત્રથી કાયમ રાખી પછીથી બંધ કરી દેવામાં આવે છે, અને જાણે તેમની આ મૈત્રી જનસમાજથી છાની રાખવાની હોય એવું વર્તવાની તેમને ફરજ પાડવામાં આવે છે. આમ થવાથી તેમનાં હૃદય એક થવા પામતાં નથી એટલુંજ નહી પણ ઉલટું વધૂને વિવાહ પછી તેના પતિની સેવામાં નહીં મૂકતાં પુખ્તવયની થતાં સુધી પતિથી વિમુખ રાખવામાં આવ્યાથી તેના હૃદયમાં પતિને માટે સેવ્યપણાની અને પૂજ્યપણાની ભાવના કદાપિ ઉદય થવા પામતી નથી. સાક્ષાત વેદપુરૂષની આજ્ઞાથી આયુષ્યના અવધિ પર્યન્ત અનન્ય પ્રેમભક્તિવડે ઈશ્વરભાવથી પતિસેવા કરવા માટેજ દાનમાં અર્પણ કરાયેલી તે વધૂને વિવાહકાર્યમાં કરેલા શુદ્ધસંકલ્પ પ્રમાણે લગ્ન પછી નિરંતરને માટે પતિસેવામાં અર્પણ નહીં કરી દીધાથી તેને તેના પતિને દાનમાં આપવામાં આવી છે એ બાબતનું ભાન થવા પામતું નથી. તથા આમ થવાથી તેણે દેવગુરૂ અને ઈશ્વરના સમક્ષ તે પતિનીજ થઇને જીવિતપર્યન્ત તેની સેવાપરાયણ રહેવાની પ્રતિજ્ઞાઓ લીધી છે એ વાતને તે સ્વપ્નમાં પણ જાણવા પામતી નથી. કેમકે એમાંની કોઈ વાત આજે અમલમાં મૂકાતી નથી, અને અમલમાં મૂકાયા વિના સ્ત્રિયોનાં હૃદયમાં તેવી ભાવના પ્રગટવાને કારણ પણ મળતું નથી. આજે સ્ત્રિયો પોતાના પતિને ઈશ્વર અથવા સગુણબ્રહ્મ ગણતી નથી પણ ઘણીક તેને એક સામાન્યઉપરી જેવો અને વિષયલુબ્ધપણાથી સ્ત્રીનો દાસ થઇ રહેલા પતિને તો તેની સ્ત્રી હાથ નીચેના નોકર જેવો આજ્ઞા ઉઠાવનારો સેવકજન ગણે છે તે ઉપરના કારણથી થયેલા તેના પ્રતિ સત્ય પ્રેમના ઉદયના અભાવથીજ છે. સત્યપ્રેમ જ્યાં હોય છે ત્યાં ઉપરીની કે સેવકની કે માન્યની કે પોષકની કે રમરકેલીના સાથીની કે એવી બીજી કોઇ પણ જાતની ભાવના હોતી નથી. તે પોતાના પ્રેમીને પોતાના પરમપૂજ્ય પરમઉપાસ્ય પરમસેવ્ય પરમપ્રેય અને પોતાનું પરમદૈવત ગણે છે. પ્રેમીનું સર્વસ્વ પોતાનું પ્રે-

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

મીજ છે. જે પતિપત્નીનાં ચિત્ત એક બીજા સાથે મળીજઈ કેવળ અભેદ થઇ જવાં જોઇયે કેમકે તેમનું લગ્ન અથવા તેમની મિત્રતા એવા અભેદ પ્રેમને અર્થેજ કરવામાં આવી છે એમ શાસ્ત્ર સ્પષ્ટ રીતે કહે છે અને પ્રાચીન ઇતિહાસો સાક્ષી પૂરે છે, તેમ-નાંજ ચિત્ત જ્યારે બહારના સર્વ વ્યવહારની એકતા જીવતાં સુધી કરી રાખ્યા છતાં એક થતાં નથી ત્યારે તેમની મિત્રતાના મૂળમાં ઘણો ભારે સડો લાગેલો છે એમ માનવાને ખાસ કારણ છે. પણ એટલા માટે આર્યાવર્ત કાંઇ સત્યપ્રેમ વિનાનો કેવળ નિર્બીજ થઈ ગયેલો નથી. પોતાના પત્નીપણાના દરજ્જાને એક સત્યધર્મથી જાળવનાર આર્યાવર્તની વંદનીય પતિવ્રતાઓ આજે પણ કોઇ કોઇ છે, તે પોતાના સર્વ પ્રેમનું કેન્દ્રસ્થાન એવા પોતાના પતિને પોતાના હૈયાનોહાર, પોતાના દેહની સજીવન મૂળી, પોતાના હૃદયકુમુદને ખીલાવનાર ચંદ્રમા, સર્વ સુખનું–આનંદનું મૂર્ત સ્વ-રૂપ, સમુદ્રમંથનમાંથી નીકળેલું અમૃત, સર્વ અર્થસિદ્ધિનો મહાનિધિ, અને ટુંકામાં પોતાનું સર્વસ્વ, અથવા ખરી રીતે ક-હીએ તો પોતાના આત્મા–પોતાના પરમાત્મા દેવજ ગણે છે. તેમનાથી તેને પોતાનો દેહ પણ વધારે વ્હાલો નથી. તેમને માટે તે પ્રાણસંકટ વેઠીને ગમે તેવું કામ કરવાને હજારવાર તૈયાર છે. તેમને માટે તેણે પોતાનું જીવન ખુરબાન કરી નાંખ્યું છે. તેમને પાસે ન જુએ તો તેને શું શું થઈ જાય, અને તેમનાથી વિખુટાં પડવું એતો તેને મૃત્યુથી પણ વધારે દુઃખરૂપ થઈ પડે, અને સત્વર મળવાની આશા ન હોય તો પ્રાણાન્તકષ્ટ વેઠીને પણ તે જ્યાં હોય ત્યાં જઇને તેમને મળે. અને પોતાનું ન ચાલે તો પ્રાણ ત્યાગ કરે પણ પ્રેમી વિના કદાપિ જીવે નહીં.

સત્યપ્રેમ વિના અને તે એકલાજ વિના સમગ્ર જગત અને જીવન વિષ ભરેલું થઇ રહે છે. કેમકે વિષ અને અમૃત–દોષ અને ગુણ વસ્તુમાં કે ક્રિયાના પ્રકારમાં રહેલાં નથી પણ સત્યપ્રેમમાં અમૃત અને ગુણ રહેલા છે અને દ્વેષમાં ઝેર અને દોષ રહેલાં છે.

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

લાડકુડા બાળકની પ્રેમીલી માતા તે બાળકની વિષ્ટાને પણ પ્રેમથી વાળે છે અને તેનો તેને જરા પણ અણગમો આવતો નથી કેમકે વ્હાલાંનું બધુંજ વ્હાલું લાગે છે, પણ પાડોશીનું બાળક આવીને મળમૂત્ર કરી જાય તો તેનો તે ઘણો કંટાળો આણે છે તથા ઘણો તરછોડા કરી તે પાડોશણની પાસે વળાવે છે પણ ચાલતા સુધી પોતે તે કામ કદાપિ કરતી નથી. સત્યપ્રેમ શાથી આટલો બધો અનન્ય અને અદ્વૈત છે? કારણ કે તે આવરણ વિનાનો છે, અને સ્વાર્થી પ્રેમ આવરણવાળો છે. સૂર્યનું તેજ ઘણું ભારે પ્રકાશવાળું હોય પણ આગળ વાદળુ આવતાંજ તત્કાળ સર્વ પ્રકાશ લુપ્ત સમજાય છે. અને સૂર્યનાં દર્શન થાય છે ખરાં પણ તે પ્રકાશ વિનાનો ફીકો માલમ પડે છે. તેથી તે ખુદ સૂર્યજ છે છતાં તેનો ખરો પ્રતાપ તે સમયે જણાઇ શકતો નથી. તેમ પ્રેમ અમૃત છે, તેનો એટલો બધો ભારે પ્રતાપ છે કે તે સર્વત્ર અમૃત અમૃત કરી મૂકે છે. તેના આગળથી ચીડ અણગમો દ્વેષ ક્રોધ વૈર દુઃખ કલેશ હાય પરિતાપ દોષ પાપ ભય અને મૃત્યુ સુદ્ધાંત સર્વ ઝેરો અસ્ત થઈ જાય છે. જેમ રસાયણ ત્રાંબાનું સોનું બનાવી દે છે તેમ સત્યપ્રેમ વિષનું અમૃત બનાવી દે છે. પણ જ્યારે સ્વાર્થપરાયણ વૃત્તિને લીધે કપટ અથવા જુદાઈ રૂપી વાદળુ તેની આગળ આવે છે ત્યારે તેનાં સર્વને અમૃત કરી દેનારાં અમીકીરણો બંધ થઈ જાય છે અને પછી નામથી અને વસ્તુથી તે પ્રેમ તો રહે છે ખરો પરંતુ તે વ્હાલના ઉમળકા વિનાનો સંકડો અને હજારો સંશયોથી દબાયેલો અને ભ્રષ્ટ થયેલો સ્નેહ રહિત ફીકો શુષ્ક થઈ રહે છે.

સત્યપ્રેમ પોતાના ન નિવૃત્ત થાય એવા ભારે આવેશથી કેવાં મહાભારત કામો કરી દે છે તે જુઓ. શ્રીરામચંદ્રજીએ પોતાની પ્રિયતમા સીતાને રાવણ રાક્ષસને ત્યાંથી છોડાવવાને જે અતિભારે પ્રયત્ન કર્યાનું શ્રીરામાયણ વર્ણવે છે તે સત્યપ્રેમનોજ પ્રતાપ છે. સત્યપ્રેમ વિના પત્નીને છોડાવવાને એવો ભારે શ્રમ ઉઠાવવાને

કોઈપણ પતિ તૈયાર થાય નહીં. પણ સત્યપ્રેમી પોતાના અનન્ય પ્રેમને ખાતર શું ન કરે ? પોતાના ખોવાયલા પ્રેમીને પાછું મેળવવાને સત્યપ્રેમી પોતાથી બનતું સર્વજ કરે, અને તેની પાછળ આખી જીંદગી ખુવાર કરી નાંખે, પણ જ્યાંસુધી તેના ઘટમાં પ્રાણ હોય ત્યાંસુધી તે પોતાના પ્રેમીને મેળવ્યા વિના કદાપિ જંપે નહીં. શ્રી રામચંદ્રજીએ સીતાને વાસ્તે આ સર્વ કર્યું, અને તેને દુષ્ટના ગ્રાહમાંથી છોડાવી પુનઃ પોતાની સેવામાં અંગીકાર કરી. શ્રીરામચંદ્રજી પર અનન્ય પ્રેમ રાખનાર સીતાજીએ પણ પોતાના સાચા પ્રેમની પરીક્ષા તે વખતે જેવી તેવી બતાવી નથી. રામચંદ્રજીએ કહ્યું કે હે પવિત્ર સીતા, મને ખાત્રી છે કે તું પૂર્ણ પવિત્ર છું અને તારો સત્યપ્રેમ કદાપિ ખંડિત થવા પામે એમ નથી તેથી તને અંગીકાર કરવામાં મારા મનને કોઈ પણ બાધ નથી, પરંતુ અનેક પેચપ્રપંચીક યુક્તિયોવાળા અને મહામાયાવી રાવણની કપટજાળમાં તું ફસી નથી પણ લાંબા વખત સુધી દુષ્ટોના પંઝામાં સપડાયેલી રહ્યા છતાં પોતાના સત્યથી તું કદાપિ ભ્રષ્ટ થઇ નથી એ વાતની આ દેવ અસુર વાનરો અને આ લક્ષ્મણજીની પૂરેપૂરી ખાત્રી થવા માટે તથા સર્વના મનની ભ્રાન્તિ નાશ પામી જઈ દૃઢ વિશ્વાસ આવવા માટે તથા તારા ઉપરનો કલંકનો વ્હેમ ટાળવા માટે તારે અગ્નિપ્રવેશ કરવો એજ એક સફળ ઉપાય છે. માટે ઝટ તેમ કરી પછી ખુશીથી મારા ખોળામાં આવીને બેશ. સીતાજીએ આ સાંભળતાંજ તુરત બહુ હર્ષથી પોતાના સત્યની પરીક્ષા આપી. તેમણે કાષ્ઠ મંગાવી અગ્નિ સળગાવી તેમાં પ્રવેશ કર્યો, અને પછી સર્વ સમાજના અત્યંત આશ્ચર્ય અને પ્રેમથી દ્રવીજતા હૃદયમાંથી નીકળતા જય જય જય જય, ધન્ય ધન્ય ધન્ય ધન્ય ઈત્યાદિક શબ્દોથી તથા પુષ્પોથી વધાવાતાં તેઓ અગ્નિમાંથી નિકળી પોતાના પ્રિયતમ શ્રીરામચંદ્રજી પાસે ગયાં અને તેમણે અત્યંત પ્રેમથી તેમને અંગીકાર કર્યાં.

અત્યારે જગતમાં સાચા મિત્રો-સાચા પ્રેમીઓ દુર્લભ છે-



દુષ્પ્રાપ્ય છે. કોઇ સાચા પ્રેમીના ભારે આકર્ષણુવાળા જાજવલ્યમાન સત્યપ્રેમથી આકર્ષાઈ સત્યપ્રેમના સ્વરૂપથી અજ્ઞાત છતાં નિર્મળ હૃદયવાળા કોઇ મનુષ્યો તેમની સાથે પ્રેમ બાંધે છે ખરા, તથા તે પ્રેમ કેટલોક વખત ઘણા સતેજ જોસવાળો, વ્હાલના ભારે ઉમળકાવાળો, તથા અખંડ સાથે રહેવાની ઇચ્છાની તીવ્ર લાગણીવાળો, રહે છે પણ ખરો તથાપિ અત્યારે ભારે પ્રેમને સૂચવનારા શબ્દોને અરસપરસ કહેવાની વિનયની ચાપલુશી માત્રમાં આવી રહેલી પ્રેમ શબ્દની વ્યાખ્યાને લોકનો ઘણો ભાગ **"પ્રેમ,"** એ દિવ્ય અર્થને સૂચવનારા શબ્દના અર્થમાં સમજી લેતા થયાથી પ્રેમના ખરા અર્થનું અને તેથી તેના ખરા સ્વરૂપનું જનસમાજને અજ્ઞાન છે, તેથી તેવા અજ્ઞાનવાળા તેઓ સ્વાર્થભિન્નતાથી રસભિન્નતાથી કે સ્વભાવની કે અભ્યાસની ભિન્નતાથી તેવા સત્યપ્રેમને આગળ જતાં નીરસ શુષ્ક જેવો કરી દે છે. તેમની પ્રથમની વ્હાલની તીવ્ર લાગણીઓ ધીમે ધીમે સ્વાર્થપરાયણતાથી થતી અડચણને લીધે વિયોગો લાંબા વખત સુધી રહ્યાથી કે બીજાં અંતરંગ કારણોથી મંદ પડી શુષ્ક થઈ જાય છે, અને પરિણામે તે પ્રેમ શબ્દમાત્ર રહી કેવળ ભુસાઇ જાય છે. આવા મિત્રોને ભર્તૃહરી દુર્જન વા ખળ કહે છે. તે કહે છે કે—

**आरंभगुर्वी क्षयिणी क्रमेण लघ्वीपुरा वृद्धिमती च पश्चात् ।**
**दिनस्य पूर्वार्द्धे परार्ध भिन्ना छायेवमैत्री खल सज्जनानाम् ॥**

ખળ સાથેની અને સજ્જન સાથેની મિત્રતા અનુક્રમે દિવસના પ્હેલા પ્હોરની અને પાછલા પ્હોરની છાયાના જેવી છે. દિવસના પ્હેલા પ્હોરની છાયા અને ખળ સાથેની મૈત્રી બન્ને શિરૂવાતમાં બહુ મોટી હોય છે પણ પછીથી તે ધીમે ધીમે ઓછી થતી થતી છેવટ કેવળ અદૃશ્ય થઈ જાય છે. અને દિવસના પાછલા પ્હોરની છાયા અને સજ્જન સાથેની મૈત્રી બન્ને શિરૂવાતમાં બહુ નાની હોય છે પણ પછીથી તે ધીમે ધીમે વધતી વધતી પરિણામે અમર્યાદપણે વિસ્તૃત થઈ રહે છે. ખળ છિદ્રા-

-વેશી છે તેથીજ તે સત્યપ્રેમને માટે અપાત્ર છે. ભર્તૃહરી કહે છે કેઃ- **खलः सर्षपमात्राणि परच्छिद्राणि पश्यति। आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यति ॥** ખળ પોતામાં દોષ નથી જોતો અને અન્યમાં જુએ છે. બીજામાં સર્ષપ જેવડાં ઝીણાં ગુપ્તછિદ્રોને પણ પ્રયત્નથી શોધી શોધીને જુએ છે, પણ પોતાનાં બીલા જેવડાં મોટાં પ્રગટપણે જગતમાં જાહેર જણાતાં છિદ્રોને તે જોતો નથી અર્થાત્ ગણુતો નથી. અને તેથી અન્યથી તેમને છુપાવવાનો મિથ્યા પ્રયંત્ન પણ તે કરે છે. આ જ તેનું ભારે અજ્ઞાન પ્રેમનું વિઘાતક છે. સત્યપ્રેમને માટે પાત્ર થવાને તેને બે માર્ગ છે. કાંતો તેણે "**सर्वारंभाहि दोषेण धूमेनाग्निरिवावृताः॥**" એ નિયમ પ્રમાણે જેમ અગ્નિની સાથે ધુમાડો લાગેલો છે તેમ કર્મમાત્રની સાથે દોષ લાગેલોજ છે એમ સમજી કાર્યમાત્ર દોષવાળાંજ હોવાથી તેમના કરનાર પોતે અને સર્વ સમાનપણે દોષવાળા છે. અને તેથી પોતે જેવા પ્રેમને યોગ્ય છે એમ તે ગણુતો હોય તેવાજ પ્રેમને યોગ્ય સર્વકોઇ છે એમ ગણવું; અથવા તો, જેવો તે પોતાને અંદરખાનેથી દોષભૂલ વગરનો નિર્મળ અને સર્વના પ્રેમને યોગ્ય ગણે છે તેવાજ સર્વને તેણે ગણવા. અર્થાત્ કાંતો તેણે સર્વને સમાનપણે દોષવાળાજ ગણવા અથવા તો સર્વને દોષમાત્રથી કેવળ મુક્ત ગણવા, અને જેવા તે સર્વને ગણે તેવોજ તેણે પોતાને પણ તેમની સાથે તેમના સમાન જ ગણવો. આ બેમાંથી એક રસ્તો તે લે તો સત્યપ્રેમ તેના હૃદયમાં પોતાના પૂર્ણજોસથી ખીલી નીકળે. પણ એમ તે કરી શકતો નથી પણ અન્ય સર્વને દોષભૂલના આવરણવાળા અને તેથી દ્વેષ વા તિરસ્કારને યોગ્ય અને પોતાને કોઇપણ આવરણ વિનાનો સર્વને પ્રેમ કરવા યોગ્ય એવા તેનાથી ગણી શકાય છે. તેથી પ્રેમીની સાથે પરિચય વધતાં તેનામાં ધીમે ધીમે એક પછી એક દોષોનેજ જોતો જતો તે પોતાના પ્રેમને સંકોચતો જાયછે અને તેથી શિરૂવાતમાં તેનો જે ભારે પ્રેમ હોય છે તે ઘણા પરિચયને અંતે પછી નામ



માત્ર થઇ રહે છે. ખળસાથેની મિત્રતાના સંબંધમાં કહેવત છે કે—
**अति परिचयादवज्ञा संतत गमना दनादरो भवति मलये भिल्लपुरंध्री चंदनतरु काष्ठ मिन्धनं कुरुते ॥** બહુ સહવાસ કે ઘરવટથી ખળને અવજ્ઞા એટલે તુચ્છપણું લાગે છે, અને રોજ રોજ તેની પાસે જવાથી તેના મનને અનાદર એટલે તિરસ્કાર થાય છે, મલયપર્વતમાં ભીલડીઓ ચંદનવૃક્ષનાં લાકડાંને ઇંધણાંજ બનાવે છે કેમકે બહુ પરિચયથી તેને એમનો હીસાબ નથી. આ વાત આ કળિમય સમયમાં અક્ષરે અક્ષર સાચી થઈ પડી છે.

સાચો પ્રેમ અથવા આત્મીય પ્રેમ હમેશાં આવરણુ રહિત કેવળ વિશુદ્ધ રહે છે. જેમ પોતાના આત્મા ઉપરનો પ્રેમ સર્વ કોઇનો આવરણુ રહિત છે તેમ બીજાં શરીરો મારફત દૃષ્ટ થતા તેજ આત્મા ઉપરનો પ્રેમ પણ જો પોતાને જેવીરીતે તે જુએ છે તેવીજ રીતે સર્વને જુએ તો આવરણુ રહિતજ રહે. પરંતુ જ્યાં પોતાના અને સર્વના ખરા સ્વરૂપનું અજ્ઞાન હોય છે ત્યાં આ અદ્વૈતપ્રેમ પિંડ પુરતોજ થઇ રહે છે કેમકે અજ્ઞાની સર્વને અને પોતાને પિંડના રૂપમાંજ જુએ જાણે છે, અને તેથી પિંડના સ્વાર્થ સંબંધના યોગ પુરતો વા મમત્વ પુરતોજ એ પ્રેમ વિકાસને પામે છે અને તે પણ સેંકડો શંકાઓ અને સંશયોથી દબાયલો તથા મર્યાદા અને વિનય અથવા વિવેકની ધાકથી હૃદયના પાછલા ખુણામાં બ્હીકથી લપાઇ ગયેલો છાયા અથવા આભાસ માત્ર જેલટોજ અનુભવમાં આવે છે તેથી તે કદાપિ પોતાના પૂરજોસથી ખીલવા પામતો નથી.

પોતાના આત્માને સર્વ કોઇ જાણુતાં કે અજાણુતાં સર્વ અવસ્થામાં અને સર્વ ક્રિયા કરતે પણ તિરસ્કારને યોગ્ય કદાપિ ગણુતા નથી, પણ તેને અત્યંત વ્હાલને યોગ્ય ગણે છે, તથા તેને બહુજ સ્તુત્ય અને પૂજ્ય પણ ગણે છે. તે એવી રીતે કે જ્યારે કોઇ તેને ગાળ દે છે ત્યારે તે ઘણું માઠું લગાડે છે અને સામાને

શિક્ષા કરવાને પણ પ્રવૃત્ત થાય છે, શાથી જે તે પોતાની યોગ્યતા અત્યંત ભારે અને સર્વથી ઉત્કૃષ્ટ ગણે છે. લોક પાસે તે પોતાને દોષ વિનાનો, ખોડ વિનાનો, ધર્મમાં બરાબર ચુસ્ત, સર્વ સદ્ગુણે-સંપન્ન, ઉત્તમ બુદ્ધિ સામર્થ્યવડે યુક્ત, સર્વરીતે સર્વને વ્હાલા લાયક, અને સમસ્ત દુનિયાંના પૂર્ણપ્રેમના પાત્રીભૂત ગણાવવાને માગે છે. તેનાથી તેમ બની શકતું નથી અને લોક તેની ઈચ્છા પ્રમાણે તેને દોષભૂલ વગરનો અને સર્વરીતે ઉત્તમ લાયકીવાળો અને તેથી સર્વના પ્રેમને યોગ્ય ગણતા નથી .એટલે તે શું કરે, તેનું ચાલતું નથી તેથી તે બળાત્કારે લોક તરફથી તેની જેવી સેવા થાય છે તેવીજ સેવાને ગ્રહણ કરીને સંતોષ ધારણ કરે છે. જ્યારે તેનાં કોઇ વખાણ કરે છે ત્યારે જે ગુણો તેનામાં ન હોય તે ગુણો તેનામાં છે એમ કહીને તેની સ્તુતિ કર્યાથી તે ઘણોજ પ્રસન્ન થાય છે, અને તે સકલગુણસંપન્ન છે કે ખુદ ઈશ્વરનો જ અવતાર છે એવું તેને કહ્યાથી પણ એમ કહેવું એ અયોગ્ય છે એવું તેને કદાપિ લાગતું નથી પણ ઉલટી તેની પ્રસન્નતા વધે-છે. પોતાનાથી કોઈ અન્યાયનું કે અધર્મનું કામ થતાં પણ તે સર્વવાત છાની રાખે છે અને પોતાથી એવું કામ થયું નથી એવું પ્રસિદ્ધિમાં લાવે છે. પોતાનાં પ્રગટરીતે લોકમાં અયોગ્ય ગણાતાં કાર્યોને તે પોતે નિંદતો નથી અને પોતે અયોગ્ય કર્યું છે એમ તેને લાગતું પણ નથી તેથી તે પોતાના કૃત્યને યોગ્ય અને જેમ કરવુ જોઇતું હતું તેમજ કરાયેલું માને છે. માત્ર જ્યારે કોઈ તેનું વિશ્વાસપાત્ર મનુષ્ય તેને એ કાર્ય ઇશ્વરની આજ્ઞાથી વિરૂદ્ધ છે તેથી અયોગ્ય છે એમ સમજાવી તેનાથી અ-યોગ્ય કામ થયું છે એમ તેને ઠરાવી આપે છે ત્યારે તે પોતા-નાથી અયોગ્ય કાર્ય થઇ ગયાનું પેલા ઉપરના કે શાસ્ત્રઉપરના પોતાના વિશ્વાસથી માને છે ખરો તથાપિ તેથી કરીને એવું કૃત્ય કરનાર પોતાને તે ધિક્કારવા લાયક કે સર્વની નિંદાને પાત્ર શુ શુ છી છી અને ફટ ફટ થવા લાયક કદાપિ ગણતો નથી, પણ

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

ઉલટો યશ ગવાવા યોગ્ય તથા સ્તુતિ કરાવા યોગ્ય અને સર્વમાન્યતા તથા કીર્તિને પાત્ર તે અંદરખાનેથી પોતાને પ્રથમની માફકજ ગણે છે અને તેથી તે પોતાને સદા સર્વદા જેવોને તેવો જ વ્હાલને યોગ્ય ગણે છે. આ જ પ્રેમસ્વરૂપ આત્માનું પોતાનું ખરૂં સ્વરૂપ છે. તે પોતાના ખરા સ્વરૂપને પિછાણતો નથી તોપણ જેવો તે છે તેવો તે પોતાને અજાણતાં પણ લેખવે છે, અને સમસ્ત જગતપાસેં તેવો પોતાને ગણાવવાને તે માગે છે. આ સર્વના પ્રેમના કેન્દ્રસ્થાનરૂપ આત્મા કે જે સર્વના વ્હાલને યોગ્ય છે તેને જો એનો એજ બધે છે એમ તેણે ગણ્યું હોય તો સર્વત્ર પ્રેમ અખંડ ઉભરાઈ જાય કેમકે સર્વને અત્યંત પ્રેમ કરવા યોગ્ય અને અત્યંત વ્હાલનું સ્થાન એવો પોતે છે એમ જે તેને લાગે છે તેજ આ એ તે સર્વ છે એમ ગણાતાંજ અજ્ઞાને નાંખેલી દ્વૈત ભુરકીનું સર્વબળ નષ્ટ થઇ જાય છે અને અખંડ એકરસ અદ્વૈત સત્યપ્રેમ સર્વત્ર પોતાના પૂર્ણ જોસથી મહાતેજવાન ઝગઝગે છે. સત્યયુગમાં સર્વત્ર એમજ હતું. શ્રીમદ્ ભાગવત શ્રીભગવાન મુખે કહે છે કે—

**आदौ कृतयुगेवर्णो नृणां हंस इति स्मृतः । कृतकृत्याः प्रजाजात्या तस्मात्कृतयुगं विदुः ।। वेदः प्रणवएवाग्रे धर्मोऽहं वृषरुप धृक् । उपासते तपोनिष्ठा हंसंमां मुक्त किल्विषाः ।।** શું કહે છે—

પ્રથમ સત્યયુગમાં આ વેદસનાતનધર્મી પ્રજાના આજની માફક બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એમ ચાર વર્ણો નહોતા પણ હંસ એવો એકજ વર્ણ હતો. સર્વ કોઇ પોતાના બ્રહ્મસ્વરૂપની પૂર્ણ જાગૃતિથી પૂર્ણબ્રહ્મ સ્વરૂપ વિચરતા હતા તેથી જન્મથીજ સર્વ પ્રજા કૃત્યકૃત્ય હતી. કયાંહીં પણ અજ્ઞાન અવિદ્યાના અંધકારનો પ્રવેશજ નહોતો. સર્વકોઈ તે સમયે કર્તવ્ય પ્રાપ્તવ્યથી રહિત એવી જીવન્મુક્ત દશાનો અનુભવ કરતા હતા અને તેથી સર્વ એક સત્યધર્મથી અસ્ખલિતપણે ચાલતા તથા અરસ પરસ ભેદોની આડયોથી સર્વ મુક્ત હોવાથી તેમને અપાર



પ્રેમ ઉભરાઇ જતો હતો. રાજા પ્રજા સર્વ કોઈ નિરંતર મહા આનંદમાં મગ્ન રહેતા હતા અને કલેશ દુઃખ સ્વપ્નમાં પણ નહોતાં, તેથીજ તે યુગને કૃતયુગ કહે છે. ઋક્ સામ યજુસ્ અને અથર્વ એવા આજે વિદ્યમાન છે તે ચારે વેદ ત્યારે નહોતા પણ પ્રણવ જે ૐકાર તે એકલોજ માત્ર વેદમંત્રમાં હતો અર્થાત્ અજ્ઞાન વડે સ્વરૂપનો બોધ હણાઇ ગયેલો નહીં હોવાથી આત્મા પરમાત્મા સંબંધિ જ્ઞાન અર્થે ઘણા સ્પષ્ટીકરણની તે સમયે અગત્ય નહોતી. તથા ધર્મ ચારે પાદ (સત્ય–જ્ઞાન–શીલ–સંતોષ)ની દ્રઢતાવાળો એટલે તેમની અચળ સ્થિરતાવાળો પરમાત્માના સત્યસ્વરૂપ જેવો આદ્યંત અખંડ સત્યરૂપ હતો. અને સર્વ કોઈ કપટ પ્રપંચથી રહિત નિષ્પાપ હૃદયવાળા તથા પોતાના ધર્મની સજ્જડ દ્રઢતારૂપ એકાગ્રતપવાળા તે કાળે મારીજ–પરમાત્માનીજ હંસસ્વરૂપ–સર્વના આત્મા સ્વરૂપથી ઉપાસના કરતા હતા. સત્ય–પ્રેમની આ અખંડતા ત્રેતાયુગમાં તુટી. ત્રેતાયુગમાં ચારવર્ણો ત્રણ વેદો વિગેરે ભેદો પ્રગટયા, અને ત્યારથી અજ્ઞાન આવરણ ધીમે ધીમે સજડાતું અને ધર્મબળ ઘટતું ચાલ્યાં જઈ દ્વાપરમાં અડધો અડધ અધર્મ પેસી ગયો, અને આજે કળિયુગમાં તો દ્વાપરના અંતે જે ચોથાભાગનો એક પગવાળો ધર્મ હતો તે પણ લુલો થઈ ગયો છે. ધર્મબળ અને સત્યની પ્રજામાં જેમ વિશેષ દ્રઢતા તેમ પ્રેમ વધારે નિર્મળ અને વધારે જોસદાર અમૃતમય લાગણીવાળો હોય છે. તે કળિયુગમાં નહીં જેવી થઈ ગયાથી પ્રેમપણ નહીં જેવોજ થઇ રહ્યો છે.

કળિ એટલેજ કપટ, અને જ્યાં કપટ છે ત્યાં પ્રેમ ઉભો પણ રહી શકતો નથી. આજે સર્વત્ર કળિયુગનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. દંપતીઓ અને મિત્રો હૃદયમાં કપટ અથવા દગાથી ભરેલાં અને સામાના પ્રેમમાં કપટ અથવા દગાની શંકાવાળાં પોતપોતાના ધર્મની સત્યતા વિનાનાં માત્ર બહારના વ્યવહાર સુખરૂપ સધાયાં જાય એટલા માટે પોતાના અધર્મને ઢાંકી પ્રેમ જણાય એવા

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

શબ્દોથી વાત કરે છે. તેમાં બન્ને તરફથી જ્યાં પ્રેમનો અભાવ અને ધર્મના ભંગનું સમાનપણું હોય છે ત્યાં તો એ શબ્દો વિવેક અથવા વિનય કે સભ્યતા કહેવાય છે, અને જ્યાં બન્ને પક્ષકાર પ્રપંચી હોય છે ત્યાં પોલીટીકલપણું ગણાય છે. પણ આવા કળિમય સમયમાંએ કોઇ કોઇ સાચાં પ્રેમી રહ્યાં છે, તેમને જ્યારે આવા કળિમય મનુષ્યની સાથે સંબંધ પડેછે ત્યારે તે બિચારાં આવા સૂકાં હૃદયવાંળા અને દગાખોર લોકની પ્રેમના ઉભરા બતાવનારી જૂઠી શબ્દજાળથી છેતરાઈ જાય છે. એવા જૂઠા સાકરીયા જીભવાળાને તેઓ ભૂલથી પોતાના માની બેસે છે અને પછી તેમનાથી જ્યારે છેતરાય છે ત્યારેજ તેઓ તેમના હૃદયના ખરાસ્વરૂપથી વાકેફ થઈ શકે છે. એવા મજ્યાભાઇની પ્રીતવાળાઓ છતાં ભારે પ્રેમ દેખાડનારા પ્રેમઠગો તો શબ્દમાત્રનાજ પ્રેમી હોવાથી તેમનું હૃદય કાંઇ પ્રેમીનેજ ઝંખ્યાં કરતું હોય કે પોતાના સર્વ પ્રેમનું કેન્દ્રસ્થાન તે પ્રેમીને તેમણે બનાવ્યું હોય એવું કાંઇજ હોતું નથી. પ્રેમીના અખંડ સામીપ્યની તીવ્ર ઈચ્છા જેવી પેલા સત્યપ્રેમીને હોય છે તેવી તેમને કશી હોતી નથી. તેથી તે સત્યપ્રેમીને તો તેમનો વિયોગ અસહ્ય થઈ પડે છે પણ તેમનાં હૃદય શુષ્ક હોવાથી તેમને કાંઈ વિરહતાપ થતો નથી. જ્યારે મળે ત્યારે શબ્દોમાં અને હાવભાવમાં ભારે વ્હાલ દાખવે અને પોતાના સ્વાર્થને વિઘ્ન આવે એવું ન જણાય ત્યાં સુધી પ્રેમરસ પીએ અને પાય, અને આવા મજ્યાભાઈની પ્રીત જેવા તેમના શુષ્કપ્રેમને શબ્દોમાં અને ચેષ્ટામાં ઘણો ભારે બતાવી પેલા સત્યપ્રેમીને તેઓ ઠગે છે. અંતે તેવો પ્રસંગ આવી પડતાં તેમનો ફૈલઘડો ફટ્ટ દઈને ફૂટી જાય છે અને પછી તે સ્વાર્થી લોકો જાણે ઓળખતાએ હોય નહીં એવા થઇને છુટા પડી જાય છે. કોઇ ગાયનકાર ખરૂં કહે છે કે—“ બિચારા કોઈક સાચા, પ્રેમીની તો ખુવારી છે; અરે ! દુનિયાંમાં પ્રેમી કયાં ? ” એવા ખળ સ્વાર્થી પ્રેમી માટે કોઈ કવીએ કહ્યું છે કે—



સોરઠો.

"પય જલ સરસ બિકાય, સુનો પ્રીતકી રીત યહ,
અલગ હોત છિનમાંહિં, કપટ ખટાઈ જ્યૌં મિલે".

શું કહે છેઃ-દૂધ ને પાણી એકઠાં મળી જવાથી પાણી દુધ ગણાઇને દુધને ભાવે વેચાય છે. સાચી પ્રીતિથી એવો અભેદ થઈ જાય છે. પણ તેમાં ખટાઇરૂપી કપટ પ્રવેશ પામતાંજ એક ક્ષણવારમાં એ દુધ ને પાણી જુદાં થઈ જાય છે. અહીં દુધ સત્યપ્રેમીને સ્થાને છે અને પાણી શુષ્કપ્રેમીને સ્થાને છે. દુધ દુધની મિત્રતા હોત તોજ તેમને જુદાં પડવાનો સંભવ નહોતો. સત્યપ્રેમીના દૃષ્ટાંતમાં કોઇ કવીએ તલ અને પતંગની પ્રીત વર્ણવી છે તે કહે છે કેઃ—

( દુહા. )

તિલ ઘાનીમેં પૈઠકે આપ પિલાવત અંગ,
ઘર ઘર દીપક યૌં જલે કયાંહીં મિલે પતંગ.— ૧.
સચ્ચી પ્રીત પતંગકી હિર ફિર જીવહી દેત,
જૂઠી પ્રીત હિ ભ્રમરકી કલી કલી રસ લેત.— ૨.
પ્રીતમ પ્રીત પ્રમાન હે મન એક દો અંગ,
દીપક જલતે દેખિકે તુરત હી જલે પતંગ.— ૩.

આહા! કેવો સત્યપ્રેમ! કહે છે કે તલ અને પતંગને સાચી પ્રીત લાગેલી છે પણ દુર્ભાગ્યે તેમનો વિયોગ પડી ગયો છે, તેથી હવે પતંગને કેમ મળવું તેનો ઉપાય શોધતાં તલને માત્ર એકજ માર્ગ જડયો. તે ઘણો દુર્ગમ છતાં પ્રેમીને મળવાને માટે તેણે એ મહાન સાહસ વિચાર્યું. તેણે જાણ્યું કે કોઠીમાં પડયે પડયે કાંઇ પતંગની ભેટ થવાની નથી, માટે તેણે ઘાણીમાં પેસીને પોતાનું શરીર પીલાવી નાંખી તેનું તેલ કહાડયું અને તે તેલની "કયાં પતંગ મળે" "કયાં પતંગ મળે" એવી શોધમાં ઘેરેઘેર દીવા બાળવા માંડયા. ત્યારે પતંગ પણ સાચો પ્રેમીજ હતો. પોતાને મળવા માટે પોતાના પ્રેમીએ જે અતિભારે સાહસ કર્યું છે તે જાણી અને તલને દીપકમાં



બળતો જોઇને તે સહન કરી શકતો નથી, તેથી દીપકની આસપાસ સાત ફેરા ફરી આવતા જન્મમાં હવે એજ પ્રેમી ફરીને મળે અને તેનો કદાપિ વિયોગ પડે નહીં એવું પરમેશ્વર પાસે માગી તત્કાળ દીવામાં ઝંપલાવી પ્રાણ ત્યાગી દે છે. એજ સાચો પ્રેમ પ્રમાણ છે. અને જૂઠા પ્રેમનું દૃષ્ટાંત ભમરો છે કેમકે તેનો સ્વાર્થી પ્રેમ છે. એક ફૂલમાં વાસ થઈ રહી કે તેના ઉપરથી તેનો પ્રેમ તરત ઉઠી જાય છે અને તે બીજા વાસદાર ફૂલ ઉપર જઈને બેસે છે તથા પ્રથમના સ્નેહીની કશી દરકાર કરતો નથી. એવા ખગ સ્વાર્થીપ્રેમી આજના સમયમાં ઘણા છે, અને સાચા પ્રેમી કોઈક છે. જ્યારે ગાઢપ્રેમથી શરીરોજ માત્ર ન ચાલ્યે જુદાં રહી મન એકરસ થઈ રહ્યાં હોય ત્યારે એ સાચી પ્રીત છે—સત્ય પ્રેમ છે. દીવાને બળતો દેખીને પતંગ તત્કાળ પ્રાણ છોડી દે છે એ તેની સાચી પ્રીતનું પ્રમાણ છે. ધન્ય ધન્ય.

સત્યપ્રેમના સંબંધમાં નીચેના દુહા બહુ સારૂં વર્ણન કરે છે—

પ્રીત કરી છૂપે નહીં જ્યોં ત્યોં હોત પ્રકાસ
દાબી ડુબી કયૌં રહે કસ્તૂરીકી બાસ.— ૧

પ્રીત કરી છૂપે નહીં અંતર દીલકો હેત
મુખસેં ગારી દેત હે નૈન બલૈયાં લેત.— ૨

સજ્જન ભેલી બૈઠકે ચારો નૈન મિલાય.
સંપતતો કબુહી મિલે સમા મિલે નહીં આય.— ૩

જીવન જોબન માલ ધન અવિચળ રહા ન કોઈ
જો ઘડી ગઇ આનંદમેં જીવકા ફલ હે સોઇ.— ૪

સજ્જન એસે હોત હે જૈસો સિરકો બાલ
કટે કટાયે ફિર કટે તો હુ ન છોડે વ્હાલ.— ૫

ચલત કલમ સૂકત અછર યેહિ પ્રીતકા મૂલ
નેહી ગયે લીલા રહે પરત તાહિ મુખ ધૂર.— ૬





॥ ૐ श्रीगणेशायनमः ॥

## સ્વાર્થીપ્રેમ કૃત્રિમ અને દેખાડવા પુરતો છે, અને અને સત્યપ્રેમ સાચાહૃદયનો અને અખંડ છે.

મનહર છંદ.

જેનો સત્ય પ્રેમ નહીં તેને મન કેમ સાંપે
વ્હાલાં વ્હાલાં વેણુ તેને કેમ કરી ભાખવાં
દેહનો જ મોહ શું અભેદતા કરાવી શકે ?
સ્પર્ષનો એ ત્રાસ થાય ભેદ પાપ ભાળતાં;
અંગસંગ કેરી ત્યાંતો વાત કયાંજ આવી શકે ?
ઉમળકા વ્હાલના ન આવે જ્યાંહિં મનમાં
અંદરથી ભેટયા વિણુ વ્હાર કેમ લાગે ચિત્ત
પ્રફુલ્લ પ્રસન્ન મન નથી જ્યાં મગનમાં.—૧

સત્ય પ્રેમ નથી તોએ કામીઓ તો અંધાભીંત
પ્રેમને નામે તે મોહકીચમાં કળાયા છે
ઇન્દ્રીજન્ય સુખો માંહિં વ્યસની બનીને પછી
લાલચોની વાસનાના પૂરમાં તણાયા છે;
ઇન્દ્રિયોની લુપ્તતા ને અર્થનું આધીનપણું
એ બે પરંતંત્રતાઓ વેઠી વાજ આવ્યા છે
નિરપેક્ષ સત્યપ્રેમક્ષીરભોજી હંસને તો
જનાવરોથી ઘણાજ નીચા એ જણાયા છે.—૨

સત્યપ્રેમ નાજ કદિ સુખ સ્વાર્થ અર્થ શોધે
દુઃખથી કંટાળી કદિ પ્રેમીને ન ત્યાગે છે
ઇન્દ્રિયો, યુવાની, રૂપ, બળ, મતિ, લુપ્ત થાય
તોએ પ્રેમપૂર તો વધ્યાંજ "જાતું લાગે છે;"
અલૌકીક આનંદની લહેરીયો ચાલ્યાં જાય
હૈયામાં સમાતાં નથી પ્રેમનાં મહા પૂરો



ગદગદ કંઠ થઈ વાણી તો રૂંધાઇ જાય
નેત્રમાંથી નીર જાય ચઢે હર્ષ-આપુરો.—૩
રોમે રોમ ખીલી ઉઠી આનંદીત બની જાતાં
ગીલીગીલીયુત ઝણેણાટ થાય અંગમાં
સુખની સીમાજ નથી અહોનીશ આઠે પ્હોર
ઘડી ઘડી મોદઉભરા ઉઠે ઉમંગમાં,
દેખી ભારે પ્રેમપૂર શોક દુઃખ નાસી જાય
વિસ્મૃત બનેજ વિશ્વભાસ સત્યધૂન્યમાં
પ્રેમ પ્રેમ પ્રેમ એક અખંડ બની જ રહે
વાણી તેને શું વખાણે ભોગવાય મૂન્યમાં.—૪



॥ ॐ श्रीगणेशायनमः ॥

# ॥ श्री सत्यप्रेम अने आर्य गृहस्थाश्रम ॥



## પ્રકરણ ૨ જું.



### પ્રાચીન આર્યસ્ત્રીપુરૂષોનાં લગ્ન અને તેમનાં દાંપત્ય.



અજ્ઞાનની ભારે થાપના પણ આવરણને નષ્ટ કરી આવરણ રહિત શુદ્ધ નિષ્કલંક નિર્મળ મહાન આનંદના લાવને આપનાર સત્યપ્રેમ અથવા દિવ્યપ્રેમને હૃદયમાં પ્રગટાવી એકરસ આનંદરૂપ થઈ રહેવા માટે સર્વ પ્રેમસુખનો લાવ રળવાની ઇચ્છાવાન મનુષ્યોને જળમીન જેવી પ્રીતથી કે સારસપક્ષી જેવી પ્રીતથી પોતાને ભજનાર સાચાપ્રેમી મિત્રની અગત્ય છે. પણ જ્યારે મિત્ર જુદાં ઘરમાં રહેનાર હોય, તેમની માલકીના પદાર્થો જુદા હોય, તેમને કરવાનાં કામો જુદાં હોય, તેમના

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

સ્વાર્થ જુદા હોય, અને વિચાર જુદા હોય તો ચિત્તની એકતા થતી નથી. અને ત્યારે મિત્રતા વ્યવહારમાં મદદરૂપ થઈ પડવા પુરતી કે રમુજમાં વખત ગાળવા પુરતીજ થઈ રહે છે. અને તેમાં પ્રેમ અથવા વહાલ મતલબ વા સ્વાર્થ સાધવા પુરતો જ રહે છે. સામાન્યરીતે દોસ્તી સાથે રમનારને, સાથે ભણનારને, ભેગો ધંધો કરનારને, નિત્ય સાથે બેસનારને, ગુરૂ શિષ્યને, અને સરખા કળાવાન કે બુદ્ધિમાનને સ્વાભાવિકપણે થાય છે. પણ એ સર્વ મિત્રો સત્યપ્રેમથી એકરસ અભેદ થઇ કદિ ન છુટા પડે એવા જોડાઇ જતા નથી, માત્ર તેમાંથી કોઇ ભાગ્યવાનનેજ હૃદયની એકતા થઈ ગયાથી તેમની દિવ્ય સત્યપ્રેમી જોડી બની જાય છે, કેમકે ભેદોને ઉપજાવનાર આડચો તેમાં ઘણો અટકાવ કરતી હોય છે. એવી કોઇ પણ ભેદક આડચ ન હોઈ શકે એવી અભેદ મિત્રતા માત્ર સ્ત્રીપુરૂષનીજ થઈ શકે છે કેમકે સ્વભાવથીજ સ્ત્રીને પુરૂષશરીરમાં અને પુરૂષને સ્ત્રીશરીરમાં પ્રેમ અથવા વ્હાલ ઈશ્વરે સરજેલો છે. લગ્નની પવિત્રગ્રંથીથી જોડાવાનો જેમનામાં ચાલ નથી એવાં જંગલીમનુષ્યો અને મનુષ્યથી ઇતર પ્રાણિયોમાં પણ જોઇયે છીયે તો રતિસુખના નિમિત્તથી પ્રેમ પ્રગટી નરનારીને મિત્રતા થઇ જતી જોવામાં આવે છે. તેમાં સારસ નામનાં પક્ષીમાં નરમાદાની જોડી પ્રેમથી એવી એક થઇ રહે છે કે જો તેમાંનું એક મરી જાય તો બીજું પણ તેની પાછળ ટળવળી ટળવળીને મરી જાય પણ પોતાના પ્રેમીના વિયોગમાં દેહ ધારણ કરે નહીં. આમ સ્ત્રીપુરૂષની મિત્રતા ઇશ્વરસૃષ્ટ છે. પણ મનુષ્યો આગળ વધી એ ઇશ્વરે સરજેલી મિત્રતાને અભેદ સત્યપ્રેમસુખને જીવનપર્યન્ત નિર્ભયપણે પામી શકાય એવી કરવા માટે વિવાહવિધિથી જગજાહેર રીતે જોડાઈ પતિપત્નીનાં જોડાં બનીને રહ્યાં, કે જેથી સર્વને સુવિદિત રીતે તેમના મમત્વના પદાર્થો અને તેમના સર્વ સ્વાર્થોને એક કરી દંપતીપણાના એકાત્મ્ય પ્રેમ–સુખને કોઈના અટકાવ અડચણ કે લોકમર્યાદાના દાબ

દબાણ વિના નિષ્કંટક ભોગવવાને તેઓ ભાગ્યશાળી થઇ શકે. આ લગ્ન અથવા વિવાહ સર્વ સુધરેલી મનુષ્યજાતિમાં કરવામાં આવે છે પણ તેમની જુદી જુદી નાતો અથવા કોમમાં તેમનાં પોતપોતાનાં લગ્નનાં સ્વરૂપોના પ્રકાર જુદા જુદા હોય છે. આર્યાવર્ત અથવા હિંદુસ્થાનના આર્યોમાં લગ્ન અથવા વિવાહના આઠ પ્રકાર છે. બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, અને પૈશાચ એ આઠ જાતના વિવાહ આર્યોમાં કરવામાં આવે છે. તેમાં કન્યાને શક્તિ પ્રમાણે વસ્ત્રાલંકારથી શણગારી યોગ્યવરને બદલામાં કાંઇ લીધા વિના દાનમાં આપવી તે બ્રાહ્મવિવાહ છે. પોતાને ત્યાં યજ્ઞ કરાવી તે યજ્ઞના ઋત્વિજને કન્યા કાંઇ બદલે લીધા વિના દાનમાં આપવી તે દૈવવિવાહ છે. બે ચાર ગાયો બદલામાં લઈ કન્યા વરને આપવી તે આર્ષવિવાહ છે. “ તમે બન્ને સાથે રહી ધર્માચરણ કરો ” એમ કહી બન્નેનું પૂજન કરી પછી કન્યા વરને આપવી તે પ્રાજાપત્યવિવાહ છે. કન્યાના બાપને દ્રવ્ય આપીને તેની પાસેથી કન્યા ભાર્યા કરવા માટે ખરીદવી તે આસુરવિવાહ છે. વરકન્યાની સ્વયં ઇચ્છાથી તે બન્નેના અંદર અંદરના કરારથી સગાંની સંમતિ કે વિધિક્રિયા વિના કરેલો વિવાહ તે ગાંધર્વવિવાહ છે. યુદ્ધ કરી કન્યાનાં સગાંને મારીને કન્યાને હરી જવી તે રાક્ષસવિવાહ છે. ઉંઘેલીને કે નિશો કરાવીને બેભાન કરેલી કન્યાને છાનામાના ભ્રષ્ટ કરવી અથવા છેતરીને કે બળાત્કારે ભ્રષ્ટ કરવી અને પછી તેને પરવશ કરીને પોતાની ભાર્યા બનાવવી તે પૈશાચવિવાહ છે. આ પૈશાચવિવાહનો પ્રકાર સર્વ વિવાહોમાં અધમ છે.

આર્યાવર્તના પ્રાચીન ઇતિહાસો અને ધર્મશાસ્ત્રોથી જણાય છે કે પ્રથમ વિવાહનો અધિકાર સ્વતંત્રરીતે વરકન્યાને હસ્તગત હતો. તેમાં પ્રથમ તો વરની લાયકી ઘણી ભારે અને બહુ માનને પાત્ર હોવાથી એકલા વરનીજ પસંદગીથી તે વરકન્યાનાં લગ્ન થતાં. તે સમયે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજાતિ વર્ણના

પ્રત્યેક કુમારને ગર્ભથી અનુક્રમે આઠમે અગીયારમે અને બારમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવામાં આવતો, તે પછી તે બ્રહ્મચારી શાસ્ત્રમાં આજ્ઞા કર્યા પ્રમાણે બ્રહ્મચર્ય અવસ્થામાં શ્રીગુરૂ સમીપ વાસ કરી વેદશાસ્ત્રાદિનું અધ્યયન બાર વર્ષ સુધી કરતો, વિદ્યાભ્યાસ પૂર્ણ થયા પછી ઘેર આવી સમાવર્તન સંસ્કાર કર્યા પછી તે ગૃહસ્થાશ્રમ ધારણ કરવા માટે પોતાને અર્થે યોગ્ય કન્યાની શોધમાં નીકળતો. મહાસમર્થ વિદ્વાન અને જ્ઞાની ગુરૂના સમાગમમાં દીર્ઘકાળ રહ્યાથી તે સમયે સર્વ બ્રહ્મચારીઓ સંસારને મિથ્યા સમજી પોતાના સત્યધર્મથી ચાલી પરમાત્માનું જ્ઞાન પામી જન્મમરણથી મુક્ત થઇ નિર્વાણ પામવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓ થઇ રહેતા, અને કોઈ કોઇ તો બ્રહ્મચર્ય આશ્રમમાંજ પોતાના બ્રહ્મ સ્વરૂપના સાક્ષાત્કારથી જીવન્મુક્ત સંત મહાત્મા થઇ રહેતા. તથાપિ વેદ નારાયણની આજ્ઞા જાણી આશ્રમના અનુક્રમથી જીવન ધારણ કરવું યોગ્ય ધારી ગૃહસ્થાશ્રમને તેઓ અંગીકાર કરતા. તથા કોઇ વિરક્ત સ્વભાવવાળા તો બ્રહ્મચર્ય આશ્રમમાંથી જ પ્રવજ્યા દીક્ષા ધારણ કરી પ્રથમ સન્યાસી અને પછી આશ્રમાતીત પરમહંસ સ્વરૂપથી વિચરતાં. આમ હોવાથી કન્યાની શોધમાં નીકળનાર બ્રહ્મચારી પોતે સમર્થ વિદ્વાન હોવાથી કન્યાનાં માતાપિતા તેનો આદરથી ઉત્તમ સત્કાર કરતાં. અને તેની પોતાની પુત્રી સાથે વિવાહ કરવાની ઇચ્છા જાણતાં વિધિ પ્રમાણે પ્રથમ વાગ્દાનથી અને પછી ક્રિયાદાનથી તે કન્યા તે વરને બ્રાહ્મવિવાહથી અર્પણ કરતાં. ઉત્તમ સદ્‌ગુણી ધર્મનિષ્ઠ અને વિદ્વાન માતાપિતાના સહવાસમાં ઉછરેલી અને તેમનાથી શિક્ષણને પામેલી તે કન્યા વિદુષી બુદ્ધિમતી અને ધર્મના સત્યટેકને ધારણ કરનારી, તથા પતિને ઇશ્વર રૂપ પોતાના ઉપાસ્ય દેવ ગણીને અનન્ય પ્રેમથી ભજનારી દ્રઢ પતિવ્રતા હોવાથી વિવાહથી અનંતર સે પોતાના પતિની સેવામાંજ રહેતી; અને પૂર્ણ પવિત્ર અને પતિમાં અનન્ય સત્ય પ્રેમવાળું મહાન ઉત્કૃષ્ટજીવન પતિસહ સુખમાં ગાળીને,



તથા પોતાના સરખી ઉત્તમપ્રજા ઉત્પન્ન કરી દુનિયાં ઉપર મહાન ઉપકાર કરીને, પતિના દેહાવસાને તેમના વિનાનું પોતાનું એકલું પડીગયેલું જીવન શૂન્યજેવું અને નિરર્થક લાગ્યાથી તથા તેમનો વિયોગ ન સહાયાથી પોતાના તે પતિ પાસે જવાની તીવ્ર ઇચ્છાથી શાસ્ત્રોક્ત વિધિથી તે પતિના શવ સાથે પોતાના દેહને બાળી દેતી.

આ મૂળની રૂઢીથી પુરૂષ પોતાની ઇચ્છાનુસાર કન્યા પ્રાપ્ત કરી શકતો. તે ઉત્તમસ્ત્રીનો પરીક્ષક હોવાથી તેના મનોરાજ્યમાં રમતી હોય તેવી સ્રીને જ્યારે તે જુએ ત્યારેજ તેને પોતાની પત્ની તરીકે ગણાવાની યોગ્યતાવાળી તે ગણે. પોતાના મનને રૂચતી ભાર્યા ઉપર તેનો અપ્રતિમ પ્રેમ હોવાથી તે તેને ઉત્સાહથી પોતાના સરખી બનાવે અને તેના નિર્દોષ અને અનન્ય પ્રેમનું પાત્ર બની બન્ને પ્રેમી દંપતી આજ લોકમાં સાક્ષાત્ બ્રહ્મલોકનાં સુખોનો અનુભવ કરી પરિણામે પરમાત્માના અનંત આનંદસ્વરૂપમાં સત્યજ્ઞાનના પ્રતાપથી પુનરાવૃત્તિ રહિત થઇ સમાઇ જાય. આ વખતે આર્યાવર્ત પોતાની પૂર્ણ ઉન્નતિમાં હતું, અને સર્વ સત્યપ્રેમી સ્રીપુરૂષોનાં હૃદયમાંથી પ્રસરતા મહાન આનંદની છોળ્યોથી અમૃતમય સ્વર્ગરૂપ થઈ રહેલું હતું. તે સમયે સર્વ પુરૂષો અને સ્રિયોમાં સત્ય જ્ઞાન દયા ઉદારતા ક્ષમા મુમુક્ષુતા વિગેરે સર્વ ઉંચાગુણો પોતાના પૂર્ણ સ્વરૂપથી પ્રકાસતા હતા. સર્વ કોઇ પોતાના ધર્મને અચળ ધારતા અને પ્રાણાન્ત થતાં પણ તેમાં સ્ખલન આવવા દેતા નહીં. પરમેશ્વરને સર્વત્ર અખંડ હાજર જાણતા અને તેમની જાણ બહાર કાંઈ નથી એમ જાણીને મન વાણી અને કર્મથી પૂર્ણ શુદ્ધ રહેતા. વર્ણાશ્રમધર્મ યથાર્થ સચવાતા. અને તેથી આ પવિત્ર આર્યાવર્ત કે જે મોક્ષભૂમિકા છે તેના વાસીઓ મૃત્યુલોકમાં છતાં બ્રહ્મલોકનાં સુખોનો અનુભવ કરતા.



આર્યોની આવી સર્વોત્કૃષ્ટ સ્થિતિ ઘણો કાળ રહી પણ સર્વનો અંત લાવનાર કાળ તે સુખમય સ્થિતિનો આખરે અંત લાવ્યો. ધર્મબળ અને વિદ્યાબળ જે બે બળો આ ઉત્કૃષ્ટ સ્થિતિ નભી રહેવામાં મુખ્ય કારણ રૂપ હતાં તે ધીમે ધીમે હઠયાં. પ્રથમ વિદ્યાબળને ધક્કો લાગ્યો. યુગના માહાત્મ્ય પ્રમાણે સમય જતાં કળિ આગળ વધતાં ધીમે ધીમે મનુષ્યોનાં બુદ્ધિબળ મંદ થવાથી વિદ્વત્તા ઘટવા લાગી. આગળ ઘણા વિદ્યાર્થીઓ ખપ પુરતુંજ ભણવા લાગ્યા અને કોઈ થોડાં વર્ષ ગુરૂને ઘેર રહી અલ્પ વિદ્યાભ્યાસ કરી પાછા આવવા લાગ્યા. બ્રહ્મચર્ય આશ્રમમાં બાર વર્ષ ગુરૂસેવા અને વિદ્યાભ્યાસમાં ગાળવાની શાસ્ત્રાજ્ઞા પછી ધીમે ધીમે ગૌણ થઇ રહી. દીર્ઘકાળના સંતસમાગમ અને વિદ્યાપ્રાપ્તિથી જે ઉત્તમ સદ્ગુણો અને મુમુક્ષુતા ખીલી નીકળતાં તે પણ પછી ધીમે ધીમે મંદ પડી ગયાં. અલ્પવિદ્યાને લીધે સંસારીઓના સહવાસમાં આવીને ઘણાનાં અંતઃકરણ ધન કિરતી સ્ત્રી પુત્ર આદિ માયિકપદાર્થોમાં મોહ પામી વિષયીની ગ્રેડનાં થઈ રહ્યાં. આથી ઉત્તમ કન્યાની પરીક્ષા કરવા જેટલી ચતુરતા તેમનામાં ન રહી તેથી પછી કન્યાનાં માબાપો પણ પોતાની કન્યાઓને મરજી પ્રમાણે કેળવણી આપવા લાગ્યાં અને કેટલાંક તો તે પારકે ઘેર જનારી હોવાથી તેને કેળવવાની કાળજી બિલકુલ દૂર કરી દેવા લાગ્યાં. પરીક્ષા જોનાર કોઈ રહ્યું નહીં તેથી કન્યાઓને કેળવવાની કાળજી કોઇને નહીં હોવાથી તેમનામાં દુર્ગુણો આવીને વાસ કરવા લાગ્યા. જેમ ઉજડ ખેતરમાં નીંદણ અને જડો આપોઆપજ ઉગી નીકળે છે તેમ કોરા અંતઃકરણમાં દુર્ગુણો આપોઆપજ આવીને ભરાઇ જાય છે. આવી અવ્યવસ્થા થતાં પોતાને માટે કન્યા પસંદ કરવાનો અધિકાર વરના હાથમાંથી લઇ તેમનાં માબાપે પોતાના હાથમાં રાખ્યો. જ્યાંસુધી લગ્નનો અધિકાર વરકન્યાની સ્વતંત્રતામાં હતો, અને માબાપ તો માત્ર તે દંપતીએ કરેલા લગ્નને શાસ્ત્રવિધિથી પવિત્ર કરી દઢ



કરી આપતાં હતાં ત્યાંસુધી લગ્નને માટે કન્યાનું વય નક્કી કરવાની જરૂર નહોતી. તે સમયે કન્યા પોતાની ઇચ્છામાં આવે ત્યારે યોગ્યવરની પ્રાપ્તિ થયેથી લગ્ન કરતી અને તેથી લગ્ન વખતે તેમની ઉમર પંદરથી વીસ વરસ સુધીની થતી અને તે યોગ્ય હતું. કેમકે ધર્મબળ સજ્જડ હોવાથી તેમના કૌમાર વતને ખાંપણ આવે એવો સંભવ તે કાળે હતો નહીં.

લગ્નનો અધિકાર વરકન્યાના હાથમાંથી જઈ તેમનાં માબાપના હાથમાં આવતાં અને કન્યાની અને વરની દીર્ઘ બ્રહ્મચર્ય ધારણ કરી રહેવાની શક્તિ મંદ થતાં પ્રથમ લગ્નને માટે કન્યાનું વય નિર્ણીત કરવાની ખાસ જરૂર પડી. અને કન્યાઓને કેળવવાની કાળજી અગત્ય મટયાથી તેમનાં માતાપિતા બરાબર નહીં રાખવાથી, ગૃહસ્થાશ્રમની અવદશા ન થઇ જાય માટે ગુરૂને ઘેરથી યથાશક્તિ વિદ્યા પ્રાપ્ત કરી ઘેર આવેલા વરને કન્યાને નાની વયથી પરણાવી ત્યારથીજ તેના પતિની સેવામાં સોંપી સર્વ કેળવણી તે પતિપાસે પામે એવી યોજના બુદ્ધિમાન શાસ્ત્રકારોએ કરી. સંસ્કારભાસ્કર વિગેરે દ્વિજાતિવર્ણને કરવાના સોળ સંસ્કારોના વિધિને પ્રતિપાદન કરનારા ગ્રંથો તથા મનુસ્મૃતિ વિગેરે ધર્મશાસ્ત્રો અને કર્મવિધિના ગ્રંથો જે અત્યારે પ્રચલિત છે તે સ્ત્રીપુરૂષનાં લગ્નને માટે જે નિયમો સ્થાપે છે તે નિયમો આ સમયને અનુસરતા છે. આર્યોનાં લગ્ન કેવા હેતુથી કરવામાં આવે છે અને તેમનો ગૃહસ્થાશ્રમ કેવીરીતે શિરૂ થઇ કેવા સુખને આપનાર બની રહે છે તથા કેવી સ્થિતિમાં તે આશ્રમનું અવસાન આવે છે તે વાર્તા એ શાસ્ત્રોનું અવલોકન કરવાથી સ્પષ્ટ થાય છે. આઠથી દશવર્ષ સુધીની નાની વયમાં કન્યાનો વિવાહ કરવાનો હેતુ તેણે પોતાના પતિ પાસે, તે વિદ્યાભણવાની યોગ્યતાવાળી વયમાં, વિદ્યાભ્યાસ કરવાના હેતુને અર્થેજ છે એ વાતને નીચેનું શાસ્ત્રવાકય સ્પષ્ટ કરે છે. **वैवाहिको विधिः स्त्रीणामौपनायानिकः स्मृतः ॥ मनुः ॥** અર્થઃ—વિવાહનો વિધિ

સ્ત્રિયોને ઉપનયન એટલે વિદ્યારૂપી ત્રીજીઆંખ પામવાને અર્થે છે. એટલે પુરૂષને જેમ આઠવર્ષની વયે ઉપનયન સંસ્કાર કરી વેદાભ્યાસમાટે ગુરૂ પાસે મોકલવામાં આવે છે તેમ આઠથી દશવર્ષ સુધીની વયમાં લગ્ન કરી કન્યાને વિદ્યાભ્યાસ માટે તેના પતિની સેવામાં મૂકવામાં આવે છે. વળી એ વાતના સમર્થનમાં ॥ पतिरेको गुरुः स्त्रीणाम् ॥ અર્થઃ—સ્ત્રિયોનો ગુરૂ માત્ર તેનો પતિ એકલોજ હોઇ શકે છે. ॥ એ શાસ્ત્રવચન કન્યાંઓને શાળાઓમાં કે બીજીરીતે શિક્ષણ પામવાની મના કરે છે, અને તેણે પોતાના પતિપાસેજ વિદ્યાભ્યાસ કરવો એવો ખાસ નિયમ સ્થાપે છે. વિવાહને અર્થે કન્યાનું જે વય શાસ્ત્ર સ્થાપે છે તેથી કન્યાને પોતાના પતિ પાસેજ વિદ્યાભ્યાસ કરવાનો અને અન્ય કોઇ પાસે નહીં કરવાનો શાસ્ત્રનો હેતુ ખુલ્લો માલમ પડે છે, કેમકે લગ્ન પછી કન્યાને પોતાના પતિની સેવામાંજ યાવજ્જીવિત રહેવાનું હોવાથી નાની વયથી તેને પતિને અર્પણ કરવામાં વિદ્યાપ્રપ્તિનો અને ગુરૂ શિષ્યના દરજ્જામાં આવ્યાથી ઉપજતા પૂજ્ય તરીકેના પ્રેમનોજ હેતુ લગ્નને માટે કન્યાનું એ વય સ્થાપવામાં શાસ્ત્રનો છે એમ સ્પષ્ટ ભાસે છે. વિવાહને અર્થે કન્યાના વયને માટે શાસ્ત્ર કહે છે કેઃ—॥ अष्टवर्षा भवेद्गौरी नववर्षा च रोहिणी । दशमे कन्यका प्रोक्ता अतऊर्द्ध्वं रजस्वला ॥ અર્થઃ—કન્યા આઠવર્ષની ગૌરી, નવવર્ષની રોહિણી, દશવર્ષની કન્યકા, અને ત્યાર પછી રજસ્વલા કહેવાય છે. વળી "कन्याविवाहकालेतत्र सप्तमाष्टमाब्द उत्तमः । नवमदशमो मध्यमः । एकादशाब्द अधम इति । अत्र कन्यावयोब्दोर्ध्वं द्विगुणाब्द वयस्क वराय कन्यां दद्यात्। अन्यथा दाने दोषभागी स्यादिति॥ संस्कार भास्करे ॥ અર્થઃ–કન્યાના વિવાહકાળના સંબંધમાં ત્યાં સાતમું તથા આઠમું વર્ષ ઉત્તમ છે, નવમુ તથા દશમું વર્ષ મધ્યમ છે, તથા અગીયારમું વર્ષ અધમ છે. તે કન્યા તેના

વયથી બમણા વયવાળા વરને આપવી નહીં તો ઓછા વયવાળા વરને તેનું દાન આપ્યાથી દાન આપનાર દોષભાગી થાય છે. ( સંસ્કાર ભાસ્કર ). આનો હેતુ એમ છે કે વીસ અથવા બાવીસ વર્ષ પર્યન્ત વા યથાશક્તિ શ્રી ગુરૂને ત્યાં બ્રહ્મચર્ય અવસ્થામાં રહીં વેદવિદ્યાને ભણેલા વરને આઠથી દશ વર્ષના વયની કન્યકા વરાવવી. ભણવાની વય આઠ વરસથી હોવાથી મગજમાં સ્મરણુની તે સમયે સારી યોગ્યતા હોય છે તથા તે સમયના કુમળા વિચારો જેમ વાળીએ તેમ વળે એવા હોવાથી એ વયમાં વિદ્યાભ્યાસ બહુ સારો કરી શકાય છે તેથી પુરૂષ અને સ્ત્રી બન્નેને વિદ્યાભ્યાસ કરવાની વય શાસ્ત્રકારે આઠ વરસથી ઠરાવી છે.

સ્ત્રી અને પુરૂષ બન્નેને તેમની નાની વયમાં વિદ્યાભ્યાસ કરવાની બરાબર અનુકુળતા મળે એટલા માટે આર્યશાસ્ત્રકારોએ જે બન્નેને આઠ વર્ષે ઉપનયન અને વિવાહ સંસ્કાર કરી ગુરૂશરણુ પ્રાપ્ત કરવાની વ્યવસ્થા કરેલી છે તે બહુજ પ્રશંસનીય છે. એવી વ્યવસ્થા કોઈ પણુ અન્ય દેશના શાસ્ત્રકારો કરી શકયા નથી. વિદ્યા એ મનુષ્યનું ત્રીજું નેત્ર છે તેથીજ વિદ્યા પ્રાપ્ત કરવાના અધિકાર માટે કરવામાં આવતા સંસ્કારને ઉપનયન સંસ્કાર કહે છે. ઉપ+નયન=ત્રીજું નેત્ર=વિદ્યા. વિદ્યા એ મનુષ્યનું ત્રીજું નેત્ર છે એ વાત આ પ્રસ્તાવિક શ્લોકં પણુ કહે છે—॥ **द्विलोचनस्तु सर्वः स्याद्विद्यावन्तस्त्रिलोचनाः। शतलोचना धर्मनिष्ठा ज्ञानिनोऽनन्तलोचनाः** અર્થઃ—બે આંખો તો સર્વનેજ હોય છે પણુ જેઓ વિદ્યાવંત છે તેઓ ત્રણુ નેત્રવાળા છે, ધર્મનિષ્ઠ એટલે ધર્મની ટેકને અચળ ધારણુ કરી રાખવાવાળા સો નેત્રવાળા છે, કેમકે વિદ્યાવાન જે સમજ્યા છે તે ધર્મનિષ્ઠે સજ્જડ રીતે આચરણુમાં મૂકયું છે, અને જ્ઞાનિયો અનંત આંખોવાળા છે કેમકે તે વિદ્યા અવિદ્યાથી રહિત એવા નિરંજન આત્માને ઓળખી તે સ્વરૂપે સ્થિતિ કરનારા છે. વળી ॥ **विद्याविहीनः पशुः** ॥ વિદ્યા વિનાનું મનુષ્ય પશુ છે. વિદ્યારૂપી નેત્ર જેને પ્રાપ્ત નથી તેનું હૃદય અંધ રહે છે. લલાટની

નીચે ચોઢેલાં આ ઉપરનાં બે નેત્ર બહારના પદાર્થોને માત્ર જોઇ શકે છે. પણ તેમને વિષે શું સમજવું, પોતાને વિષે શું સમજવું, સર્વના ઉપરી પરમેશ્વરને વિષે શું સમજવું, આપણે તેમની સાથે કેવા પ્રકારનો સંબંધ ધરાવીયે છીયે, ઇત્યાદિક સર્વવાતના સત્યનિર્ણયને સમજી તે ઉપરથી પોતાના ખરા પ્રાપ્તવ્ય અને તેને અર્થે કરવાયોગ્ય ખરા કર્તવ્યનો નિશ્ચય કરવા માટે એ બહારનાં નેત્ર કામનાં નથી, તેને માટે તો વિદ્યારૂપી ત્રીજાનેત્રની જરૂર છે. એ વિદ્યારૂપી નેત્ર વિના હૃદય જડ રહે છે, તેથી તેવું મનુષ્ય શરીરવડે મનુષ્ય છતાં અંતઃકરણ જડ હોવાથી તેની પશુ જેટલીજ યોગ્યતા છે. **ધર્મ જ્ઞાન અને મુકિત એ વિદ્યાનાંજ ફળ છે.** વ્યવહારમાં પણ વિદ્યાથીજ સર્વકાર્યોમાં વિજય મેળવી શકાય છે, ઇંગ્રેજીમાં કહેવત છે કે "Knowledge is Power" એટલે વિદ્યા એ સામર્થ્ય છે. માટે સત્યવિદ્યાની પ્રાપ્તિ કરવા મનુષ્યમાત્રે યત્નવાન થવાની અગત્ય છે કે જે વિના મનુષ્ય જેવું દુર્લભ શરીર મિથ્યા ગુમવાઇ જાય છે. વિદ્યા પ્રાપ્તિની આથી સ્ત્રી અને પુરૂષ બન્નેને ન ચાલે એવી અગત્ય હોવાથીજ આર્યશાસ્ત્રકારોએ પુરૂષને ઉપનયનસંસ્કાર પછી ગુરૂપાસેથી વિદ્યા પ્રાપ્ત કરવાની અને સ્ત્રીને વિવાહ પછી પોતાના પતિ પાસેથી વિદ્યા પ્રાપ્ત કરવાની વ્યવસ્થા કરી છે અને તે અત્યંત યોગ્ય છે. વિદ્યા અથવા સત્યજ્ઞાનના માહાત્મ્યને માટે ભતૃહરી કહે છે કેઃ-- વિદ્યા એ મનુષ્યનું કેવું સાચું અને ગુપ્તધન છે તે જુઓ—

हर्तु र्याति न गोचरं किमपिशं पुष्णाति यत्सर्वदा
ह्यर्थिभ्यः प्रतिपाद्यमान मनिशं प्राप्नोति वृद्धिंपराम् ।
कल्पान्तेष्वपि नप्रयाति निधनं विद्याख्य मन्तर्धनम्
येषां तान्प्रति मानमुज्झत नृपाः कस्तैः सह स्पर्धते ॥

અર્થઃ—વિદ્યા એ એવું અંતર્ધન છે કે તે ચોરની તો નજરેજ ન પડે, નિરંતર કોઈ અલૌકિક પ્રકારના આનંદના ઉભરા

ઉલટાં ખાંજ કરે, અર્થી એટલે તેની ગરજવાળાને નિરંતર પુષ્કળી આપ્યાં કરીએ તો તેમ તેમ તે વિદ્યાધન ઘણું વધતું જાય, તે કોઈ કાળે કશાથી પણ નાશ પામતું નથી, કેમકે અંદર રહ્યું એટલે કોઈ તેને કાંઇ કરી શકતું નથી, આવું વિદ્યાનામનું અંતર્ધન જેમની પાસે છે તેમના આગળ હે રાજાઓ તમે માન છોડો, તેમની સાથે કોણું બરાબરી કરી શકે એવો છે. કેમકે તમારૂં ધન ચોરાઈ જાય, ચિંતા દુઃખ ઉપજાવે, આપતાં ખુટી જાય, અને દૈવયોગે નાશ પણ પામી જાય એવું છે.

બાળકને નીશાળે બેસાડી તેને પુસ્તકો લખતાં વાંચતાં શીખવવું અને જગતમાં નજરે પડતા વિવિધ પદાર્થોનાં સ્વરૂપો તથા તેમના ગુણોનું જ્ઞાન તેને આપવું એટલાનુંજ નામ કેળવણી અથવા વિદ્યાપ્રાપ્તિ લોકોએ ઠોકી બેસાડયું છે. વિવિધ ભાષાઓનું જ્ઞાન, વિવિધ કળાઓનું જ્ઞાન, રાજ્યના નિયમોનું જ્ઞાન, વિગેરેને હાલ વિદ્યા શબ્દથી ઓળખવામાં આવે છે. પણ વિદ્યા અથવા હાલના પ્રચલિત શબ્દમાં કહીએ તો કેળવણીનો એવો અર્થ ભૂલ ભરેલો છે. કેળવણીના શુદ્ધ હેતુ તરફ નજર નાંખતાં આ ભૂલ સમજાય છે. કેળવવું એટલે શું ? દ્રવ્યપ્રાપ્તિની દિશા અને તેમાં ઉપયોગી સાધનોની યોજનાના જ્ઞાનનેજ જો કેળવણી કહેવાય તો વેશ્યાના ધંધાની તાલમ પામેલી સ્ત્રીને પણ કેળવણી પામેલી સ્ત્રી કહેવી જોઇશે, એમજ ચોરી વિગેરે લોકને દુઃખ દેનારા ધંધામાં કુશળતા પામેલાને પણ કેળવણી પામેલા કહેવા જોઇશે. પણ તેમ નથી. શરીરની મનની બુદ્ધિની અને આત્માની ઉન્નતિને સધાવનાર જે જે જ્ઞાન છે તે પામવાનું નામજ કેળવણી છે. સુધારો થવા માટે–ઉંચી સ્થિતિ થવા માટે કયા જ્ઞાનની જરૂર છે ? પદાર્થોની સ્થિતિ પ્રકૃતિના અને વિવિધ ભાષાઓના જ્ઞાનની નહીં, પણ પોતે કોણ છે, શા અર્થે શરીર ધારણ કર્યું છે, એ શરીરનો સર્વોત્તમ ઉપયોગ કયો છે, તેના કયા નિયમો અને શા વિધિ છે, એ આદિ પોતાના ખરા ઉપયોગની વાતના નિર્ણયને



સમજી સત્ય જ્ઞાનનો નિશ્ચય જેવડે કરી શકાય છે તે જ્ઞાનનું નામ કેળવણી છે. શરીરના વ્યવહારની ઉત્તમ પ્રકારે સિદ્ધિ થવા અર્થે પદાર્થોનાં સ્વરૂપ અને ભાષાજ્ઞાનની અગત્ય છે પણ તે જ્ઞાન બીજે નંબરે છે. જન્મ પામીને માત્ર શરીર વ્યવહારની સિદ્ધિ ઉત્તમ પ્રકારે કરવી એટલુંજ કાંઇ મનુષ્યનું કર્તવ્ય નથી. શરીર સંબંધિ કર્તવ્ય તો બહુ ગૌણ છે કેમકે શરીર તો થોડો કાળ રહી પડી જાય છે. શરીર રહે તેટલા કાળમાં જો જીવાત્મા પોતાના ખરા કલ્યાણને સાધી લેતો નથી તો ફરી તેને શરીરની જરૂર પડે છે, વળી તે શરીરનો પણ માત્ર શરીરસેવાના સંબંધનાં કાર્યોમાંજ ઉપયોગ કરતાં શરીરથી જુદો એવો જીવ જે પોતે છે તેને માટે કાંઇ કરવામાં આવતું નથી તો ફરી ફરીને તેને શરીરોની અગત્ય પડયાંજ કરે છે. આમ અવતાર પછી અવતારની શ્રેણી ચાલ્યાંજ કરે છે અને તે જીવાત્માના સંસારચક્ર ભ્રમણનો કદાપિ અંત આવતો નથી. આથી શરીરના વ્યવહારોની સર્વોત્તમ સિદ્ધિ કરવામાં જ તેનો ઉપયોગ કર્યા કરવો એ મનુષ્ય જેવા દુર્લભ શરીરનો દુરૂપયોગ છે. નાશવંત અને દગો દઇને જતું રહેનાર એવા આ મિથ્યારૂપ શરીરની જ ઉપાસના કર્યા કરી પુરૂષાર્થ કરીએ છીએ એમ માનવું એ કેવળ ઉલટ સમજ છે. મનુષ્યનો અર્થ માનવ શરીરમાં રહેલો જીવાત્મા હોવાથી જીવાત્માની ઉન્નતિ તે મનુષ્યની ઉન્નતિ છે. શરીરવ્યવહારની ઉન્નતિ તે તેની પોતાની ઉન્નતિ નથી. શરીર તો જીવાત્માએ પ્હેરેલા કોટ જેવું કે નાટકના એકટરના સ્વાંગ જેવું છે. તે જીવાત્માને ભોગો ભોગવવાના સાધનરૂપ છે. જેમ કડછી વિના આપણે દાળ હલાવી શકીએ નહીં અને કલમ વિના લખી શકીએ નહીં તેમ શરીર વિના જીવાત્મા કર્મો કરી શકતો કે તેનાં સુખદુઃખ ફળો ભોગવી શકતો નથી તેથી એવા જીવાત્માને કામ કરવાના અને ફળ ભોગવવાના સાધનમાત્ર રૂપ શરીરની અને તેની અનુકુળતાઓની ઉત્કૃષ્ટતા પાછળ મથ્યાં કર્યાથી જીવાત્માનું કાંઇપણ હિત સાધી શકાતું



નથી, તેથી તે બાબતનું જ્ઞાન પ્રાપ્ત કરવાના પ્રયત્નને વિદ્યાપ્રાપ્તિનો પ્રયત્ન બુદ્ધિમંતો કહેતા નથી. પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન આપનાર વેદો, ધર્મશાસ્ત્રો, અને ઇશ્વરોપાસનાના ગ્રંથોનો અભ્યાસ કરવો એનેજ આર્યો વિદ્યાભ્યાસ કહે છે. આ વિદ્યાપ્રાપ્તિનો અર્થ હાલની શાળાઓ અને કોલેજોથી સરી શકે એવો નથી. ત્યાં તો સૃષ્ટિનાં પ્રાણિપદાર્થોનાં લક્ષણો અને સ્વભાવોનું જ્ઞાન તથા ભાષા ઇતિહાસ અને ગણિતશાસ્ત્રનું જ્ઞાન અપાય છે. બ્રહ્મચર્ય આદિ જે તપવ્રતો વેદશાસ્ત્રના અભ્યાસકે પ્રથમથી ધારણ કરી રાખવાનાં છે તેની જરૂર કોલેજના શિક્ષકો કે અભ્યાસકોને તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષય ઉપર વિચાર કરવામાં પણ પડતી નથી તેજ સૂચવે છે કે એ શુષ્કજ્ઞાન છે. વિવેક વૈરાગ્ય ષટ્ સંપત્તિ અને મુમુક્ષુતા એ ચાર સાધનોની પ્રથમ સિદ્ધિ થયા વિના તત્ત્વજ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાન સમજવાનો અધિકાર કોઇને આવતોજ નથી એમ શાસ્ત્ર ઠોકી ઠોકીને કહે છે તથાપિ તે ઉપર કોઈનું લક્ષજ નથી, તેથી સાધનસંપત્તિ વિનાનું જ્ઞાન માત્ર વાક્ ચાતુર્યમાંજ આવી રહે છે. વાચક જ્ઞાનીઓથી જગતનો બાધ થઈ શકતો નથી, તેથી પછી તત્વજ્ઞાનને એક મિથ્યા ભ્રમ ઉત્પન્ન કરવાને રચેલી શબ્દજાળ છે એવું તેઓ માની લે છે. ઇંગ્રેજી વિદ્વાન ડા. બ્યુલર પોતાના વેદ શાસ્ત્રના લાંબા અભ્યાસ પછી એવા નિર્ણય ઉપર આવ્યા કે " બ્રહ્મ જાતે કાળના કાળથી ભૂલજ કરતું આવે છે એ વાત માની શકાય એવી નથી. " જે તત્વજ્ઞાન મનુષ્યને દુઃખમાત્રથી મુક્ત કરી પરમાનંદની પ્રાપ્તિ કરે છે તે આવી મિથ્યા સમજનું નથી. તે જ્ઞાન ઉત્પન્ન થતાંજ જીવાત્માના જીવપણાનો નાશ થઈ જાય છે. જેમ કલોરાઇન નામની હવામાં રંગીત કપડું મૂકયાથી તેના રંગનો કેવળ નાશ થઈ જાય છે તેમ જીવ સર્વ ઉપાધિથી મુક્ત થઇ પોતાના અનંત સ્વરૂપમાં સમાય છે. આનું નામ મોક્ષ અથવા મુક્તિ છે. આ મુક્તિ કોલેજમાં અપાતાં તત્ત્વજ્ઞાનનાં ભાષણો સાંભળવાથી કે પરીક્ષા આપ-



વામાટે તે શાસ્ત્રનો ખપપુરતો અભ્યાસ કરી લેવાથી થાય, એમ નથી, તેને માટે તો ગુરૂકૃપા અને પુરૂષપ્રયત્નની જરૂર છે. જીવાત્માનું જીવત્વ નાશ પામી તેને પોતાના સત્યસ્વરૂપનું જ્ઞાન થવાની સામગ્રી ન કરતાં તેની ઉપર કોટલા માફક રહેલા તેના મિથ્યાભૂત અન્નમયકોષને સર્વોત્તમ અનુકુળતા મળવા માટે પ્રકૃતિ તત્ત્વના પાણી વલોવવા જેવા જ્ઞાનમાં આયુષ્યના અંત પર્યન્ત ઉંડાને ઉંડાજ ઉતર્યા જવાની વિદ્યાને જ્ઞાન સમજી આર્યાવર્તના ભોળા અને અજ્ઞાન લોક અત્યારે વિદેશી પ્રજાની દેખાદેખી પાણીમાં મુઠીઓ ભર્યાજ જાય છે. અને કમાણીમાં જોઈયે છીયે ત્યારે શરીર પડીજતાની સાથે જ્યાંના ત્યાંજ પડી રહેનાર અને પછીથી કંઇ પણ ઉપયોગમાં નહીં આવનાર મિથ્યાભૂત ધાતુના કડકા કે પથરના કડકા કે એવાજ કોઈ પૃથ્વીના વિકારને તેમણે ભારે શ્રમો કરી કરીને સંચ્યા હોય છે. જીવાત્માને મનુષ્ય જેવું અમૂલ્ય શરીર પામીને શું આવી કમાઇ કરવાની છે? આવા અવર્ણ્ય માહાત્મ્યવાળા શરીરને શું આવા ક્ષુદ્ર પાર્થિવ પદાર્થોને પેદા કરવામાંજ અળપાવવાનું છે? અરે છતી આંખે અંધ થયેલા પામર અને વિષયી મનુષ્યો! તમે સમજતા છતાં વિચાર કેમ કરતા નથી? કે જેને માટે તમે મરી મથો છો તે સ્ત્રી પુત્ર ધનાદિક પદાર્થો ક્યાં સુધી કીમતી છે, તેમની ઉપયોગિતા ક્યાં સુધી છે, કે તમારા મનથી બહુ વ્હાલું લાગતું આ તમારૂં માટીનું શરીર ઝાડના પાંદડાની પેઠે ખરી પડ્યું નથી ત્યાં સુધી. એ શરીર કાલેજ નહીં પડી જાય એની ખાત્રી કોણ કરી શકે છે? ખરી વાત છે કે શરીર ક્ષણભંગુર છે એમ સમજતાં છતાં ભવિષ્યના વિચારથી કેટલાંએક કામો અગાઉથી કરી રાખવાં પડે છે અથવા શિરૂ કરવાં પડે છે. પણ ત્યારે એવાં બાબતમાં ભવિષ્યને શું લેવાદેવા છે? ગમે તેવા વિચારથી કરવાનું છે છતાં હવણાંજ જો કોઈ કાર્ય કરવાનું પ્રાપ્ત થાય અને તે સત્યરીતે યોગ્ય જણાય તો તેને ભવિષ્યનું



નહીં ગણતાં હવણાંનું જ ગણી લેવું જોઈએ. એમતો દરેક કામ ભવિષ્યને માટેજ કરવામાં આવે છે. રસોઇ કરનાર ભવિષ્યમાં જમવા માટે રસોઇ કરે છે, જમનાર ભવિષ્યની તૃપ્તિને માટે કોળીએ કોળીએ જમે છે, અને એમ સર્વકામ ખરૂં જોતાં ભવિષ્યને માટેજ કરવાનાં હોય છે. પણ તે હવણાં કરવાનાં છે તેથી તેમને ભવિષ્યની સાથે સંબંધ નથી એમજ ગણવું જોઇએ.

વિદ્યાભ્યાસ અથવા કેળવણીના સત્યરહસ્યના જાણનાર પ્રાચીન આર્યોની વિદ્યાભ્યાસ કરાવવાની પદ્ધતિ જુદા પ્રકારની છે. તેઓ ગણિત વ્યાકરણ ઇતિહાસ આદિનું શિક્ષણ શિરૂવાતમાં આપતા નહીં. નાનાં બાળકોને ઉત્તમ રહસ્યજ્ઞાનથી ભરેલા શ્લોકો અને વેદવાક્યો તેમનાં માબાપ પાઠે કરાવતાં. તે વખતે સંસ્કૃત ભાષા તેમની માતૃભાષા હતી તેથી તેને બીજીભાષા તરીકે શીખવાનો શ્રમ તેમને લેવો પડતો નહોતો. ઉપનયન સંસ્કાર પછી ગુરૂપાસે જતાં સંહિતા બ્રાહ્મણ અને ઉપનિષત્ એ કર્મ ઉપાસના અને જ્ઞાનના ત્રણ વિભાગવાળા વેદ એક બે ત્રણ કે ચારે તે વિદ્યાર્થીની શક્તિ પ્રમાણે ગુરૂ તેને ભણાવતા. નાની વયમાં ગ્રહણ ધારણ શક્તિઓ સારી તેજ હોય છે તેથી તે વયમાં તેને ભણવાનું સર્વ તેની પાસે મ્હોએ કરાવી દેતા, અને પાછળથી તુલના કરવાની તર્કશક્તિ ખીલતાં તેણે મ્હોએ કરેલું સર્વ તેને બરાબર સમજાવતા. વેદ ગુરૂપાસેથી મ્હોએજ શીખાતા. તેને લીપીમાં લખવામાં આવતા નહીં. તેથી લખવાની લીપી પાછળથી નીકળેલી જણાય છે. શ્રી ગુરૂને મ્હોએથીજ શિષ્યને વેદમંત્રો શીખવા મળતા. એ મંત્રો વિધિ પ્રમાણે નિયમો પાળીને શીખનારને ફળીભૂત થતા અને તે સફળ ચાલતા. આજે પણ તેવા સફળમંત્રવાળા તેને માટે ઠરાવેલા ચોક્કસ નિયમો પ્રમાણે ચાલનાર બ્રાહ્મણો કોઈ કોઇ છે અને તે લોકના જોવામાં પણ આવે છે. મંત્ર ભણીને અગ્નિ ઉત્પન્ન કરતા, જળ ઉત્પન્ન કરતા, દ્રવ્ય ઉત્પન્ન કરતા અને કોઇ અન્ન ઉત્પન્ન કરતા બ્રાહ્મણો ઘણા લોકોએ જોયા



છે, અને એવા સિદ્ધમંત્રોવાળા બ્રાહ્મણોને જેમણે જાતેજ મંત્રથી અગ્નિ જળ વિગેરે ઉપજાવતા જોયેલા છે તેવા વિશ્વાસપાત્ર પુરૂષોએ તે પોતાની નજરે જોયેલી વાત મને કહેલી છે. ક્ષત્રિયકુમારોને તેમના અધિકાર પુરતાં કર્મ ઉપાસના ઉપરાંત સફળ મંત્રવાળી અસ્ત્રશસ્ત્રવિદ્યા તે સર્વજ્ઞ ગુરૂઓ શિખવતા, તથા વૈશ્યકુમારોને તેમના અધિકાર પુરતાં કર્મ ઉપાસના શીખવી કૃષિવિદ્યા તક્ષવિદ્યા શિલ્પવિદ્યા વિગેરે તેમને ઉપયોગી વિદ્યાઓ ભણાવતા. તે કાળની સફળમંત્રવાળી વિદ્યા હવે કહીં કહીં જુજ રહી છે અને તેનું બીજ નાશ પામ્યું નથી. ગુરૂના મુખથી સાંભળીનેજ વેદ ભણાતા તેથી તેમને શ્રુતિ કહે છે, અને પાછળથી થયેલાં ધર્મશાસ્ત્રો તાડપત્રો ઉપર લખી રાખતા તેને સ્મૃતિ કહે છે. આ શ્રુતિ સ્મૃતિને આર્યો પોતાના પ્રમાણગ્રંથો માને છે અને તેમાંનાં વાકયોને આપ્તવાકયો ગણે છે. આ વિદ્યા સર્વ દ્વિજાતિ વર્ણના બાળકો ગામથી દૂર અરણ્યમાં તપોવનોમાં નિવાસ કરી ત્યાં મહાત્મા ગુરૂઓ પાસે ભણતા, અને ભણી રહેતા સુધી શાસ્ત્રે કહ્યા પ્રમાણે બ્રહ્મચર્ય પાળી ભિક્ષામાગી એકવાર ભોજન કરી ભોંય ઉપર સુઈ વિગેરે બ્રહ્મચર્ય આશ્રમના નિયમો પાળી ગુરૂ સમીપ રહેતા, તથા વિદ્યાભ્યાસ પૂરો કરી રહેતા સુધી તેઓ ગામમાં જતા નહીં.

ગુરૂ પાસેથી ઘેર આવીને આ બ્રહ્મચારીઓ બ્રહ્મચર્ય આશ્રમ પુરો કરી ગૃહસ્થાશ્રમને સ્વીકારતા. તેમનાં માતાપિતા તેમનો વિવાહ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ખોડખાંપણ વિનાની શુદ્ધ માતાપિતાથી ઉત્પન્ન થયેલી કલંક વિનાના પવિત્ર કુળની કન્યા સાથે કરતાં. વિવાહ પછી તે વધૂ પતિસેવામાં રહી તેમની પાસેથી યથાશક્તિ વિદ્યાભ્યાસ કરી પોતાની પદ્વીને શોભા આપે એવા ઉત્તમ ગુણોવાળી થતી. શિષ્યાના દરજ્જાથી પતિ પાસે રહ્યાથી તે સ્રીને રતિમાં સેવ્યપણાની અને પૂજ્યપણાની ભાવ-



ના દૃઢ થતી. એકપાસથી પતિપત્નીનો અને અન્યપાસથી ગુરૂશિષ્યનો એમ ઉભય પ્રકારના સંબંધો જોડાયાથી તેમનો વિશુદ્ધ પ્રેમ ધીમેધીમે વધીને વૃક્ષરૂપ થઈ જતો. પ્રેમથી વિદ્યા શીખવામાં અને શીખવવામાં અન્યોઅન્યનો ગાઢ સહવાસ થવાથી સહવાસના બળે તેમનાં ખીલતાં ચિત્તની વિષમતા જતી રહી અલ્પ સમયમાં એક થઈ જતાં. પતિના જે અભિપ્રાયો તેજ પત્નીના અભિપ્રાયો થઈ રહેતા, અને એમ તે તેની યથાર્થ અર્ધાંગના બની રહેતી, એટલે કે તે પતિનુંજ પ્રતિબિંબ થઈ રહેતી. જેવાં પતિનાં સ્વભાવ ગુણ કર્મ ધર્મનિષ્ઠા ઇચ્છાઓ વિગેરે હોય તેવાંજ પત્નીનાં થઈ રહેતાં. તે પતિવ્રતા સ્ત્રી પતિના હૃદય સાથે દિવ્ય પ્રેમરસાયણથી ઝળાઈને એક થઇ જતી અને શરીરવડે તે જૂદી છતાં ચિત્તથી પતિસાથે કેવળ અદ્વૈત થઈ રહેતી. શ્વશુરપક્ષનાં સર્વ સગાંને તે પોતાનાં ગણી તેમના ઉપર ઘણો વ્હાલ રાખતી અને વડીલોને પૂજ્યભાવથી વંદતાં રહી તેમની આજ્ઞા પાળતી. પોતાના પતિને તો તે સાક્ષાત્ ઇશ્વર ગણી તેમની પરિચર્યામાં સદા તત્પર રહેતી. તે સત્યધર્મવાળી હોવાથી પોતે પતિને દાનમાં અર્પણ કરાઇ છે એ જાણીને તથા વિવાહ વખતે પોતાની જાતે પતિસેવાપરાયણ રહેવાની વિવિધ પ્રતિજ્ઞાઓ લીધી છે તે વાત સ્મરણમાં રાખીને તે પોતાનું જીવન પતિનેજ અર્પણ કરીને પતિમય થઈ રહેતી. તે પોતાનો જન્મ પતિ માટેજ માનતી. પતિ જેમ ઇચ્છે તેમજ વર્તવું એ મારો સત્યધર્મ છે, પતિને માટે મૃત્યુ પણ મારે મંગલરૂપ છે, પતિજ મારૂં સર્વસ્વ છે, પતિજ મારૂં સાચું ધન છે, મારા પરબ્રહ્મ પરમાત્મા પ્રગટ દેવ સાક્ષાત્ મારા પતિજ છે, એવી અખંડ ભાવનામાં તેનો પ્રેમ અઢળક ઉભરાઈ જતો અને તે પ્રેમઘેલી થઈ જતી. વિશુદ્ધ પ્રેમના અમૃત સુખમાં નિમગ્ન રહેતાં આખું જીવન આનંદમય ગાળી પતિના દેહાન્તે તેમનું સામીપ્ય અખંડ કાયમ રહે માટે પતિના લોકને પામવા અર્થે તે પોતાના દેહને પતિના શવસાથે



ભસ્મસાત્ કરી સતી થતી અને એમ આલોક અને પરલોક બન્નેને સુધારતી.

આ પ્રમાણે પ્રાચીનકાળમાં આ આર્યાવર્ત મહાપ્રેમના ઉછળતા તરંગોથી ભરપૂર આનંદરૂપ બની રહેલું હતું. સર્વ કોઈ પોતાનું જીવન ધર્મને માટેજ ધારણ કરતાં. બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એમ ચાર વર્ણ અને બ્રહ્મચર્ય ગૃહસ્થ વાનપ્રસ્થ અને સન્યસ્ત એ ચાર આશ્રમોના ધર્મોને સર્વ પ્રાણની પેઠે જાળવતા અને તેમાં સ્ખલન જીવ ગયે પણ થવા દેતા નહીં. આશ્રમ ધર્મ વ્યવસ્થાનુસાર વર્તન સર્વ કોઈ સુદૃઢપણે રાખતાં હોવાથી પુરૂષો પોતાના આચાર્ય અથવા ગુરૂ પાસે અને સ્રિયો પોતાના પતિ પાસે વેદધર્મના સત્ય રહસ્યજ્ઞાનની પ્રાપ્તિ પ્રથમાવસ્થામાંજ કરી લેતાં, તેથી પ્રથમથીજ વિવેક વૈરાગ્ય આદિક છએ સંપત્તિયોવડે સર્વ કોઈ ભૂષિત રહેતાં અને મિથ્યા એવા દેહમાં અને ઇન્દ્રિયોના ભોગોમાં આસક્તિ ન રાખતાં તેઓ પોતાનું સર્વ આયુષ્ય ઇશ્વરભક્તિપરાયણજ ગાળતાં. માયાના ખોટારૂપીઆ જુઠાંમોતી કે સાકરના હીરા જેવા જૂઠા ચળકાટની ભભકમાં વસ્તુના સત્યસ્વરૂપથી જ્ઞાત તેઓ અંજવાઇ જઈ મોહ કરી બેસતાં નહોતાં, તેથી કોઈ પણ પ્રકારની માયિકકામના કે લાલચ વિનાનાં તેઓ નિષ્કામહૃદયથી પૂર્ણસંતોષ અને શાન્તિમાં નિરંતર રહેતાં અને રજોગુણથી પ્રગટનારા કામ ક્રોધ મદ લોભ મોહ અને શોક એ છ પ્રેતોનો તેમનામાં સ્વપ્ને પણ પ્રવેશ થવા પામી શકતો નહીં. આ કારણથી તેઓ સર્વ ફળની ઇચ્છા વિના રાગદ્વેષ રહિત પણે અસંગ રહીનેજ સર્વકાર્ય કરતાં હતાં અને તેથીજ ધર્મની અચળદૃઢતા ધારણ કરવાના એકજ કર્તવ્યને તેઓ સ્વીકારતાં. ચિત્તવડે પરમાત્મામાં પ્રેમભક્તિરસમાં નિમગ્ન રહી શરીરવડે સત્ય ધર્મને આચરવામાંજ તેઓ મનુષ્યજન્મની સાર્થકતા સમજતાં. આમ હોવાથીજ પ્રાચીન ઇતિહાસોમાં ધર્મને તલવારની ધાર ઉપર

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

પાળનારાં સ્ત્રીપુરૂષોનાં પુષ્કળ દૃષ્ટાંતો સ્થળે સ્થળે દૃષ્ટિએ પડે છે, દાન દયા અહિંસા ક્ષમા તપ સત્ય બ્રહ્મચર્ય વિગેરે સર્વ દૈવી-સંપત્તિયો પોતાના પૂર્ણજોસથી તેમનામાં પ્રકાસતી હતી અને તેથી સાક્ષાત્ "**વેદધર્મજ**" તેમના સ્વરૂપથી અવતારધારી થયો હોય એમ ભાસતું હતું. મુરધ્વજરાજાએ પોતાનું અર્ધું શરીર વહેરીને બ્રાહ્મણને અર્થે સિંહને આપ્યું. શિબીરાજાની દયાનું માપ જોવા છળથી હોલારૂપે થયેલા યમને કૃત્રિમબાજ થયેલા ઇન્દ્ર પાસેથી છોડાવવામાં તે રાજાએ પોતાના આખા શરીરનું માંસ અર્પણ કરી દીધું. હરિશ્ચંદ્રરાજા પોતાના વચનને સત્ય રાખવા માટે પોતાની સ્ત્રી અને પુત્રસાથે ઢેડને ઘેર વેચાયો. વિશ્વામિત્રે શ્રી વસિષ્ઠઋષિના સો પુત્રો મારી નાંખ્યા પણ તેમણે ક્રોધ ન કરતાં કે દ્વેષ ન રાખતાં તેમને ક્ષમાજ કરી. દધીચી ઋષિએ ઇન્દ્રને પોતાના બરડાની કરોડ દાનમાં આપી દીધી. આવાં ને આવાં સેંકડો દૃષ્ટાંતો જોતાં જણાય છે કે તે વખતનાં દેવતાઇ સ્ત્રી-પુરૂષો દેહાધ્યાસથી કેવળ રહિતપણે મુક્તસ્વરૂપેજ રહેતાં હતાં. સર્વ સદ્‌ગુણોની અત્યંત ઉચ્ચતમ કળાનાં દૃષ્ટાંતો આર્યાવર્તના તે સમયના ઇતિહાસોમાં ઘણાંજ દૃષ્ટિએ પડે છે તેનું કારણ એજ છે કે બ્રહ્મચર્ય અવસ્થાથીજ સત્યજ્ઞાનનો બોધ પામીને સર્વ કોઈ મુમુક્ષુપદેજ સ્થિતિ કરી રહેતાં અને પોતાના ધર્મને પ્રાણુસાટે વજ્રજેવી દૃઢ ટેકથી પાળી અભેદ આત્મતાથી મહાન સત્યપ્રેમ વડે સર્વ એકરૂપ થઈ રહેતાં. રાજા પ્રજાના, પતિપત્નીના, પિતાપુત્રના, મિત્રમિત્રના, વિગેરે સર્વ પ્રકારના સંબંધથી જોડાએલા તે પવિત્ર અને પૂજ્ય આર્યોના પ્રેમો અભેદ સત્ય ઐક્યવાળા ઉત્કટ જ્વલંત પ્રેમો હતા. જ્યાં જોઈએ ત્યાં પ્રેમ પ્રેમ અને એક સત્યપ્રેમજ જોવામાં આવતો તેથી શ્રી ઇશોપનીષત્‌માં કહ્યા પ્રમાણે સંપૂર્ણ જગત પ્રેમમૂર્તિ–આનંદમૂર્તિ એવા ઇશ્વર અથવા પરમાત્મા વડે પરિપૂર્ણ થઇ રહેલું–પૂરાઇ રહેલું હતું. પરમાત્માનું સર્વત્ર અખંડવ્યાપ્તસમાનપણું તે સમયે સર્વને વગર

પ્રયત્નેજ હસ્તામલકવત્ થઇ રહેલું હતું, અને સર્વ કોઇ મહાન આનંદના સમુદ્રમાં રમતા ખેલતા પરમતત્ત્વમાં પરમતત્ત્વ સ્વરૂપે અભેદ અદ્વૈત થઈ રહેતા. આવું દૈવી આર્યાવર્ત સ્વર્ગભૂમી અથવા મોક્ષભૂમિકા કહેવાય એમાં વધારે શું ? અને તે કરોડો તારાઓમાં ચંદ્રની પેઠે સર્વદેશોમાં અગ્રગણ્ય અને સર્વ પૃથ્વીના શણગાર રૂપ ગણાય એ તેની મહત્તાને યોગ્યજ છે. પોતે અજ્ઞાનના આવરણવાળો અને દોષોથી ભરેલો છે એવું જે અત્યારે સ્વાભાવિકરીતે સર્વને સમજાય છે અને તેથી સર્વ કોઈ પોતાને ઘણોજ નીચો અપરાધી અને શિક્ષાને પાત્ર એવો જીવ ગણે છે, અને અજ્ઞાનથી આવૃત અંતઃકરણવાળા પંથવાદી આચાર્યો તેમની ભૂલભરેલી સમજણને પોષણ આપી તેમને પોતાના સત્ય સ્વરૂપનું ભાન કરાવવાને બદલે તેમનું જીવપણું વધારે અને વધારે સજ્જડ થતું જાય એવી સમજણને તેમનાં હૃદયોમાં દૃઢાવવા પ્રયત્ન કરે છે તથા તેમનું એ જીવપણું અનાદિસિદ્ધ છે અને તેથી સદાકાળને માટે રહેનાર છે એવા સિદ્ધાન્તને સ્થાપે છે તે અત્યારે સર્વત્ર સત્યપ્રેમનો અસ્ત થઇ ગયાને લીધેજ છે. જો સત્યપ્રેમ પ્રથમની માફક પોતાના પૂર્ણજોસથી સર્વત્ર પ્રકાસી રહ્યા હોત અને તેના ઉછળતા મહાન તરંગો અને ગગનચુંબી ઘોડાઓથી આ આર્યાવર્ત અત્યારે પણ પૂર્વવત્ આનંદનો મહાસમુદ્રજ થઈ રહ્યા હોત તો આવા ભૂલભરેલા દ્વૈત વાદને પ્રસરાવનારા પંથોને પ્રગટ થવાનો સંભવ કદાપિ આવત નહીં, પણ સર્વત્ર એક અદ્વૈત સત્યપ્રેમનુંજ સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હોત. અહો ! મુક્તભૂમિકા એવા પવિત્ર પ્રિય આર્યાવર્ત ! તારી તે પ્રથમની દેવતાઇ શોભાને, તે મહાન સજ્જડ ધર્મચુસ્તતાને, તે સર્વત્ર પૂર્ણકળાથી પ્રકાસતા સદ્‌ગુણોને, તે હૃદયોમાં સમાઇ નહીં શકયાથી ઉભરાઇ જતા આત્મીય સત્યપ્રેમના મહાઆનંદને આ હતભાગી આર્યો હવે પુનઃ કયારે જોશે !! શિવ શિવ !!!





॥ ॐ श्री गणेशाय नमः ॥

# ॥ श्री सत्यप्रेम अने आर्य गृहस्थाश्रम ॥

## પ્રકરણ ૩ જું

### ધર્મ અને રાજ્યનો ફેરફાર અને આર્ય પ્રજાની અવનતિ.

આર્યાવર્ત ઉપર સનાતન વેદધર્મ પૂર્ણકળાથી તપતો હતો, બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચારેવર્ણ પોતપોતાના શાસ્ત્રોક્ત ધર્મને અસ્ખલિતપણે પાળતી હતી, બ્રહ્મચર્ય ગાર્હસ્થ્ય વાન-પ્રસ્થ અને સન્યસ્ત એ ચારે આશ્રમો યથોક્તરીતે શાસ્ત્રમર્યાદાને ચોક્કસ રીતે અનુસરીને પળાતા હતા, સર્વ સ્ત્રીપુરૂષો સત્યપ્રેમથી જોડાઇ અમૃતમય જીવન ગાળતાં પોતપોતાના ધર્મને અચળપણે ધારણ કરતાં હતાં, મનુસ્મૃતિ આદિ કાયદાઓ પ્રમાણે રાજાઓ રાજ્ય ચલાવતા હતા, અને એમ આ આર્યાવર્ત સ્વર્ગીય ભૂમી રૂપ હતો. તેવામાં કળિપ્રભાવથી વેદોક્તધર્મથી વિરૂદ્ધ એવા બૌદ્ધધર્મને ઉત્પન્ન થવાને કારણ બન્યું. શિવપુરાણ જણાવે છે કે ત્રિપુરાસુર નામે મહાબળવાન રાક્ષસ શ્રીશંકરની ઉપાસના કરી ત્રણ વજ્રનાં કામચારી નગરોનું રાજ્ય પામ્યો હતો. તેણે સ્વર્ગ મૃત્યુ પાતળાદિ સર્વ જીતીને વશ કર્યા અને પોતાના રાક્ષસી સ્વભાવથી સર્વને ભારે ત્રાસ આપવા લાગ્યો. ત્યારે દેવોએ શ્રી વિષ્ણુની મદદ લઇ તેની સાથે ઘણું યુદ્ધ કર્યું પણ તેમાં તેઓ હાર્યા. ત્યારે તેને શિવની સહાય છે જાણી શંકરને એ દુષ્ટ અસુરનો નિગ્રહ કરવા માટે વિનવવા લાગ્યા. પણ શંકરે તો કહ્યું કે મારા ભક્તનું કોણ નામ લે એવું છે, હવેથી એવું કહેશો તો તમને શિક્ષા કરીશ. પછી વિષ્ણુએ કહ્યું કે ત્રિપુરાસુર અને તેની પ્રજા વેદોક્તધર્મ પાળે છે તેવા બળથી તે આપણાથી

જીતાતો નથી અને શંકર પણ તેથીજ તેને પોતાનો ભક્ત ગણે છે માટે તેને એ ધર્મથી ભ્રષ્ટ કરી શકાય તોજ એ મરે. પછી તેમણે પોતાના સંકલ્પથી એક ક્ષપણક એટલે બૌદ્ધધર્મનો સાધુ અથવા જૈનગોરજી બનાવ્યો અને તેને સામર્થ્ય આપી કહ્યું કે—"જા તું ગ્રંથો રચજે અને એ ધર્મ ત્રિપુરાસુર અને તેની પ્રજાને શીખવજે. તારી મદદમાં હું નારદઋષિને મોકલું છું." પછી તે ક્ષપણકે બૌદ્ધધર્મના ગ્રંથો રચ્યા અને પોતે મહાન આચાર્ય બની ત્રિપુરાસુરના પ્રસિદ્ધ શિવાલયની ધર્મશાળામાં જઈ ઉતર્યા. ત્યાં શ્રીવિષ્ણુની આજ્ઞાથી નારદઋષિ આવીને તેમના શિષ્ય થયા. ત્યાં દર્શને આવનાર લોકોને તેમણે બૌદ્ધધર્મના સિદ્ધાન્તો સમજાવવા માંડયા કે–અરે! તમે નિત્ય ઉઠીને આ શી પાપની ક્રિયાઓ કરો છો? તમે દર્ભ દૂર્વા પુષ્પો પત્રો વિગેરે તોડોછો તે જીવતાં ઝાડનાં અંગ છેદોછો. પુષ્કળ પાણી ઢોળોછો ત્યારે ત્યાં થઈને જતા આવતા નાના જીવો તેમાં તણાઈ જઇ ડુબી જાય છે. યજ્ઞો કરો છો ત્યારે તો જીવોના સંહારનો પારજ રહેતો નથી. આવો પાપરૂપ ધર્મ તે ધર્મ નથી પણ અધર્મ છે. એમ કર્યાથી તો તમે સર્વ નિશ્ચય નર્કમાં જશો. માટે આ પવિત્ર અને પાપવિનાનો ધર્મ જો તમે પાળશો તો તેથી તમે સ્વર્ગમાં જશો અને ત્યાં અનંત સુખને પામશો- આમ ઊપદેશ કરી કરી ઘણાને તેમણે ફેરવી નાંખ્યા. દેહાત્મવાદનો એ આંધળો ધર્મ સર્વને સ્હેલો અને સારો લાગ્યો. કર્મમાર્ગની કડાકુટથી બચ્યા અને વળી પાપથી ઉગર્યા એટલે લોકને તો આ ધર્મ ઘણો પસંદ પડયો. ધીમે ધીમે આ નવા ધર્માચાર્યનું માહાત્મ્ય વધતું ચાલ્યું. ત્રિપુરાસુર પણ તેમના ઉપદેશથી તેમનો શિષ્ય થયો, અને એ ધર્મ ઘણો ઉત્તમ હોવાથી સર્વ પ્રજાને તે ધર્મ પાળવાની તેણે આજ્ઞા કરી. બૌદ્ધધર્મનું સામ્રાજ્ય થતાં પછી શિવાલયો અવડ પડયાં, યજ્ઞો બંધ થયા, બ્રાહ્મણોમાંથી સર્વની પૂજ્યબુદ્ધિ ઉઠી ગઈ. ત્યારે દેવતાઓ પુનઃ શંકર પાસે જઇ ત્રિપુરાસુરને

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

શાસન કરવા વિનવવા લાગ્યા. શંકરે પ્રથમ માફક કહ્યું, ત્યારે દેવોએ કહ્યું કે મહારાજ આપ જુઓ તો ખરા, ત્રિપુરાસુર તમારો ભક્ત હવે ક્યાં છે? શિવે અંતર્દ્દષ્ટિથી જોયું તો વેદધર્મ મૂકી દઈ સર્વ પ્રજા સહિત ત્રિપુરાસુર દેહાત્મવાદી બૌદ્ધધર્મ પાળતો જણાયો. આવો ધર્મભ્રષ્ટ થઇ ગયેલો તેને જોઇ તેમને ક્રોધ થયો. તેમણે પ્રથમ ત્રિપુરાસુરને કહ્યું હતું કે તારાં ત્રણે નગરો ઉપરા ઉપરી આવશે ત્યારે એક બાણથી જો કોઇ તેને વીંધશે તો તેનો નાશ થઈ જશે. દૈવગતિથી તેજ વખતે ત્રણે નગરો ઉપરા ઉપરી આવ્યાં હતાં તેથી શંકરે એક બાણથી તે બાળી મૂક્યાં, તેથી પ્રજાસહિત ત્રિપુરાસુરનો નાશ થયો. પેલા ક્ષપણક આચાર્ય બૌદ્ધ ધર્મના ગ્રંથો શ્રી વિષ્ણુને સોંપી અરણ્યમાં તપોમય જીવન ગાળવા માટે ગયા. પછી આગળ પૃથ્વી ઉપર જ્યારે ભારે દુષ્કાળ પડયો ત્યારે ઘણા બ્રાહ્મણો **ગૌતમઋષિને** શરણે આવીને રહ્યા. ગૌતમઋષિ પોતાના તપોબળના પ્રતાપથી સવારમાં જવ વાવતા તે બપોરે પાકીને તૈયાર થતા. તેના રોટલા કરી સર્વ જમતા. એમ કરી દુષ્કાળનાં વર્ષ તેમણે સુખમાં કહાડયાં. પછી વરસ વઠ્યું અને દેશમાં સુકાળ થયો તેથી હવે જવના રોટલા ખાધાં કરવા તેમને પાલવ્યા નહીં ત્યારે સર્વેએ ત્યાંથી જવાનો વિચાર કર્યો પણ ગૌતમઋષિના આટલા બધા આભાર નીચે આવેલા તેથી એમને એમ શી રીતે જવાય તેથી દુર્દૈવે તેમને એવી ઉંધીમતિ સૂઝી કે આપણે ગૌતમઋષિને માથે કાંઈ નિમિત્ત મૂકી જતા રહીએ તો તેમના આગળ ગરીબ થઈ લાચારી દેખાડવી પડે નહીં. પછી તેમણે મંત્રથી એક માયાવી ગાય બનાવીને તેને લીલા જવમાં મૂકી. ગૌતમઋષિએ ગાયને જવ ખાઈ જતી જોઇને દર્ભની શળી વડે હાંકી. તે દર્ભની શળી વાગતાંજ ગાય તુરત મરણ પામી. એટલે બધા બ્રાહ્મણો તુરત હો હો કરી ઉઠયા કે અરે! આ શું? આતો ગૌહત્યા થઇ, આવું મોટું પ્રાયશ્ચિત્ત જે ભૂમીમાં થયું ત્યાં એક ક્ષણ પણ રહેવાથી

દોષ લાગે છે. માટે આપણે સર્વ અહીંથી ચાલો—એમ કહી સર્વ ગૌતમઋષિને કાંઈ પણ કહ્યા વિનાજ ત્યાંથી ચાલ્યા ગયા. ગૌતમઋષિ આં સર્વ જોઇ સ્તબ્ધ થઈ ગયા હતા. પણ પછી ધૈર્યથી શાન્ત થઈ અંતર્દષ્ટિથી જોયું તો આ બ્રાહ્મણોની બનાવેલી માયાવી ગાય જણાઈ, તેથી મંત્ર ભણીને તેને હાથ અડાડતાંજ તે ગાય તત્કાળ અદૃશ્ય થઇ. ગઇ પણ બ્રાહ્મણોનો આ અવિનય તેમનાથી સહન થઇ શકયો નહીં. આવો મોટો ઉપકાર તેમના ઉપર કર્યા છતાં બ્રાહ્મણો તેમને નામોશી આપી ગયા તેથી તેમને તેમના ઉપર ઘણો ક્રોધ ચઢયો અને તેમને શિક્ષા કરવાનો તેમણે વિચાર કર્યો. બ્રાહ્મણોને શિક્ષા કરવા માટે તે શ્રીવિષ્ણુ પાસે જઇ પેલાં બૌદ્ધધર્મનાં શાસ્ત્રો માગી લાવ્યા અને તે પોતાના શિષ્યોને ભણાવ્યાં અને પ્રજામાં સ્થળે સ્થળે તે ધર્મનો ઉપદેશ કરવા તેમને મોકલ્યા. તે શિષ્યોએ ગુરૂઆજ્ઞા પ્રમાણે બધે બૌદ્ધ ધર્મ ફેલાવ્યો, તે એટલે સુધી કે રાજાઓએ પણ બૌદ્ધધર્મ સ્વીકાર્યો, અને તે ધર્મ પાળવાની તેમણે પોતાની પ્રજાને આજ્ઞા કરી. આથી વેદધર્મનું બળ પડી ભાગ્યું. બ્રાહ્મણો અને તેમના કેટલાક અનુયાયીઓ વેદધર્મી રહ્યા અને બાકીના સર્વ બૌદ્ધધર્મી થઈ ગયા. આ વખતે યુધિષ્ઠિર રાજાનો શક ચાલતો હતો અને કળિયુગ બેઠાને બે હજાર વર્ષ થઈ ગયાં હતાં. બૌદ્ધધર્મનું સામ્રાજ્ય આર્યાવર્તમાં કેટલોક કાળ ચાલ્યું. વેદધર્મ પડી ભાગ્યાથી યજ્ઞયાગાદિ બંધ થયા, દેવાર્ચન બંધ થયાં, દેહજ આત્મા મનાવા લાગ્યો, ઇશ્વરની ઉપાસનાની કાંઇ અગત્ય રહી નહી, કર્મજ સર્વોપરી બળવાન મનાવા લાગ્યાં. એમ નાસ્તિકતા પ્રસરી ત્યારે દેવતાઓએ શ્રીશંકરને પ્રાર્થના કરી કે આર્યાવર્તમાં દેહાત્મવાદી બૌદ્ધધર્મ પ્રવૃત્ત થયો છે તેથી વેદધર્મ ગ્લાની પામી ગયો છે માટે તેનું પુનઃ સ્થાપન કરો. ત્યારે શ્રી શંકરે યુધિષ્ઠિર શકે ૨૬૩૧ માં એટલે વિક્રમ સંવત પૂર્વે ૪૧૯ માં શ્રીમદ્‌ભગવત્‌પૂજ્યપાદાચાર્ય નામના સંન્યાસીના રૂપમાં અંશાવતાર ધારણ કરી બૌદ્ધ ધર્મનો નાશ કર્યો અને વેદધર્મનું પુનઃ

સ્થાપન કર્યું. કહે છે કે શ્રી શંકરાચાર્યજીએ રાજાના સાત પૂર્વજોને બોલાવ્યા અને પછી રાજાને કહ્યું કે તારા આ વડીલોનેજ પૂછ કે કયો ધર્મ પાળવાથી તારૂં અને સર્વનું કલ્યાણ છે. પછી રાજાએ પોતાના પિતા પ્રપિતા વિગેરેને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે પરમાત્માએજ પ્રગટ કરેલા એવા વેદધર્મને પાળીને અમે સ્વર્ગમાં ગયા હતા અને ત્યાં પૂર્ણસુખમાં હતા, પણ અમારી પાછળ રહેલા તમે ધર્મભ્રષ્ટ અને અધર્મી થઈ ગયા તેથી સર્વ વેદોક્ત કર્મ બંધ થયાં છે. દેવતાઓની સહાય બંધ થવાથી પ્રજા વિઘ્નોથી પીડાતી દુઃખમાં પીલાય છે. આવા તમારા ભારે અપરાધથી અમને સ્વર્ગમાંથી કહાડી નર્કમાં મોકલ્યા છે ત્યાં તમારા જેવી અધર્મી પ્રજા મૂકી ગયાને માટે પશ્ચાત્તાપ કરતા અમે કષ્ટે કાળ વીતાવીએ છીયે. માટે અમારૂં તમારૂં અને સર્વનું કલ્યાણ જો તમે ઇચ્છતા હો તો તત્કાળ વેદધર્મને ધારણ કરો અને બૌદ્ધધર્મનો નાશ કરી નાંખો. પોતાના પૂર્વજોના આવા શબ્દો સાંભળી રાજા થરરરર કંપી ગયો. વેદ ધર્મથી બહિર્મુખ થઈ ધર્મભ્રષ્ટ થયાને લીધે તેને ઘણોજ પશ્ચાત્તાપ થયો. રાજાના પૂર્વજો તુરત અદૃશ્ય થઈ ગયા. પછી તેણે વેદધર્મ સ્વીકાર્યો તથા પોતાની સર્વ પ્રજાને તેજ ધર્મ સ્વીકારવાની આજ્ઞા કરી અને શ્રી શંકરાચાર્યજી સાથે લશ્કર લઇ આખા આર્યવર્તમાં ફર્યો અને બધે વેદધર્મ પુનઃ સ્થાપિત કરી ચાર દિશામાં ચાર મઠ સ્થાપ્યા. આવું ભારે કાર્ય માત્ર ત્રીસવર્ષની વયમાં કરી બત્રીસમા વર્ષમાં યુધિષ્ઠિર શકે ૨૬૬૩ માં શ્રીમદ્દભગવત્પૂજ્યપાદાચાર્યજીએ કૈલાસ ગમન કર્યું. વેદધર્મ આ પછી કેટલોક સમય પાછો ઠીક ચાલ્યો. પણ આગળ જતાં પછી ક્ષત્રિય રાજાઓનું બળ ભાગ્યું અને આર્યાવર્તમાં યવન અથવા મુસલમાન રાજાનું રાજ્ય આવ્યું. એ મુસલમાન રાજાઓએ કુરાનમાં મુસલમાન કર્યાનું પુણ્ય લખ્યું છે તેથી વેદ ધર્મીઓને જબરજસ્તીથી મુસલમાન કરવા માંડયા. વેદધર્મને કાફરધર્મ અને મૂર્તિપૂજાને બુતપરસ્તી કહી વેદધર્મશાસ્ત્રોને બાળી

નાંખવા માંડયાં અને મૂર્તિઓ સહિત દેવાલયોને ભાગી નાંખવા માંડયાં. બ્રાહ્મણોના તાડપત્ર ઉપર લખેલા અમૂલ્યગ્રંથોને મુસલમાની લશ્કરે ખીચડી ચડાવવાનાં ઇંધણાં કર્યાં, ત્યારે વેદધર્મના ગ્રંથો બ્રાહ્મણોએ ગુપ્ત કર્યા. રાજ્ય તરફથી અપાતા ત્રાસને લીધે વેદવિદ્યા પ્રગટપણે ભણાવી શકાતી નહોતી, તેથી તે સમયે વિદ્યાર્થીઓ ગુપ્ત રીતે ગુરૂ પાસે વેદવિદ્યા ભણતા. તેથી કાળે કરીને વેદધર્મનું જ્ઞાન પ્રજામાંથી નાશ પામવા લાગ્યું અને સૌ જડવત્ બનવા લાગ્યા. કેટલાએક સમય પછી જ્યારે ધર્મ સંબંધી જુલમ મટીને શાન્તિ પ્રસરી ગઇ ત્યારે રામાનુજ નામના આચાર્યે પ્રગટ થઈ જીવ ઈશ્વર અને માયા એમ ત્રણ તત્ત્વ સમજાવી ભક્તિમાર્ગ ચલાવ્યો. ત્યાર પછી થોડે કાળે માધવાચાર્ય એને વલ્લભાચાર્ય થયા તેમણે જીવની સમજણ કાયમ રાખી બીજી સમજમાં ફેરફાર કર્યો, પણ તેથી વેદધર્મનું રહસ્ય વધારે ગુપ્ત થઈ ગયું અને અજ્ઞાનના અંધકારનો વધારો થયો.

વેદધર્મની આવી અવદશા થઈ જતાં સર્વ આશ્રમોની અવદશા થઇ ગઇ. વેદવિદ્યા પ્રગટપણે ભણાતી બંધ થઈ ત્યારથી બ્રહ્મચર્ય આશ્રમ બંધ થઇ ગયો. ઉપનયન સંસ્કારનો વિધિ કાયમ રહ્યો પણ તે પછી વિદ્યાભ્યાસ માટે ગુરૂ પાસે રહેવાનું બંધ થયું અને સર્વ કોઈ દ્રવ્યોપાર્જનના ઉદ્યમમાં લાગ્યા, કેમકે મુસલમાની રાજ્ય હોવાથી તેમના શાસ્ત્રમાં વર્ણ અને આશ્રમના વિભાગ નથી તેથી આર્યોમાં પણ તેમણે તે ગણ્યા નહીં પણ માત્ર તેમના રિવાજ પ્રમાણે કુળની અને ભણતરની મોટાઈ અને આબરૂ તેમણે ગણી અને તે પ્રમાણે પ્રજાવર્ગ સાથે તેમણે પોતાનું વર્તન રાખ્યું. આથી આર્યોમાં મનુસ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રોમાં ઠરાવેલા ચાતુર્વર્ણ્યના ધર્મો શાસ્ત્રમાંજ રહ્યા અને સર્વ જે રીતે ઉદર પોષણની સુલભતા લાગી તેવા ઉદ્યમે વળ્યા અને વર્ણને અનુસરીને કર્મ કરવાનો મેળ કોઇએ રાખ્યો નહીં. આગળ ઇંગ્રેજી રાજ્ય આવ્યું તેમણે પણ વર્ણાશ્રમ વ્યવસ્થા સ્વીકારી નહીં, પણ ધર્મ

સંબંધિ નિશ્ચયો સૌ પોતપોતાની ઈચ્છા પ્રમાણે રાખવાને સ્વતંત્ર છે એમ ઠરાવ્યું, તેથી આર્યશાસ્ત્રોએ ઠરાવેલી વર્ણાશ્રમ વ્યવસ્થાને તે રાજ્યમાં પણ આશ્રય મળ્યો નહીં. આથી વર્ણવ્યવસ્થાનો હેતુ જે વેદધર્મનું બંધારણ છે તે નિષ્ફળ ગયો.

વેદના પુરૂષસૂક્તમાં કહ્યુંછે કે 'પરમાત્માના સર્વવ્યાપી એવા સૃષ્ટિરૂપ વિરાટ પુરૂષના સ્વરૂપનું બ્રાહ્મણ મુખ છે, ક્ષત્રિય હાથ છે, વૈશ્ય ઝાંગો છે, અને શૂદ્ર પગ છે. સ્વરાટ વિરાટની એકજ વ્યવસ્થા છે, તેથી એક શરીરમાં પણ આ વ્યવસ્થા દેખાય છે. મુખ બ્રાહ્મણનું ઉપદેશનું કામ કરે છે, હાથ ક્ષત્રિયનું રક્ષણનું કામ કરે છે, ઝાંગો વૈશ્યનું સર્વશરીરને આધાર આપવાનું કામ કરે છે. અને પગ શૂદ્રનું શરીરને ઉઠાવીને ફેરવવાનું કામ કરે છે. ત્યાં મુખનું કામ બોલવાનું છે. બોલવું તે સંભળાવવા માટેજ. અને સંભળાવવાનું તે કંઈ પણ ઉદ્દેશને સિદ્ધ કરવાના ઉપદેશ રૂપજ હોવાનું. તેથી વાણીમાત્ર ઉપદેશને અર્થેજ પ્રવર્તે છે. પ્રજામાં બ્રાહ્મણનું કામ ઉપદેશનું છે. બ્રાહ્મણનો અવતાર અને તેનું જીવન ધર્મ માટેજ છે. મનુસ્મૃતિ કહે છે કે—**उत्पत्तिरेव विप्रस्य मूर्ति र्धर्मस्य शाश्वती । साहि धर्मार्थ मुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥** અ ૧. ૧૮ ॥ વેદધર્મની કાયમની મૂર્તિ બ્રાહ્મણશરીર છે, કેમકે બ્રાહ્મણ ધર્મને માટેજ ઉત્પન્ન થઇને બ્રહ્મ થવાને સમર્થ થાય છે. વળી **वैशेष्यात् प्रकृतिश्रैष्ठ्यात् नियमस्यच धारणात् । संस्कारस्य विशेषाच्च वर्णानां ब्राह्मणः प्रभुः ॥** બ્રાહ્મણ સત્વગુણનો—ધર્મનોજ અવતાર છે તેથી પ્રકૃતિથી સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ છે. અને બ્રહ્મચર્ય તપ મનોનિગ્રહ ઈન્દ્રિયનિગ્રહ વિગેરે નિયમો ધારણ કરે છે તેથી વધારે શ્રેષ્ઠ છે, વળી તેને સોળે સંસ્કાર કરવામાં આવે છે તેથી તેને સંસ્કારમાં પણ વિશેષપણું છે તેથી સર્વ વર્ણોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. હાલના સમયમાં સંસ્કારની વાત ઘણા લોક હીસાબમાં ગણતા નથી, પણ જેમ ઊંચા પ્રકારનાં અન્ન ઘી

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

આદિ વડે યુક્ત હોય છતાં અવિધિથી કરેલો તેનો અસંસ્કૃતપાક ઉત્તમ સ્વાદ અને પોષણને આપી શકતો નથી એટલુંજ નહીં પણ તેમાં વિધિના અજ્ઞાનથી ઉભા કરેલા દોષને લીધે તે પાક પ્રસંગે વ્યાધિ ઉત્પન્ન કરનાર પણ થઇ પડે છે, તેજ પ્રકારે યોગ્ય સંસ્કાર વિનાનું દ્વિજશરીર દ્વિજપણાથી ભૃષ્ટ થઈ શૂદ્રના અધિકારમાં આવી જાય છે. ઈશ્વિરતુલ્ય બલ્કે સાક્ષાત ઈશ્વિરસ્વરૂપ બ્રાહ્મણો ("બ્રહ્મને જાણનાર બ્રાહ્મણ છે" અને બ્રહ્મને જાણનાર બ્રહ્મજ થાય છે." એ વેદવાકયો વેદ અને સદ્‌ગુરૂદ્વારા બ્રહ્મ તત્વના નિશ્ચયને પામેલા બ્રાહ્મણને બ્રહ્મજ કહે છે.) પ્રજાને સદ્‌ગુણો વડે, ધર્મનિષ્ઠા વડે, તથા સત્ય દયા ક્ષમા ઉદારતા અક્રોધ જીતેન્દ્રિયત્વ વૈરાગ્ય ભક્તિ અને જ્ઞાનથી ભૂષિત રાખતા. બ્રાહ્મણનું આ કામ મુખવડે જ થતું હોવાથી તથા બીજા અંગની તેમાં અગત્ય ન હોવાથી મુખજ બ્રાહ્મણનું કામ કરે છે એમ સમજાય છે. ક્ષત્રિયનું કામ સર્વને ભય ત્રાસ દુઃખ વિગેરે આપત્તિયોથી બચાવવાનું છે. શરીરનું એ આપત્તિયોથી રક્ષણ કરનાર હાથ છે. ઝાંગો શરીરનો આધાર છે. ઘરના ઉપરના માળો જેમ ભીંતો કે થાંભલા ઉપર રહે છે તેમ કમરથી મસ્તક સુધીના આખા શરીરનો આધાર શરીર રૂપી ઘરના થાંભલા ઝાંગો છે. વૈશ્ય પ્રજાનો આધાર એવી રીતે છે કે તે અન્નને ઉપજાવવાનું, તેનું રક્ષણ કરવાનું, તે સર્વ પ્રજાને પ્હોચાડવાનું, તે અર્થે ઢોર આદિ પાળવાનું, અને વ્યાપારાદિ ખેડવાનું કામ કરે છે અને અન્ન સર્વનો આધાર છે. શૂદ્રનું કામ દાસત્વનું છે. દાસત્વના કામમાં ફેરાફાંટા ખાવા ભાર વ્હેવા અને ભયથી બચાવવા વિગેરે હોય છે, પગ તે બધુંજ કરે છે. શરીરને ઉપાડીને ચાલે છે ટાંપાંનું કામ કરે છે અને ભય વખતે નાસી જઇ શરીરનું રક્ષણ કરી લેછે. ચાર વર્ણની વ્યવસ્થા આમ સર્વત્ર સ્વભાવેથીજ છે, છતાં આર્યાવર્તની બહારના દેશના શાસ્ત્રકારોએ તે ન ગણી વર્ણાશ્રમની વ્યવસ્થા વિનાજ પ્રજાની સુખી સ્થિતિ રહે એવા

નીતિ નિયમો સ્થાપ્યા છે. તેવા દેશના રાજ્યકારનું રાજ્ય આર્યભૂમી ઉપર આવ્યાથી તેમણે પોતાના શાસ્ત્રને અનુસાર સર્વ પ્રજાને એક સરખી ગણી અને પ્રજાજનને પણ અરસપરસ તેમ ગણાવરાવ્યા તેથી આર્યલોકોએ વર્ણવ્યવસ્થાનો રીવાજ રાજ્યને અણગમતો જાણી છોડી દીધો અને છતાં આર્યશાસ્ત્રોને અનુસરવાનો રીવાજ કાયમ રાખ્યો. પણ આર્યશાસ્ત્રોને ખરી રીતે ક્યારે અનુસરાય એમ છે કે જ્યારે વર્ણાશ્રમ ધર્મને યથાર્થ પાળે ત્યારે. તેમ ન થતું હોવાથી આર્યશાસ્ત્રોને આ લોકો અનુસરવા માગે છે પણ અનુસરી શકતા નથી. કેમકે વર્ણાશ્રમનો ત્યાગ કરી વ્યવહાર ખેડવા માગતાં મુસલમાની કે ઇંગ્રેજી ધર્મશાસ્ત્રો પ્રમાણેજ ચાલવું જોઈશે. આર્યશાસ્ત્રો પ્રમાણેના વર્તનમાં વર્ણાશ્રમનો ત્યાગ મનુષ્ય ત્યારેજ કરી શકે છે કે જ્યારે તે પોતાના શરીર સુદ્ધાંતના સંપૂર્ણ વ્યવહારોનો ત્યાગ કરે આર્યાવર્તનાં અને વિદેશી પ્રજાઓનાં ધર્મશાસ્ત્રોના સિદ્ધાન્તોમાં આમ ફેર પડી જવાનું કારણ એ છે કે મુસલમાની અને ઇંગ્રેજી શાસ્ત્રો મનુષ્યને મનુષ્યરૂપે ભક્તરૂપે અને ઇશ્વરનાપુત્રરૂપે ગણે છે, અને આર્યશાસ્ત્રો પામર વિષયી અને મુમુક્ષુ એવા ત્રણ અધિકારવાળા જીવરૂપે અને મુક્ત જ્ઞાની સંત મહાત્મા ઇશ્વર વા શિવરૂપે ગણે છે. આર્યશાસ્ત્રોએ આત્માને અશરીરી ગણ્યો અને પરદેશી શાસ્ત્રોએ શરીરી ગણ્યો તેથી આ ભેદ પડયો. આત્મા શરીરી છે એમ ગણનાર પરદેશી પ્રજા શરીરનું જ મોટું માહાત્મ્ય ગણે છે. ઉત્તમ ભોગો ભોગવવા માટે શારીરબળ સતેજ રાખવું, ઇશ્વરની પ્રીતિ અને કૃપા રળવા અર્થે ઉચ્ચ સદ્દગુણોને દઢાવવા, પાપો માફ કરવા માટે પરમેશ્વરની સ્તુતિ કરવી, તથા તેમના નામથી શક્તિ અનુસાર દાન કરવું, એટલું તેમનું પ્રધાનપણે લક્ષ્ય હોય છે. અને આર્યશાસ્ત્રકારોનું લક્ષ્ય જીવનું જીવપણું ટાળી તેને ચોરાસીલક્ષ યોનિવાળા સંસારચક્રમાં કુટાયાં કરતો બંધ કરી જન્મમરણથી મુક્ત કરીદેવા તરફ છે.



વર્ણાશ્રમ ધર્મની યથાર્થ વ્યવસ્થા ચાલતી રહેવાથીજ આર્યાવર્ત આટલું બધું ઉન્નત હતું, તે આર્યાવર્તની ઉન્નત સ્થિતિના મૂળરૂપ એવી વર્ણાશ્રમની વ્યવસ્થા ભાગી નાંખવાનું રાજ્યકર્તાએ ઇચ્છયાથી આર્યપ્રજા અતોભ્રષ્ટ ભતોભ્રષ્ટ થઈ ગઈ. સર્વને પોતપોતાના વર્ણ પ્રમાણે તે તે વર્ણનાં નિયત કામોજ કરવાનાં ન હોવાથી મનુષ્યો પોતપોતાંની ઇચ્છા પ્રમાણે ધંધારોજગાર કરવા લાગ્યા, અને તેથી બ્રાહ્મણ આદિ વ્યવસ્થા માનવાની લોકને કંઈ જરૂર રહી નહીં આથી વર્ણનો વિચાર માત્ર કન્યાદાનના અને ભોજનના સંબંધમાં કાયમ રાખી બીજા બધા વ્યવહારોમાં તેમણે પડતો મૂક્યો. શરીરને અર્થે દ્રવ્યનીજ માત્ર ઉપાસના કર્તવ્ય મનાયાથી અને જીવાત્માને અર્થે કાંઇપણ કર્તવ્ય ન સ્વીકારાયાથી સર્વ કોઇએ પોતપોતાને અનુકુળ પડતા દ્રવ્યોપાર્જનના માર્ગ શોધી તેમાં કુશળતા પ્રાપ્ત કરી પોતાને કૃતાર્થ માન્યા. પોતે શરીર નહીં પણ શરીરથી વિલક્ષણ એવો અવિનાશી ક્ષેત્રજ્ઞ કે જીવ છે એ વાતનું તો સ્વપ્નમાં પણ કોઇને સ્મરણ ન રહ્યું. મરકી કોગળીયું વિગેરે વ્યાધિયોનો પ્રકોપ થતાં ગાંસડાં પોટલાં ઉઠાવી લોક મૃત્યુના ભયથી નાસતા ફરતા આ સર્વ કોણ કરે છે તે ન જોતાં, વેદો અને શાસ્ત્રો શું કહે છે તે જાણવા પ્રયત્ન ન કરતાં, અને કદાચ જાણવામાં આવે તો કુતર્કોથી નાસ્તિક બની ગયેલા તેઓ તેમાં શ્રદ્ધા ન કરતાં, માત્ર જ્ઞાતિબંધ અને રાજ્યદંડના ભયથીજ ધર્મ અને સદ્ગુણો તરફ પ્રવૃત્તિ કરતા રહ્યા. દ્રવ્ય અથવા વિષયોજ પ્રાપ્તવ્ય મનાયાથી બ્રાહ્મણોની વિદ્યાની કોઇને અગત્ય ન રહી તેથી મોક્ષ પર્યન્તના કલ્યાણને સાધવાના માર્ગનું જ્ઞાન આપનાર અત્યંત અમૂલ્ય એવી બ્રાહ્મણ વર્ણને સર્વ પ્રકારથી સેવવાનો ધર્મ રાજા પ્રજાએ કેવળ ત્યજી દીધો. અને એમ થવાથી ઉત્તમ મણિઓને જેમ કોઈ ધૂળમાં ફેંકી દે અને તેમની કાંઇ દરકાર ન કરે અને તેથી મેલ વિગેરે લાગી એ મણિઓ કાળા પથ્થરો સરખા થઈ

રહે તેમ આર્યપ્રજાના બ્રાહ્મણોરૂપી મણિના છોડને પોષણ ન આપી તેમને બેદરકારીથી અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઈ જવા દીધાથી "જેનો આગવો આંધળો તેનું લશ્કર કુવામાં" એ ન્યાયે પ્રજાને દોરનાર અગ્રણી બ્રાહ્મણો જેમના પવિત્ર અને સફળ ઉપદેશવડે આ દેશની સર્વ પ્રજા દેવતાઈ ઉચ્ચ સદ્દગુણોને ધારણ કરી રહી હતી તેમની સ્થિતિ બગડયાથી સર્વની સ્થિતિ બગડી. જેમ બાગમાં વાવેલા ફૂલફળના છોડો અને વૃક્ષોમાં જેઓ અત્યંત કોમળ હોય તેમને રોજને રોજ પાણી જોઇયે છીયે અને તેમની રોજ દેખરેખ રાખવામાં નથી આવતી તો તેઓ મરતાં મરતાં ઉછરે છે અને કેટલાંક મરી પણ જાય છે, તેમ પ્રજાના નાકરૂપ **ભૂસુરાઃ** કહેતાં પૃથ્વીના દેવો અને "વર્ણોમાં બ્રાહ્મણ ગુરૂ છે" એ સ્મૃતિવાકય પ્રમાણે વર્ણમાત્રના ગુરૂ એવા બ્રાહ્મણરૂપી અમૂલ્ય રત્નના છોડોને રાજ્યકાર જ્યારે ખાસ દેખરેખ રાખીને ન ઉછેરે ત્યારે તેઓ બગડી જાય અને ઘટી જાય એમાં શું આશ્ચર્ય ?

બ્રાહ્મણરૂપી દેવતાઈ રત્નના છોડને આગળ રાજાઓ કેવી રીતે ઉછેરતા તે જુઓ. તે સમયે રાજાઓ બ્રાહ્મણો કે જેઓ તપોમય જીવન ગાળવાને સરજાયેલા છે તેમને માટે મોટાં મોટાં તપોવનો રચાવતા. તે વિસ્તીર્ણ તપોવનોમાં અનેક પ્રકારનાં ફલવૃક્ષોને ઉગાવતા. ગામના સંબંધવાળા બ્રાહ્મણો ગામમાં રહેતા અને બાકીના સર્વ બ્રાહ્મણો તે તપોવનોમાં થોડે થોડે દૂર પોતાની ઇચ્છાનુકુળ સ્થળને રોકી તેમાં આશ્રમો બાંધતા અને પોતાને જોઈતી જમીનમાં ખોરાક પુરતું અન્ન પકવી લેતા. રાજા તેમની પાસે કાંઈ કર માગતા નહીં. બ્રાહ્મણને માથે કોઈપણ પ્રકારનો કર તે વખતમાં નહોતો. કેટલાંક તીર્થઆદિના કરોમાં હાલ બ્રાહ્મણોને કર માફ છે તે તે દિવસના ચાલતા આવેલા રીવાજો છે. અગ્નિહોત્રમાં આવશ્યક હોવાથી દૂધને માટે તે બ્રાહ્મણો ગાયો રાખતા. એ ગાયો તેમને રાજા દાનમાં આપતા.

ગાયો તપોવનોમાં મફત ચરતી. રાજાઓ ધર્મવાન હોવાથી તેમને ત્યાં કોઇને કોઈ મોટા યજ્ઞો નિરંતર ચાલતા રહેતા. તેમાં સેંકડો બ્રાહ્મણો વરાતા. યજ્ઞમાં વરાયેલા બ્રાહ્મણોને યજ્ઞના દિવસોમાં સર્વ યતિના ધર્મો પાળવાના હોવાથી લાગટ ત્રણ ત્રણ કે ચાર ચાર અને કોઇ રાજસૂય કે અશ્વમેધ જેવા ભારે યજ્ઞમાં બાર બાર વર્ષ પર્યન્ત પ્રભુભક્તિમાં રત રહી ગૃહસ્થાશ્રમમાંજ સન્યાસીના ધર્મો પળાવાનો સમય આવતો. આ બ્રાહ્મણોને રાજા ભારે દક્ષિણા ગાયો અલંકાર વિગેરેનું દાન કરતા. વનસ્થ બ્રાહ્મણોને પણ તેમના તેમના આશ્રમો પ્રતિ તેમને આપવાના પદાર્થો પહોચડાવતા. સમયે સમયે તે મહાત્મા બ્રાહ્મણોનાં દર્શન માટે રાજા પોતાના કુટુંબ સહિત તપોવનોમાં જતા અને તેમનો બોધ શ્રવણ કરતા, તથા કાંઇપણ સેવાની આજ્ઞા માગતા. કંઈ વ્યવસ્થા કરવા ઋષિયો કહેતા તો તેનો તેઓ તત્કાળ બંદોબસ્ત કરી દેતા. ટુંકામાં એટલુંજ કે તે સમયના રાજા બ્રાહ્મણોની સર્વ પ્રકારે સેવા બજાવતા અને તેમની પ્રસન્નતામાંજ પોતાનું કલ્યાણ માનતા. રાજા પોતાને ત્યાં કરોડો ગાયો રાખતા તે તેમનું ગોધન કહેવાતું. અનેક પ્રકારનાં વ્રતાદિના પ્રસંગે તથા તેહેવારો અને લગ્ન વિગેરે વિશેષ પ્રસંગોમાં તે ગાયોને સોનારૂપાના અલંકારોથી શણગારી બ્રાહ્મણોને સુવર્ણમુદ્રા સહિત દાનમાં આપતા, વનવાસી બ્રાહ્મણો દક્ષિણા વિગેરે દ્રવ્ય લેતા નહીં કેમકે તેઓ ગામ સાથે કાંઇપણ સંબંધ રાખતા નહોતા. શરીરને માટે બીજી ફરજો બજાવવાની ન હોવાથી બ્રાહ્મણો વિદ્યા જ્ઞાન તપ અને યોગ સિદ્ધ કરવામાંજ સર્વદા યત્ન કરતા. વિદ્વાન બ્રાહ્મણો જે દિવ્યગ્રંથોને રચતા તેમને રાજા સભા કરી વિદ્વાનોની સમક્ષ ચર્ચાવતા અને પ્રમાણરૂપ ગ્રંથ ઠરવાથી પ્રજામાં તેનો પ્રસાર કરતા.

વ્યવસ્થા આ પ્રમાણે હોવાથી જ તે બ્રાહ્મણો ભારે તપોબળવાળા યોગબળવાળા અને જ્ઞાનનિષ્ઠ થતા હતા. શાસ્ત્રમાં



બ્રાહ્મણોની મહત્તાનાં તેવાં વર્ણનો જોઈ આજના શૂદ્રપણાને પામેલા પણ નામમાત્રથી ગણાતા બ્રાહ્મણોને નિંદવા અને તેમનો વાંક કહાડવા સર્વ કોઈ લાગ્યા છે. વળી નાસ્તિક વર્ગ તો વાસ્તવ બ્રાહ્મણના માહાત્મ્યમાંજ કેવળ અશ્રદ્ધા કરવા લાગ્યો છે. સદેહે ઇન્દ્રની પાસે જનાર, સમુદ્રને એકજ અંજલિથી પી જનાર, શ્રી વિષ્ણુભગવાન સાથે સરખે આસને બેસનાર અને બલ્કે તેમના પણ પૂજ્યપણાને પામેલા એવા સર્વવર્ણના ગુરૂ અને પૃથ્વીના પ્રત્યક્ષદેવ બ્રાહ્મણો આગળ હતા એ વાર્તાને હાલ ઘણા નાસ્તીકો માની શકતા નથી. મંત્રથી દેવતાઓ વશ થાય છે અને વાસ્તવ બ્રાહ્મણનાં કૃપા કે શાપ એકદમ આશ્ચર્યકારક ફેરફાર કરી નાંખવા સમર્થ છે એ હાલ શમણા જેવું થઈ પડયું છે.

બ્રાહ્મણોની આવી દયામણી સ્થિતિ આવી જવાનું કારણ તેઓ જાતે નથી પણ મુસલમાન રાજ્યકારોના વખતથી વર્ણાશ્રમની વ્યવસ્થા કહાડી નાંખી સર્વને શૂદ્રવત્ કરી મૂકવામાં આવ્યા છે તે છે. પાદશાહી વખતની એક હકીકત છે કેઃ—કોઇ પાદશાહે પોતાના હિંદુ વજીરને પૂછયું કે દુનિયાં કે અંદર મુસલમાનસેં બડી જાત કોઇ હે? વજીરે કહ્યું કે ખુદાવિંદ બ્રાહ્મણ જાત ખુદાને દુનિયાં કે અંદર સબસેં બડી બનાઇ હે. ઉનસેં ફિર સબ કોઇ નીચે હે. પાદશાહે કહ્યું કે યહ કયા બાત હમતો મુસલમાનકું સબસેં બઢકે ગિનતે હે ઓર તુમ બ્રાહ્મણકું કૈસે કહેતેહો. વજીરે કહ્યું ખુદાવિંદ યહ બાત મેં કોઇ દિન આપકું દિખાઉંગા. પછી કોઇ વખત પાદશાહ પોતાની અગાસીમાં બેઠા બેઠા નગરની સેલ જોતા હતા તેવામાં એક બ્રાહ્મણને તેમણે વાણીયાને ત્યાંથી સીધું લેતો જોયો. બ્રાહ્મણ પાસે ઘી લેવાનું કાંઇ સાધન ન હોતું અને વાણીએ કાંઇ પાત્ર આપ્યું નહીં ત્યારે તે બ્રાહ્મણે પોતાનો જોડો ખંખેરીને લોહી નાંખ્યો અને તેમાં ઘી લીધું. પાદશાહને આ વાત જોઈને ઘણોજ અચંબો લાગ્યો તેથી તેણે તુરત પેલા વજીરને બોલાવ્યો અને પેલો

બ્રાહ્મણ ધર્મશાળામાં જતો હતો તેને બતાવીને કહ્યું કે તુમતો બ્રાહ્મણકું સબસેં બડે કહેતેથે ઓર દેખો યહ બ્રાહ્મણને વો બણીયાકી દુકાનસેં અપની જૂતીમેં ઘી લીયા. મુસલમાન કૈસાભી હોગા તો ઐસા કામ કભી નહીં કરેગા. ઐસે બ્રાહ્મણકું હમ બડે કૈસે ગિને? વજીરે કહ્યું ખુદાવિંદ બખત આદમીકું નીચકામ કરવાતા હે યહ સચ હે તોભી આપકે આગે કોઈ દિન મેં ઇસકા ખુલાસા લાદઉંગા. પછી વજીરે તુરત તે બ્રાહ્મણને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને કહ્યું કે તમે શું કામ કરો છો. બ્રાહ્મણે કહ્યું મહારાજ ભિક્ષા માગીને ઉદર પોષણ કરૂં છું, હું બ્રાહ્મણ છું તેથી બીજો શો ઉદ્યમ કરૂં? બ્રાહ્મણને બીજા ઉદ્યમો કરવાની શાસ્ત્રમાં મના કરેલી છે. વજીરે કહ્યું તમે મારે ઘેર રહી તમારા બ્રહ્મકર્મનુ સાધન કરો તમારી ભિક્ષાની ગોઠવણ અમે કરીશું. બ્રાહ્મણે કહ્યું મહારાજ હું તો કુટુંબવાળો છું તેથી મારા અહીં રહ્યાથી મારા કુટુંબનું પોષણ કેમ થશે. ત્યારે વજીરે કહ્યું કે તેમના પોષણ માટે પણ અહીંથી બંદોબસ્ત કરીશું. આ સાંભળી પેલો બ્રાહ્મણ ઘણોજ પ્રસન્ન થયો. બ્રાહ્મણ જાતિને ઇશ્વરભક્તિ પરાયણ જીવન ગાળવાનું મન સ્વભાવથીજ હોય છે કેમકે બ્રહ્મબીજનોજ એવો પ્રભાવ છે. પણ સવડવિના સર્વ કોઈ બ્રાહ્મણ જેવા અમૂલ્ય દેહને ન ચાલ્યે એળે ગુમાવાઇજવા દે છે. વજીરે તે બ્રાહ્મણને એક સ્વતંત્ર સ્થાન આપ્યું અને ત્યાં તેનો સર્વ રીતનો બંદોબસ્ત કરી દીધો. એટલે બ્રાહ્મણે ત્યાં વિધિ પ્રમાણે ગાયત્રીપુરશ્ચરણ આરંભ્યું. યથાર્થ રીતે પુરશ્ચરણ કરાતાં તે પાંચ વર્ષે પૂરૂં થયું. એટલે ગાયત્રી દેવીએ પ્રગટ થઇ દર્શન આપ્યાં અને બ્રાહ્મણને કહ્યું કે વર માગ. ત્યારે બ્રાહ્મણે માગ્યું કે મારૂં વચન ફળે. "अस्तु" કહી ગાયત્રી દેવી અદૃશ્ય થયાં. પછી બ્રાહ્મણે તે વાત વજીરને કહી ત્યારે તે ઘણોજ પ્રસન્ન થયો. પુરશ્ચરણના અંગનો હોમ અને બ્રહ્મભોજન કરી પરવાર્યા પછી વજીરે તે બ્રાહ્મણને નગરના કોઈ પ્રસિદ્ધ સ્થાનમાં રાખ્યો. ત્યાં

તેના માહાત્મ્યની વાયકા ધીમે ધીમે આખા નગરમાં પ્રસરી, છેવટ પાદશાહને કાને તેનાં વખાણ ગયાં ત્યારે પાદશાહે પેલા હિંદુ વજીરને બોલાવીને કહ્યું કે અપને શહેરમેં સુનતે હે કે કોઈ બ્રાહ્મણ ઐસા આયા હે કે કયા ખુદ ખુદાહી અપને સાતમે આસમાન પરસેં ઉતરકે આયા હે, વાસ્તે ઉસકે પાસ અપને ચલના ચાહીયે. વજીરે કહ્યું ખુદાવીંદ ચલો. પછી પાદશાહ અને વજીર ત્યાં ગયા. બ્રાહ્મણના મુખનું દિવ્ય તેજ જોઈને પાદશાહ અંજાઇ ગયો પણ ધૈર્ય રાખી તે બ્રાહ્મણના સામર્થ્યની ખાત્રી કરવા માટે તેણે ત્યાં સોનૈયા વરસાવવાને કહ્યું. બ્રાહ્મણે કહેતાંવાંતજ ઉપરથી ખરખર ખરખર સોનૈયા વરસ્યા. આવું દેવતાઈ સામર્થ્ય જોઈને પાદશાહ એકદમ માન મૂકી પેલા બ્રાહ્મણને પગે પડયો અને તેના પગની ધૂળ ચાટવા લાગ્યો. પછી વજીરે કહ્યું ખુદાવીંદ જો બ્રાહ્મણને જૂતીમેં ધી લીયાથા વોહી બ્રાહ્મણ યહ હે. આ સાંભળતાં પાદશાહના અચરજનો પાર રહ્યો નહીં. પછી વજીરે સર્વ વાર્તા તેને કહી સંભળાવી ત્યારે પાદશાહના મનને ખાત્રી થઈ કે બ્રાહ્મણ જાતિ સર્વથી શ્રેષ્ઠ છે પણ આશ્રય વિના તેઓ હલકી સ્થિતિમાં આવી ગયા છે. ત્યાર પછી તે પાદશાહે બ્રાહ્મણોને કંઈક આશ્રય આપ્યો પણ તેના કામદારો અને બીજા મુસલમાનોને તે વાત ગમતી નહીં તેથી બ્રાહ્મણોને તે જોઇતા ઉપયોગમાં આવી શકયો નહીં.

બ્રાહ્મણ આમ વર્ણથીજ શ્રેષ્ઠ છે. કેમકે તેનું બીજક તેવું છે, મનુસ્મૃતિ તો કહે છેજ કે.—**अविद्वांश्चैव विद्वांश्च ब्राह्मणो दैवतं महत् । प्रणीत श्चाप्रणीतश्च यथाग्निर्दैवतं महत् ॥ श्मशानेष्वपि तेजस्वी पावको नैव दुष्यति । हूयमानश्चयज्ञेषु भूय एवाभिवर्धते ॥ एवंयद्यप्यनिष्टेषु वर्तन्ते सर्वकर्मसु । सर्वथा ब्राह्मणाः पूज्याः परमं दैवतं हितत् ॥ अ ९. श्लोक ३१७, ३१८, ३१९॥**
અર્થ:—અવિદ્વાન અને વિદ્વાન ગમે તે રૂપમાં પણ બ્રાહ્મણ

મોટું દૈવત છે, જેમ મંત્રથી શુદ્ધ કરેલો હોય કે નહીં હોય તોપણ અગ્નિ જાતેજ મોટું દૈવત છે તેમ. શ્મશાનમાં મડદાને બાળતો અગ્નિ પણ તેવોજ તેજસ્વી અને દોષ કે અપવિત્રતાના સ્પર્ષ વિનાનો પ્રથમના જેવોજ પવિત્ર રહે છે તેને યજ્ઞમાં સ્થાપન કરી આહૂતિયો આપ્યાથી તેનું તેજ ઘણું વધે છે. એમજ બધાં અનિષ્ટ કર્મોમાં પ્રવૃત્ત થતાં છતાં પણ બ્રાહ્મણો હમેશાં સર્વથા પૂજ્યજ છે કેમકે બ્રાહ્મણ એ એક મોટું દૈવત કહેતાં અમૂલ્યપદાર્થ છે. જેમ ઘઉં સર્વોત્તમ ધાન્ય છે તેનાં ઘણાં સ્વાદવાળાં પકવાન કરી શકાય છે પણ તેમ ન કરતાં તેના કોઈ બાકળાજ બાફી દે તો તે ભૂતનું ખાણું થઇ જાય અને ઉત્તમ સ્વાદ ન આપે એમાં કોનો દોષ ? બાકળા કરનારનો. કોઇ કવિએ કહ્યું છેઃ—**कनकभूषण संग्रहणोचितो यदि मणिस्त्रपुणि-प्रणिबध्यते। नस विरौति नचापि सशोभते भवति योजयितुर्वचनीयता ॥** અર્થ—સોનાના આભૂષણમાં જડવા લાયક એવા મણિને કોઇ મૂર્ખે કલઇમાં જડયો, તો તેમાં મણિને કાંઈ ખોટ જતી નથી તેથી મણિને કાંઈ શોચ નથી કેમકે કલઇમાં જડાયાથી મણિની કીમત કાંઇ ઘટી નથી, પણ સોનામાં જડાયાથી જે શોભા તે આપત તે શોભા તેની અહીં જતી રહી છે. ત્યારે એ તેની શોભા ખોયાનો દોષ કોને? જડીયાને. એ ઠપકો જડીયાને માથે છે કે એવા અમૂલ્ય મણિને તેણે કલઇમાં જડયો. તેમ અહીં સનાનત વેદધર્મનું મુખ્ય બંધારણ એવા વર્ણ અને આશ્રમોની વ્યવસ્થાને શાસ્ત્ર પ્રમાણે નહીં ચલાવી બ્રાહ્મણ અને શૂદ્રને એક સરખા કરી દેનાર આર્યભૂમીના વિદેશીય રાજ્યકારોને માથે આર્યભૂમીના મહાનદૈવતંરૂપ એવા બ્રાહ્મણોની દુર્દશા થઇ ગયા વિષેનો ઠપકો છે. આર્યભૂમીના નૃપતિને શાસ્ત્ર ॥ **गोब्राह्मण प्रतिपालक** ॥ એવું ઉપનામ આપે છે. અને એમ કહીને સૂચવે છે કે ગાયોનું અને બ્રાહ્મ-

ણોનું રાજાએ ખાસ રક્ષણ કરવું કેમકે એ બન્ને આર્યભૂમીનાં પરમ દૈવત–અમૂલ્ય રત્નો છે. ગાય અમૂલ્ય રત્ન એમ છે કે તે દેવતાઈ પ્રાણિ છે. ગાયનું દેવતાઇપણું શાસ્ત્રો ઘણું પ્રતિપાદન કરે છે અને શ્રદ્ધાળુઆર્યો તેમ માને પણ છે. પણ વિશેષમાં તે દુનિયાંના જીવનનો એક મુખ્ય આધાર છે કેમકે મનુષ્યના જીવનનો સાચો આધાર જે અન્ન તે ગાયના પુત્ર બળદની મદદ વિના જોઇતા જથામાં ઉપજી શકે તેમ નથી. ગાયનાં દૂધ દહીં છાશ માખણ ઘી અને મળમૂત્ર સુદ્ધાંત સર્વજ મનુષ્યોને અત્યંત ઉપ-ગમાં આવે છે. બળદો ઉત્પન્ન કરનારી, નવી ગાયો ઉત્પન્ન કર-નારી, અને દૂધ ઘી આદિ પદાર્થોને જીવતાં સુધી આપતાં જઇ લાંબા વખત સુધી ભારે લાભને આપનારી, એવી બહુજ ઉપ-યોગી ગાય વ્યવહારીક લાભ જોતાં પણ અમૂલ્ય રત્નજ ગણાય એમ છે.

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણની વ્યવસ્થા ઇશ્વરી સૃષ્ટિમાં મનુષ્યપ્રાણિમાં સ્વતઃ સિદ્ધ છે એમ વિચાર ક-રતાં માલમ પડે છે. વિદેશીય શાસ્ત્રકારોએ પોતાનાં શાસ્ત્રોમાં એ વ્યવસ્થા મનુષ્યનું દેહમાત્રત્વ સમજીને ગણેલી નથી. પણ આર્ય શાસ્ત્રકારોએ અંતઃકરણના અધિકાર પ્રમાણે આ વ્યવસ્થા ગણેલી છે, અને તે અધિકારને તેમણે બીજકરૂપ ગણેલો છે. એટલે કે એ અધિકાર વંશ પરંપરાથી ઉતરતો આવે છે અને ભારે પુરૂ-ષાર્થ વિના તેમાં ફેરફાર થઇ શકતો નથી. સામાન્ય રીતે જોતાં સર્વદેશોમાં પામરો તે શૂદ્ર છે; તેમની બુદ્ધિ સ્વાભાવિક રીતે જ ઘણી સ્થૂલ હોય છે તેથી તેઓ ઉપદેશના અધિકારી નથી માટે આર્ય શાસ્ત્રે તેમને જડમતિવાળા જોઈને ઉપનયનનો એટલે વે-દાભ્યાસ કરવાનો અધિકાર આપ્યો નથી પણ ત્રૈવર્ણિક પ્રજાની સેવાનું કામ તેમને સોંપ્યું છે. વિષયી લોકો વૈશ્ય છે. તેઓ બુ-દ્ધિમાન છતાં સ્ત્રી પુત્ર દ્રવ્ય કીર્તિ અધિકાર વિગેરેની તૃષ્ણાવા-ળા હોવાથી વિષયોને ઉપજાવવાનું તેમને રક્ષવાનું અને તેમની



વ્યવસ્થા કરવાનું કામ શાસ્ત્રે તેમને સોંપ્યું છે તથા તેમની બુદ્ધિમાં જડતાનો ભાગ ઓછો હોવાથી પોતાના આત્માના કલ્યાણને અર્થે કર્મ ઉપાસનાના અને તેથી વેદના અધિકારી તેમને ગણેલા છે. મુમુક્ષુઓ ક્ષત્રિયો છે. તેઓ શરીરને તૃણવત્ ગણતા હોવાથી તેમને દેહનો અધ્યાસ ઘણે ભાગે શિથિલ હોય છે, તેઓ વિષયોથી વિરક્ત અને પરાર્થે પ્રાણ સુદ્ધાંત અર્પણ કરી દેનારા હોવાથી કામના વિનાના મુમુક્ષુઓ તે ક્ષત્રિયો છે. વળી તેઓ તિતિક્ષા વિગેરે સાધનોથી સંપન્ન હોવાથી અને વીરત્વ તથા મહાન પ્રમાદ રહિત ધૈર્યથી ભૂષિત હોવાથી તેમને શાસ્ત્રે સ્વાત્માર્પણથી પ્રજાનું રક્ષણ કરવાનું કામ સોંપ્યું છે અને કર્મ ઉપાસના તથા જ્ઞાનના અધિકારી તેમને ગણ્યા છે. મુક્ત પુરૂષો બ્રાહ્મણો છે. “ **ब्रह्मवित्सएवब्राह्मणइति ।** ” બ્રહ્મને જાણે છે તેજ યથાર્થ બ્રાહ્મણ છે. બ્રાહ્મણોને નાનપણથીજ બ્રહ્મ વિદ્યાજ્ઞાનની પ્રાપ્તિ અને તેથી ઉપજતી જીવન્મુક્ત સ્થિતિમાંજ તેમનું રમણ હોવાથી તેઓ મુક્તપદે સ્થિત છે. માટે શાસ્ત્રે તેમને પૂજ્યપદે સ્થાપ્યા છે, અને પ્રજાને ધર્મજ્ઞાનનો ઉપદેશ કરી સન્માર્ગમાં પ્રવૃત્ત રાખવાનું કામ તેમને સોંપ્યું છે.

આ પ્રમાણે વેદશાસ્ત્રે સ્થાપિત વર્ણાશ્રમનો લોપ થઇ ગયાથી સર્વ વર્ણો અને તેમના આશ્રમધર્મો નાશ પામ્યા જેવા થઈ ગયા અને પ્રજા અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઇ ગઇ. ગૃહસ્થાશ્રમની ઉત્કૃષ્ટતાના મૂળ રૂપ બ્રહ્મચર્ય આશ્રમ નાશ પામ્યાથી ગૃહસ્થાશ્રમના ધર્મો નાશ પામ્યા અને આશ્રમમાત્ર રહ્યો. લગ્નનો અધિકાર વરકન્યાનાં માબાપના હાથમાં હોવાથી પોતાના પુત્રને માટે કન્યા શોધનાર વરનાં માબાપ પુત્રના વય કે વિદ્યાભ્યાસનો મેળ ન રાખતાં પોતાને માથે આવેલા એક કામના બોજાથી નિવૃત્ત થઇ નિશ્ચિન્ત થઇ રહેવા માટે પુત્ર નાની વયનો હોય ત્યારથીજ તેને માટે કન્યાનો નિર્ણય કરી મૂકવા લાગ્યાં, અને કન્યાનાં માબાપ પણ એવાજ હેતુથી કન્યાની નાની વયથીજ તેનું લગ્ન કરી મૂ-



કવા લાગ્યાં. કોઈતો નાતના ભોજનાદિક વ્યવહારના જુદા ખર-ચથી બચવા માટે પોતાની યોગ્ય વયની કન્યાનો વિવાહ કરવાના કાર્યમાં બીજી નાની બાળકીને પણ વર શોધી જોડે જોડે પરણાવી દેવા લાગ્યાં. આ સ્થિતિમાં પછી " **वैवाहिको विधिः स्त्रीणामौपनायनिकः स्मृतः ॥** સ્રિયોનો વિવાહવિધિ પુરૂષોના ઉપનયનને સ્થાને છે. " એ સૂત્ર નિરૂપયોગી થઇ પડયું કેમકે વિવાહ પછી જેની પાસે સ્રીને વિદ્યાભ્યાસ કરવાનો છે તે તેના પતિનેજ ઉપનયન સંસ્કાર માત્ર નામનો કરવામાં આવ્યો હોય અને તે વેદવિદ્યાના અભ્યાસ માટે ગુરૂપાસે ન જતાં ઉદર નિર્વાહમાં સાધન રૂપ થઇ પડે એવું ભણતર ભણ્યા હોય ત્યાં પત્નીએ તેની પાસે વિદ્યાભ્યાસ કરવાનો શો રહ્યો. પતિપાસે વિદ્યાભ્યાસ કરવાનું નિમિત્ત બંધ થયાથી તેને એ કુમળી વયમાં તેના પતિનો સહવાસ થતો પણ બંધ થયો અને તેથી ૮ થી ૧૦ વર્ષ સુધીની વિદ્યાપ્રાપ્તકરવાની યોગ્યતાવાળી વયમાં કન્યાનો વિવાહ કરવાનો શાસ્રનો પ્રશસ્ય હેતુ પણ નિષ્ફળ ગયો, અને તે લગ્નો બાળલગ્ન નામે કન્યાની અયોગ્ય વયમાં થયેલાં લગ્નો જણાવા લાગ્યાં.

મનુષ્ય પોતાની નાની વયમાં જેના સહવાસમાં ઘણે ભાગે રહે છે તેના ગુણો તેના અંતઃકરણમાં સંક્રાન્ત થાય છે. મોટી વયે પછી તે ગમે તેવા સહવાસમાં રહે તોપણ નાનપણમાં દૃઢ થઇ ગયેલા સંસ્કારો ઘર કરી રહેલા હોવાથી પછી તેમાં ફેરફાર કરવો બહુ મુશ્કેલ છે, અને કેટલેક ઠેકાણે તો એવો ફેરફાર અસંભવિતજ થઇ રહે છે. આ કારણથીજ આઠ વર્ષની વયથી બન્ને પુત્રપુત્રીરૂપ બાળકોને ઉપનયન સંસ્કાર આપી ગુરૂસેવામાં મૂકવાની શાસ્રની આજ્ઞા છે કે જેથી ગુરૂના ગુણો તે શિષ્યમાં સંક્રાન્ત થાય. ત્યાં (ત્રૈવર્ણિક પ્રજાના) પુરૂષવર્ગને તો આઠમે વર્ષે ઉપનયનનો સંસ્કાર કરી બ્રહ્મચર્યની દીક્ષા આપી બાર વર્ષ પર્યન્ત શ્રી ગુરૂ પાસે વિદ્યાભ્યાસ માટે મૂકવાનો વિધિ છે. અને સ્રીને વિવાહનો સંસ્કાર ઉપનયનને સ્થાને હોવાથી વિવાહ સંસ્કાર કરી



વધૂત્વ કે પત્નીત્વની દીક્ષા આપી પતિસેવામાં વિદ્યાભ્યાસ માટે મૂકવાનો વિધિ છે કેમકે સ્રીનો ગુરૂ થવા તેના પતિ શિવાય અન્ય કોઇને શાસ્ત્ર આજ્ઞા આપતું નથી. સહવાસનું એવું વિશેષ બળ છે કે સહવાસના યોગે તે જેટલો કાળ ચાલ્યો હોય તેના પ્રમાણમાં સારી અથવા માઠી અસર થયા વિના રહેતી નથી. તેમાં અંતઃકરણ જેમ વધારે કુમળું અને ગ્રાહક સ્થિતિવાળું હોય છે તેમ સહવાસની અસર તેને જલદી થાય છે. સહવાસના બળ માટે ભતૃહરી કહે છે કેઃ—

संतप्तायासि संस्थितस्य पयसो नामापि न ज्ञायते
मुक्ताकारतया तदेव नलिनीपत्रास्थितं राजते ।
स्वातौ सागरशुक्तिसंपुटगतं तन्मौक्तिकं जायते
प्रायेणाधम मध्यमोत्तमगुणःसंवासतो जायते ॥

એક પાણીનું ટીપું જુદા જુદા સહવાસના યોગે જુદી જુદી સ્થિતિને કેવી રીતે પામે છે તે દૃષ્ટાંતથી બતાવે છે. પાણીના ટીપાને તપેલા લોઢા ઉપર મૂકતાં તેનો તત્કાળ નાશ થઇ જાય છે અને તેનું નામ સરખું પણ રહેતું નથી, પણ તેજ ટીપાને કમળના પત્ર ઉપર મૂકયું હોય તો તે મોતી જેવું શોભે છે, અને સ્વાતી નક્ષત્રમાં સમુદ્રની શીપમાં જો તે ટીપું પડયું હોય તો તે ખુદ મોતી થઈ જાય. એમ સહવાસથી અધમ મધ્યમ અને ઉત્તમ ગુણો આવે છે અને તેથી સહવાસ મનુષ્યની સ્થિતિમાં ભારે ફેરફાર કરી નાંખે છે. વિદ્યાભ્યાસ કરવાના નિમિત્તથી પત્નીને પોતાના પતિનો નિકટનો સહવાસ કુમળી વયમાંજ થયાથી તેનામાં પતિના ગુણો ધીમે ધીમે સંક્રાન્ત થઇ જાય છે. અને તેથી તે પતિની યથાર્થ અર્ધાંગના બની રહે છે. પતિ પત્નીનાં ચિત્તના ઐકયમાં નિર્દોષ પ્રેમ અને નિકટનો ગાઢ સહવાસ એ એજ હેતુઓ મુખ્ય છે, તેમાં પત્નીનો પોતાના પતિમાં નિર્દોષ પ્રેમ ન ઉપજવામાં તેનાં માતાપિતા કારણ રૂપ છે, કેમકે



તેઓ તેનાં ખરાં અને વિશ્વાસપાત્ર સગાં બની તેનાં આપ્ત જન થઈ તેનો નિર્દોષ પ્રેમ પોતામાંજ કાયમ રખાવે છે તેથી પોતાનાં નિજમનુષ્ય તે માતાપિતાનેજ માને છે અને પતિનો સંબંધ માત્ર વ્યવહારે કલ્પેલો કૃત્રિમ ગણે છે. વળી નાનીવયથી પરણ્યા છતાં એ વયમાં પત્નીને પોતાના પતિનો સહવાસ થતો બંધ થઈજવામાં એ કારણ છે કે બ્રહ્મચર્ય ધારણ કરી વેદવિદ્યા ભણવાનો રીવાજ બંધ થયા પછી ઉદર નિર્વાહના સાધનનું ભણતર માત્ર ભણનાર પુરૂષવર્ગમાં સ્રિયોનું ગુરૂપદ ધારણ કરવાની લાયકી ન રહ્યાને લીધે લગ્ન પછી બાલક વધૂને તેના પતિની સેવામાં મૂકવાનો શાસ્રોક્ત રીવાજ બંધ થઈ ગયાથી લગ્ન પછી વધૂને શ્વશુરગૃહમાં જઇને રહેવાની અગત્ય હવે ગણાતી નથી. તેથી નવિન પરણેલી વધૂને તેની નાની વયમાં સાસરામાં નિવાસ કરવાનો અન્ય કોઇ હેતુ નહીં રહ્યાથી અને પીયરનાં સગાં સાથે રહેવાનુંજ તેને ગમતું હોવાથી તેને ન ગમતાં છતાં આગ્રહથી સાસરાના ઘરમાં રાખવાનો પ્રયત્ન ન કરતાં પુખ્ત વયની થતાં સુધી તેને પીયરમાં રહેવા દેવાનું સર્વ કોઇએ દુરસ્ત ગણ્યું. તેથી વિવાહ પછી કન્યાને પતિસેવામાં ન રાખતાં તે પતિને દાનમાં અર્પણ કરી દેવાએલી છે છતાં ઘણો વખત થયાં તેને પુખ્ત વયની થતાં સુધી પીયરમાં રાખવાનો ચાલ પડી ગયો છે. **प्राग्रजो दर्शनात्पत्नींनेयाद्गत्वा पतत्यधः। व्यर्थीकारेण शुक्रस्यब्रह्महत्यामवाप्नुयात् ॥ ( आश्वलायनः )॥** અર્થ—પત્નીને રજોદર્શન થયા પહેલાં તેને ગર્ભ આપવો નહીં, આપ્યાથી તે પિતાનો ( બીજા પુત્રના સ્વરૂપે ) અધઃપાત થાય છે એટલે શરીર મન બુદ્ધિ સર્વ નિર્માલ્ય પાકે છે. અને ગર્ભ ન રહે તો પણ શુક્ર વ્યર્થ ગયાથી બ્રહ્મહત્યા લાગે છે. આ આજ્ઞાનું અસ્ખલિત પાલન જ્યાં સુધી થતું રહ્યું ત્યાં સુધી એ પૂર્વ ઋષિ મહાત્માઓએ સ્થાપેલી પત્નીએ વિવાહ પછી તુરત નાની વયમાંજ પતિસેવામાં રહેવાની દિવ્ય રૂઢી ચાલતી રહી. સર્વ કુલવધૂઓ પોતાના પ-



તિને પરબ્રહ્મના લીલા અર્થે ધારેલા અવતાર રૂપ સાક્ષાત ઇશ્વર માની તેમની અનન્યપ્રેમથી સેવા કરતી હતી અને મહાત્માગુરૂઓના દીર્ઘસમાગમમાં રહેલા તેમના વિદ્વાન અને જ્ઞાની પતિઓ પણ તે પત્નીને લાયક હતા, તેથી તેમનામાં ધર્મભૃષ્ટપણાનો અવિશ્વાસ આવવાને કારણ પણ રહેતું નહીં. પણ પતિઓમાં તેવી લાયકી સમય પલટાઇ જવાથી રહી નહીં કેમકે કાળ સર્વનો અંત લાવે છે. કળિનો સ્વભાવ જે અજ્ઞાન તે વધતું જતું રહ્યાથી દેહનો મોહ સજડાતાં સર્વ કોઈની પશુધર્મમાં પ્રીતિ વધી. તેથી લગ્ન પછી પણ પુખ્ત વયની થતાં સુધી પત્નીને તેના પતિથી વિમુખ રાખવાની જરૂર પડી.

સાંપ્રતમાં બાળકોને બ્રહ્મચર્ય પાળવાના અને વિદ્યાભ્યાસ કરવાના આઠથી વીસ વરસ સુધીના સમયમાં પવિત્ર એવા *ગુરૂકુળમાં વાસ કરવા નહીં મૂકતાં તમામ પુત્રોને તેમનાં માબાપ વિષયી અને કુછંદી એવા સંસારીઓની સોબતમાં ઉછરવા દેછે. છોકરો હજી તો હમણાંજ કાંઇ સમજતો થવા લાગ્યો હોય છે એટલામાં તો ચારે પાસથી અધર્મના અને દુરાચારના સંસ્કારો તેના મગજમાં આવી આવીને પડે છે. જ્યાં જ્યાં તે જાય છે જેની જેની સોબત તે કરે છે ત્યાં ત્યાં તે કામદેવનાં કૌતુકની વાર્તાને શ્રવણ કરતો [1]હોય છે. તેનું શરીર હજી તો ઉગે છે એટલામાં તો તેના મનમાં કામરૂપી વિષનું કૌતુક ધીમે ધીમે ઘર કરવા લાગે છે કેમકે જ્યાં ત્યાંથી તેને એવા જુગુપ્સિત

*આર્યસમાજેએ હાલ સ્થાપેલાં ઇંગ્રેજી વિદ્યાના સંસ્કારથી મિશ્રિત થયેલાં નામનાં ગુરૂકુળોમાં નહીં પણ સનાતન વેદધર્મી અધ્યાપક આચાર્ય ગુરૂઓને ઘેર તેમની સેવામાં નિવાસ કરવા માટે.

૧ મારી નાની વયમાં મને યાદ છે કે હોળીમાં નિર્લજ્જપણે છચોકરીતે ગવાતાં સ્ત્રીપુરૂષના ગુપ્તકર્મના વર્ણનનાં ગીત સાંભળીને મને આશ્ચર્ય થતું કે આ લોકો આ શું કહે છે! આવી કોઈ ક્રિયા તે વળી સંભવતી હશે!! ઇશ્વર જાણે તેઓ આવું કેમ કહે છે અને એવું કેમ હોય!! ગાળોમાં પણ આવા શબ્દો આવતાં મને એવાજ વિચાર થતા અને ઘણું આશ્ચર્ય લાગતું. આ વખતે મારૂં વય ૧૧ વરસનું હતું. સ્વુ. પ્રા.

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

કાર્યથી આનંદ પ્રાપ્ત થવાનો ભૂલભરેલો નિશ્ચય બાંધવાને કારણો મળતાં રહે છે. મકરધ્વજના ગુલામ થઈ રહેલા જગતમાં તેને એ વાતની જીવતાં સુધી ખબર સરખીએ પડતી નથી કે ઇન્દ્રિયોના પ્રદેશથી પાર રહેલો એ આનંદ ઇન્દ્રિયો અને વિષયોની સહાય વિનાજ સ્વતંત્ર રીતે અને વિષયાનંદ કરતાં ઘણી મોટી કળામાં મનના મનનની શાન્તિમાં પમાય છે. આથી વિષય અને ઇન્દ્રિયના સંયોગથી મળતા સ્થૂલ આનંદમાંજ આનંદની મોટામાં મોટી કળા સમાયેલી છે એમ તે બીજાઓનું દેખાદેખી સમજે છે અને તેથી શબ્દાદિક વિષયોમાંજ સુખનું કારણપણું માની બેઠાથી પછી તે પંચવિષયોને મેળવવા પાછળજ પોતાનું સર્વ જીવન ગાળે છે.

છોકરાઓ અને છોકરીઓ સાથે રમત રમતાં મગજમાં પ્રથમથી પડેલા સંસ્કારોને લીધે કૌતુક સમજીને ગ્રામ્યધર્મની ક્રિયામાં પ્રવૃત્તિ કરે છે, જેનાં દર્શનીક દૃષ્ટાંતો ઘણાં મનુષ્યોને હાલ સ્થળે સ્થળે મળી આવે છે. આવાં બાળકો મોટાં થતાં વિષયી નીવડે છે કેમકે કૌતુક સમજી પ્રથમ કરવામાં આવતી ક્રિયા ધીમે ધીમે અભ્યાસથી વ્યસનરૂપ થઈ જાય છે. પુખ્ત વય થતાં શાસ્ત્રોની આજ્ઞાઓ અને વિષયોના ગુણદોષોનું ભાન થતાં પોતાને પડી ગયેલી માઠી ટેવ તેમને દુષણરૂપ ભાસે છે. તથાપિ એવા જ્ઞાનથી અને નિશ્ચયથી, દૃઢ થઈ ગયેલા સંસ્કારો દબાતા નથી અને તેથી પશુવૃત્તિયોના પંઝામાંથી અનેક પ્રયત્નો કર્યા છતાં પણ તેમનાથી મરણપર્યન્ત છુટી શકાતું નથી. જ્યાં નાની વયનાં બાળકોજ કૌતુકથી ગ્રામ્યધર્મમાં પ્રવૃત્તિ કરવા લાગ્યાં છે ત્યાં મોટી વયના અશાસ્ત્રજ્ઞ અને વિષયીઓ ભેગા ઉછરેલા પુરૂષને નાની વયની સ્ત્રી તેના શી રીતના વિશ્વાસથી સોંપી શકાય? પશુધર્મ ઉપર કયા માણસે વિજય મેળવ્યો હશે તે જાણવાને દુનિયાં પાસે કાંઈજ સાધન નથી તેથી જેમ રસ્તામાં ચાલતાં ઢોર સામું મળતાં તે મારકણું ન હોય તોપણ તેને મારકણું જાણી તેનાથી આઘા ખસવામાં આવે છે તેમ તમામ પુરૂષો પશુધર્મ ઉપર વિજય

નહીં મેળવેલા છે એમ દુનિયાં અત્યારે પ્રથમ સામાન્ય રીતે સ્વીકારે છે અને તેથી ગર્ભધારણની યોગ્યતા આવતા સુધી વધૂને લગ્ન પછી તેના પતિની સેવામાંજ મૂકવાની શાસ્ત્રની સ્પષ્ટ આજ્ઞા છતાં ઉપરના કારણથી તેને પતિસેવામાં મૂકવાનો રીવાજ બંધ કરી દેવામાં આવ્યો છે. આથી થાય છે એ કે કેળવણીના ખરા સમયમાં સ્ત્રી પોતાના પતિથી જુદી અને તેપણ પીયરના ઘરમાં રહ્યાથી તેનામાં પોતાનાં માબાપ બીજાં સગાં અને રમતનાં સોબતીઓના આચાર વિચાર બુદ્ધિ રસ વિગેરે સંક્રાન્ત થાય છે. આથી તેના સાસરાના ઘરથી જુદા પ્રકારના સંસ્કારોવાળી તે થઈ જાય છે, અને સાસરે ગયા પછી ચોખામાં તરીયા જેવી તે જૂદીજ થઇ રહે છે, અને તેના પતિના ચિત્ત સાથે પણ તેનું ચિત્ત કદાપિ એક થતું નથી. આ કારણથી વયમાં નાની હોવાથી વધૂને હાલના વિષયી સમયમાં પતિસેવામાં સ્વતંત્ર રીતે સોંપી શકાય એમ ન હોય તોપણ વિવાહ પછી તેને પીયરમાં રાખવી એ શાસ્ત્રથી, ધર્મથી, નીતિથી, અને સર્વ રીતે ઉલટું છે. સાસરાનું ઘર તેને પોતાનું ઘર સમજાય અને સાસરીયાં પોતાનાં મનુષ્યો સમજાય તથા પતિમાં સેવ્ય અને પૂજ્યની ભાવના બંધાય માટે વિવાહ પછી સદાકાળને માટે તેને સાસરાના ઘરમાંજ રાખવી જોઇએ.

વધૂને લગ્નથીજ પતિસેવામાં રાખવાનો અને પતિ પાસે વિદ્યાભ્યાસ કરાવવાનો ચાલ બંધ થયો ત્યારે તેને વિદ્યાભ્યાસ કરવાનો સમય એજ હોવાથી "**पतिरेको गुरुः स्त्रीणाम्**" ॥ એ સૂત્રને કોરે મૂકી પુખ્ત વયની થતાં સુધી પરણેલી બાળકીઓને શાળાઓ વિગેરેમાં લીપીજ્ઞાનનું શિક્ષણ આપવાનો ચાલ હવણાં પડી ગયેલો છે. જો શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે તેના પતિથીજ તેને શિક્ષણ અપાયું હોત તો તે પતિએ ગુરૂપાસે પોતાને જોઇતી સર્વ વિદ્યા યથાશક્તિ સિદ્ધ કરેલી હોવાથી તેમાંથી પોતાની પત્નીને જે ઉપયોગનું હોત તે સર્વ તે તેને મોટા પ્રેમથી



શીખવત અને એમ થવાથી તે તેની યથાર્થ અર્ધાંગના બની રહેત. અર્ધાંગના શબ્દનો અર્થ ઘણા લોક માત્ર પોતાની પરણેલી સ્રી એટલોજ કરે છે પણ તેમ નથી, આપણું અર્ધું અંગ સ્રી ત્યારેજ કહેવાય કે જ્યારે તે આપણું પ્રતિબિંબજ થઇ રહી હોય, બીજાજ જાણે આપણે એવી તે આપણાજ સરખી બની રહી હોય, જેવાં આપણાં સ્વભાવ ગુણ કર્મ વિદ્યા ધર્મનિષ્ઠા ઇચ્છાઓ વિગેરે હોય તેવાંજ તેનાં હોય. શાસ્રની વ્યવસ્થા પ્રમાણે જ્યારે સર્વ ચાલતું ત્યારે તે એવીજ બની રહેતી અને તેથીજ પોતાની પરણેલી સ્રીને માટે અર્ધાગના એ શબ્દ સ્વાભાવિક થઇ રહ્યો છે. સ્રિયોની અને પુરૂષોની જો આજના જેવીજ સ્થિતિ ત્યારે પણ હોય તો અર્ધાંગના એ શબ્દ પોતાની પરિણીત સ્રીને માટે સ્વાભાવિક જેવો કદાપિ થઇ રહેત નહીં પણ અર્ધાગના એ શબ્દ પોતાની પરણેલી સ્રીને માટે રૂઢ થઇ ગયો છે તેજ એમ જણાવે છે કે તે સમયમાં દંપતી સત્ય-પ્રેમથી કેવળ અદ્વૈત થઈ રહેતાં અને તેમનામાં ભિન્નતાનો અંશ કિંચિત પણ ન રહેતો. પણ કાળને એમ ન ગમ્યું ત્યાં શો ઉ-પાય. હવે તો લગ્ન એ એક કૌતુક જેવું થઈ રહ્યું છે. બિચારી નવિનવધૂ થનારી કન્યકાને લગ્નથી પતિ સાથે સંધાઇ છતાં પતિ સાથે કશુંજ ઓળખાણ હોતું નથી પણ ઉલટું અન્ય સ્રિયોને તેમના પતિથી થતા ત્રાસની વાર્તા તેના શ્રવણમાં આવી હોય છે તેથી તે પતિને પ્રેમમૂર્તિ દેખવાને સાટે ભય રૂપ દેખે છે અને તેથી જેમ બને તેમ તેનાથી દૂર રહેવાનો તે પ્રયત્ન કરે છે. ગર્ભાધાનની યોગ્યતાવાળું તેનું શરીર થતાં જ્યારે તેને તેનાં મા-તાપિતા તેની ઈચ્છા નહીં છતાં તેના પતિ પાસે મોકલે છે ત્યારે તે ન ચાલ્યે તેની પાસે જાય છે અને તે સમયે વાઘ પાસે જેમ કોઈએ બકરાને મોકલ્યું હોય એવી તેના મનની ભયભીત સ્થિતિ હોય છે. સ્રિયોના અને પુરૂષોના વ્યવહાર આજ જુદા પડી ગ-યેલા હોવાથી તેને પતિ સાથે વ્યવહારીક સંબંધ બહુ હોતો નથી

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

તેથી કોઈ સ્નેહાળ પતિ હોય છે તો તેના તરફનો ભય તેની પત્નીને થોડા દિવસના સહવાસથી નિવૃત્ત થઈ જાય છે, પણ અન્ય સર્વ પતિઓને તેમની વધૂઓ જીવતાં સુધી ભયરૂપજ જોતી હોય છે કેમકે પુષ્કળ પુરૂષોનો એવો મત છે કે સ્ત્રીનો તો વખતો વખત નાદ ઉતારતાજ રહેવું, એને લડાવવી નહીં નહીં તો બ્હેકી જાય. "ભુધેનાર પાધરી" એ કહેવતને અનુસરીનેજ તેઓ પોતાની પત્ની સાથે હમેશાં વર્તે છે તેથી થોડા અપવાદ વિના સર્વજ સ્ત્રીયો પોતાના પતિઓને ભયરૂપ દેખે છે અને તેથી ત્રાસ અન ફડકમાંજ તેઓ પતિ પાસે રહે છે. આવી સ્થિતિમાં દંપતીમાં દિવ્યપ્રેમ પ્રગટવાની શી આશા!! તેમનાં બન્નેનાં હૃદયમાં આકાશ અને પાતાળ જેટલી ભિન્નતા હોય છે બલ્કે તેમને એક બીજાને જોઇને પ્રેમ ઉપજતો નથી પણ કંટાળો આવે છે; તેથી નવરાશના વખતમાં ભેગાં થઇને બેસવાની પણ તેમને ઇચ્છા થતી નથી. તેમની બન્નેની દુનિયાં જુદી હોય છે તેથી કોઇ સ્વાર્થ સિદ્ધિના હેતુ વિના તેમને એક એકની સાથે આનંદવિલાસ ફાવતો નથી કેમકે તેમનાં બન્નેનાં મન જુદી જુદી પાયરીનાં હોવાથી સ્ત્રિયોને સ્ત્રિયોમાંજ અને પુરૂષોને પુરૂષોમાંજ ફાવે છે. આ સર્વ અનર્થ વિવાહ પછી વધૂને પીયરમાં રાખી મૂકવાથીજ નીપજે છે, સાસરામાં તેના પતિની સમીપમાં તેને રાખ્યાથી સહવાસને લીધે પતિમાં અને અન્ય સાસરીયાંમાં તેને પ્રેમ પ્રગટે છે, તે તેમને પોતાનાં મનુષ્ય ગણે છે અને તેથી તેમનો ગૃહસ્થાશ્રમ બહુ પ્રેમમય અને આનંદરૂપ થઈ રહે છે.

પતિવ્રત અને પત્નીવ્રતનું મૂળ વિશુદ્ધપ્રેમ છે. એ વિશુદ્ધપ્રેમ પતિપત્નીનાં હૃદયની પૂર્ણપણે એકતા થયા વિના ઉપજી શકતો નથી. નિર્મળહૃદયવાળી કિશોરવયથી ચાલતા આવતા લાંબા સહવાસ વિના વિષયની લાલચથી ઉત્પન્ન થયેલો સ્વાર્થીવ્હાલ સત્યપ્રેમનું સ્વરૂપ ધારણ કરી શકતો નથી. કપટભરેલો સ્વાર્થીવ્હાલ અને હૃદયનો સાચોપ્રેમ એ બેમાં કાચ અને ચિંતામણિ જેટલો તફાવત છે.

સાચોપ્રેમ એ ચિંતામણિ છે તે જીવનને આનંદમય કરી નાંખે છે, અને સ્વાર્થીવ્હાલ કાચ જેવો છે. માત્ર સ્વાર્થ સરતા સુધીજ તે ઉભો રહે છે અને પછી સ્વાર્થ થઇ રહ્યાથી સૂર્ય ઉગ્યે ઝાકળની પેઠે તુરત અદૃશ્ય થઈ જાય છે. પ્રેમ એ એક દૈવી તત્ત્વ છે, તે ઇશ્વરી અંશ છે. એવી પ્રેમ જેવી દેવતાઇ વસ્તુ જે દંપતીનાં અંતઃકરણમાં ઉદય થાય છે તેમનું અહોભાગ્ય છે. તેઓ બહુજ થોડા શ્રમથી આખા જીવનને હસ્તામલકવત્ શુદ્ધ પ્રેમ સ્વરૂપ જોવાને શક્તિમાન થાય છે. નળદમયંતી રામસીતા લેલીમજનુ રાધાકૃષ્ણ એમના પ્રેમનાં સ્વરૂપ તે તે આખ્યાનોમાં જોવાથી વિશુદ્ધપ્રેમની મહત્તા સમજાય છે. તેઓ સત્યધર્મી અને સત્યપ્રેમી હતાં. આજ તો જ્યાં બહુજ સ્નેહ કહેવાય છે ત્યાં પણ સ્ત્રી પોતાની છાની વાત હૃદયના ખુણામાં છુપાવે છે અને પોતાના ધણીને કહેતી નથી તેમ ધણી પોતાની વાત સ્ત્રીને કહેતો નથી. તેઓ અન્યોઅન્યનાં હૃદય અન્યોઅન્યની પાસે કદાપિ ખુલ્લાં કરી દેતાં નથી અને એકતા કહેવડાવતાં છતાં પણ ગુપ્તપણે ભિન્નતા રાખે છે. એ શું પ્રેમ છે? એટલો મોટો ગાડાના પયડા જેટલો અંતઃકરણનો ભેદ ત્યાં પ્રેમ ઉભો પણ શાનો રહી શકે. આ બધા લોક ખુશામત અને સ્વાર્થ સાધવાની ચતુરાઇને પ્રેમ કહે છે. પણ એ પ્રેમ નથી, પ્રેમ એતો એક દેવતાઈ વસ્તુ છે અને તે પૂર્ણધર્મિષ્ઠ અને પૂર્ણપુણ્યવાન્ પ્રાણિના અંતઃકરણમાં પ્રગટે છે. અને પ્રગટીને જીવનને સુખમય કરી દેછે. એવો પ્રેમ શું આવી નામની કેળવણી પામીને, આવા શાસ્ત્ર વિરૂદ્ધ અન્ય પ્રજાના અનુકરણરૂપ અને વિષયીપ્રજાનેજ છાજે એવા પ્રેમવિઘાતક તથા દેહના મોહથી ઉપજતી દેહાત્મતાને અને કામીપણાને પોષનારા રીવાજો અને રૂઢીઓમાં ઉછરીને, આવી રીતે દંપતી બનીને, અને આ પ્રમાણે ગૃહસ્થાશ્રમ ચલવીને, કોઇ કાળે પણ દંપતીઓ મેળવી શકવાનાં છે? મૃગજળથી તૃષા છીપવાનો સંભવ હોય તો આવી અવ્યવસ્થામાં એવો દૈવીપ્રેમ ઉપજવાનો સંભવ

હોય. આર્યાવર્તનું મોટું દુર્ભાગ્ય છે કે બ્રહ્મચર્યનો પાયારૂપ આશ્રમ શાસ્ત્રવિધિ પ્રમાણે પળાતો આજે કેવળ બંધ થઇ ગયો છે. સાતમાળનો મહેલ બનાવવાના કામમાં જો રેતીનો પાયો કરવામાં આવ્યો હોય તો તેના ઉપર એક માળનું પણ મકાન ભાગ્યેજ ટકી શકે, ત્યાં સાતમાળની તો વાતજ શી કરવી. તે પ્રમાણે ચતુર્વિધ પુરૂષાર્થને સિદ્ધ કરવાના સમર્થસાધનરૂપ મનુષ્યનું દ્વિજાતિ શરીર મળ્યા છતાં તે પુરૂષાર્થસિદ્ધિમાં પ્રથમ પાયો જે બ્રહ્મચર્યાશ્રમ તેનેજ દોદળો કરી દેવાથી કોઇપણ પુરૂષાર્થ સિદ્ધ ન થતાં અલભ્ય એવો મનુષ્યદેહ ફોકટમાં ગુમવાઇ જાય એમાં શું આશ્ચર્ય છે? પૂર્વના ઋષિમુનિયોએ સ્થાપિત શાસ્ત્રવચનોને કોરે મૂકી મનસ્વી રીવાજો પાડી જનાવર જેવો ગૃહસ્થાશ્રમ ભોગવી આખી પ્રજા લાખો અને કરોડો હાથ ઉંડા દુઃખના કુવામાં પડી છે. નહીંતો સર્વ કોઇ આમ નિત્ય ઉઠીને દુઃખના પોકારો કરે? જ્યાં શુદ્ધપ્રેમ પોતાની સર્વ કળાથી પ્રકાસતો હોય ત્યાં દુઃખનું એક ઝાંખું કીર્ણ સરખું પણ કેમ પ્રવેશ કરી શકે? અવશ્ય નહીંજ. પ્રેમીનું જીવન આનંદમય છે.

માતાપિતાને ઘેરથી મુર્ખાઇભરેલી કેળવણી પામવાથી તથા આજુબાજુનાં દંપતીના વ્યવહારનાં દૃષ્ટાંતોના અવલોકનથી હાલની સ્રિયો સાસરાનાં સંબંધિઓ કરતાં પીયરનાં સંબંધિઓઉપર વિશેષ વ્હાલ રાખતી હોય છે. તેના અંતઃકરણને કેળવવાની વયમાં તેને શ્વશુરગૃહમાં રહેવાનું નહીં થયાથી પીયરનાં મનુષ્યોને તે પોતાનાં આપ્તજનો ગણતી થાય છે. તે સ્રીને લગ્નનો અર્થ કરાર જેટલોજ સમજાયો હોય છે તેથી પતિથી તેની એટલી બધી ભિન્નતા હોય છે કે પોતાના ભાઇ અથવા પિતાપર તેનો જેટલો વ્હાલ હોય છે તેના સોમા અંશનો પણ તેના પતિ ઉપર તેનો વ્હાલ હોતો નથી તો પતિનાં સગાંપર તો તેનો લેશ પણ વ્હાલ ક્યાંથીજ હોય. શાસ્રો જ્યારે સ્રી પાસે પતિને પરમેશ્વરરૂપ પોતાના આત્મા જેટલો વ્હાલો અને



બલ્કે તેથી પણ વધારે પ્રેમને યોગ્ય ગણાવવા માગે છે ત્યારે સ્ત્રી તેને એક પારકો માણસ કે જેને દૈવે તેનો ઉપરી બનાવ્યો છે અને જેના તાબામાં તેને જીવતાં સુધી તેનાં આપેલાં અન્નવસ્ત્ર લઇ રહેવાનું છે એવો કેવળ ત્રાહિત ગણે છે. કામવશતાના આવેશમાં અથવા પોતાને મનગમતા પદાર્થ મળ્યાથી અથવા બીજાં કારણોથી સ્ત્રિયો પતિને વ્હાલો ગણે છે પણ એ સ્વાર્થીસ્નેહ થોડો વખત ટકનાર કૃત્રિમ ઉભરો છે. કોઇવાર એ પ્રેમ સાચો હોય એવી ભ્રાન્તિ દંપતીને થાય છે અને તેથી તેઓ પોતાને સુખી ગણતાં હોય છે પણ સૂર્યના પ્રકાશમાં અને આગીયાના પ્રકાશમાં જેટલો ભેદ છે તેટલો ભેદ આવા કૃત્રિમ પ્રેમ અને સાચા પ્રેમમાં છે. સાચો પ્રેમ નિઃસ્વાર્થ છે. પોતાનું સાચા પ્રેમનું પાત્ર મનુષ્યને જીવથી પણ વધારે વ્હાલું હોય છે. સાચો પ્રેમ સ્નેહીના રૂપને ગુણને દોષને અધર્મને વિગેરે કોઇપણ બાબતને જોતોજ નથી. તેના પ્રેમમાં કોઇ દિવસ કોઇપણ કારણથી કાંઇજ ફેરફાર થઇ શકતો નથી. એવો પ્રેમ આવાં કરાર જેવાં સ્વાર્થી દાંપત્યમાં ઉપજવાનો કેવળ અસંભવ છે.

લગ્ન પછી વધૂને પતિસેવામાં રહેવાનું બંધ થયાથી વેદોક્ત કર્મમાર્ગ કે જેમાં સ્ત્રીપુરૂષે સાથે રહીને સર્વ દેવ પિતૃ અને મનુષ્ય યજ્ઞનાં કાર્યો તથા અન્ય ધર્મકૃત્યો કરવાનાં હોય છે તે પણ બંધ થઈ ગયો છે. પીયરમાં રહીને છોકરી પોતાની માને પોતાના બાપની સાથે ધર્મનાં કૃત્ય કરતી જોતી હોતી નથી. માત્ર બાપને દ્રવ્ય કમાતો અને પ્રજા ઉત્પન્ન કરતો જુએ છે અને માને ઘરની ઠઠવેઠ કરતી અને બાળકો ઉછેરતી જુએ છે તેથી તમામ વધૂઓને પોતાની ફરજ આથી વધારે છે એ બાબત સ્વપ્ને પણ વિચાર ભાગ્યેજ આવે. કદાચ કોઈ પુરૂષ ધર્મમાર્ગમાં ઈશ્વર તરફને રસ્તે ચાલવા માગે તો તે સ્ત્રી પીયરમાં એ બાબતનું શિક્ષણ પામેલી નહીં હોવાથી ઈશ્વર તરફની પોતાના પતિ તરફની તથા અન્ય સગાં તરફની પોતાની ફરજોથી અજ્ઞાત

હોય છે તથા તેનું ચિત્ત વિષયલોલુપ થઇ ગયેલું હોય છે તેથી તેનું તેવું ચિત્ત તેણી પાસ વળતું નથી. તેને રાત્રીદિવસ સારા સારા વસ્રાલંકાર, ખાવાના સ્વાદિષ્ટ પદાર્થો, રહેવાને વિશાળ અને શોભાવાળું ઘર, વિગેરે વિગેરે વિષયોના વિચારો આવતા હોય છે. તે જેમને એવા પદાર્થો વિશેષ પ્રાપ્ત હોય છે તેમનેજ સુખી ગણે છે અને જો પોતાને દૈવયોગે તેવી સ્થિતિ પ્રાપ્ત હોતી નથી તો પોતાને તથા પોતાના પતિના કુટુંબને ગરીબ અને દુઃખી ગણે છે તથા એવે ઠેકાણે પરણાવ્યા બદલ પોતાનાં મા બાપને ગાળો દે છે કેમકે તેને એવું ઉંધું સમજાયું હોય છે કે સુખ નાના પ્રકારના ભોગના પદાર્થોથીજ મળે છે. જો પતિ બુદ્ધિમાન હોઈ ભોગોના ક્ષણભંગુરપણાનો અને સ્થૂલ વિષયોની નિઃસારતાનો અનેક યુક્તિ પ્રયુક્તિથી તેને બોધ આપે છે તો વિષયલાલસા તેના ચિત્તમાં ઘર કરી બેઠેલી હોવાથી પતિને પોતાની માફક વિષયપ્રવણ ચિત્તવાળો ન જોઇ તે સ્ત્રીને તેની સાથે ગમતું નથી. તેનું મન તેનાં પીયરનાં સંબંધીઓએ એટલા બધા નીચા દરજ્જાનું કરી મૂકયું હોય છે કે વિષયોમાં દોષ જોવાનો બોધ તેને વિષ જેવો લાગે છે. આથી તે પતિના ચિત્તથી જુદી પડી જઈ કાંતો વ્યભિચારી થઈ જાય છે કે કુલિન માતા-પિતાની પુત્રી હોય તો એકલી પડી દુઃખમાં આયુષ્ય ગાળે છે. આથી પતિને પણ તે પત્ની પાસે વિદ્યમાન છતાં વગર પરણેલા મનુષ્યની પેઠે એકલાંજ આયુષ્ય વીતાવવું પડે છે અને તેથી ગૃહસ્થાશ્રમનો બોજો તેને નિષ્કારણ વ્હેવો પડે છે,

લગ્ન પછી વધૂને તેના પતિની સેવામાં ન સોંપતાં કેવું પણ કારણ સમજીને પુખ્ત વયની થતાં સુધી તેને પીયરમાં તેનાં માતાપિતાની પાસે રાખવામાં આવ્યાથી તેને તેના પતિને દાનમાં આપવામાં આવી છે એ બાબતનું ભાન થવા પામતું નથી, તેથી બાળક સ્રીને તેના અખત્યારમાં સોંપવા જેટલી પતિની યોગ્યતા ન હોય તો તેને નહીં સોંપીને પણ તે વધૂને સાસરાના ઘરમાંજ



રાખવી જોઇયે. વિવાહ થયા પછી તેને સાસરાના ઘરમાંજ રહેવાનું થયાથી અને પીયર તો કવચિતજ કોઇ પ્રસંગના યોગે જવાનું થયાથી પીયરના ઘર ઉપરથી અને પીયરનાં સગાં ઉપરથી તેની મમતા ઉતરી જઇ સાસરીયાંમાં અને સાસરાના ઘરમાં ચોટે છે. ત્યાંના રીત રીવાજ તેનામાં સંક્રાન્ત થાય છે. ધીમે ધીમે તે ઘરમાં અને પતિમાં તેને પોતાપણું લાગવા માંડે છે અને એ રીતે તે તેની યોગ્ય ધર્મપત્ની બની રહે છે. પણ નાની વય હોય ત્યાં સુધી તેને પીયરમાંજ રાખવામાં આવ્યાથી તેને પોતાપણું ત્યાંજ દૃઢ થાય છે. રીવાજ સમજીને તે સાસરે જાય અને તેને સાસરાનું ઘર માને તથા પીયરને પોતાનું ઘર માને, પોતાનાં માતાપિતાને આપ્તજન માને અને સાસરાનાં માણસોને પારકાં માને, વરને તો દેખીનેજ શરમાઇ મરવું કે લાજી મરવું પડે એવો દૂરથીજ ત્યાજ્ય ભય અને લજ્જાનું સ્થાન માને, અને સાસરાનાં માણસો ઘણો પ્રેમ દેખાડીને રાખે તથા સારૂં સારૂં ખાવાનું આપે તેથીજ ન ગમતે પણ તે થોડા દિવસ ત્યાં પીયર જવાનું નામ દીધા વિના રહે. અને થોડા દિવસમાં તો તેને હવે પીયરજ જવું—મારી મા શું કરતી હશે—બ્હેન શું કરતી હશે—ભાઇ શું કરતો હશે—બાપા શું કરતા હશે—બ્હેનપણી શું કરતી હશે—વિગેરે સાંભર્યાંજ કરે અને તેથી તે પોતાને પીયર મોકલી દેવા કહે. સાસરીયાં તેને રાખવાનો પ્રયત્ન કરે ત્યારે તે રૂએ અને પીયર મોકલે ત્યાં સુધી દીલગીરીમાંજ રહે. આમ થવાનું કારણ એજ છે કે તેને પરણ્યા પછી પીયરમાં રહેવા દીધાથી તેને ખબરજ નથી કે પોતે પતિને અર્પણ થઇ ગયેલી છે, તેણે પરમેશ્વરના સમક્ષ તેનીજ થઇને રહેવાની પ્રતિજ્ઞાઓ લીધી છે, અને તેથી હવે સાસરાનું ઘર તેજ તેનું પોતાનું ઘર છે અને પીયરની સાથેનો તેનો સંબંધ કેવળ તુટી ગયો છે. પ્રિય આર્યો ! તમારા ગૃહસ્થાશ્રમની અવદશા થવાનું ખરૂં કારણ જો તમે જોશો તો તે મુખ્યત્વે કરીને આજ છે અને આ બાબત વધૂના સાસ-

રાજ્યાળાઓએ લક્ષમાં લેવાની છે. ખુદ રાજાનો કાયદો હોય તો પણ જ્યાં સુધી તે અમલમાં મુકાયો હોય નહીં ત્યાં સુધી રૈયત જાણી શકતી નથી કે આવો કાયદો થયો છે. માત્ર ભણેલા લોકો કે જેઓ કાયદામાં લખેલું વાંચી શકતા હોય તેઓજ જાણે કે આવો કાયદો થએલો છે પણ તે હાલમાં અમલમાં મૂકાયો નથી અને આટલા વખત પછી ફલાણી તારીખથી તે અમલમાં મૂકાવાનો છે. આમ લગ્નની ક્રિયા પ્રથમથી કરવામાં આવ્યા છતાં જ્યારથી વધૂ વરની સેવામાં અર્પણ થાય છે ત્યારથીજ તે લગ્ન અમલમાં મૂકાય છે અને ખરી રીતે તો તે લગ્ન ત્યારેજ કરવામાં આવ્યું છે એમ ગણાય. કન્યાદાન એ શબ્દવડે કન્યા શું વરને અર્પણ કરી દેવામાં આવી નથી? તે વરને અર્પણજ થઈ ગયેલી છે. તે હવે પતિ માટેજ જીવે છે, પતિ અર્થેજ તે દેહ ધારણ કરીને રહેલી છે, તેથી તેના પતિની તેને સંભાળવાની યોગ્યતા ન હોય તો પતિના વડીલોના તાબામાં તે વધૂને સોંપવી જોઇયે પણ તેને પીયરમાં રાખી મૂકયાથી આઠથી દશ વર્ષ સુધીની નાની વયમાં લગ્નથી પતિ સાથે જોડી દેવાનો હેતુ જે પતિમાં પતિનાં સગાંમાં અને પતિના ઘરમાં પોતાપણું દૃઢ થઈ તેના નિર્મળ અંતઃકરણનો શુદ્ધ પ્રેમ તેમનામાંજ સ્થિર થાય એ છે તે નિષ્ફળ જાય છે. પરણનાર કન્યા તેને દાનમાં ગૃહણ કરનાર વરનું માણસ છે તેથી તે સુધરે અથવા બગડે તેનાં લાભ કે ખોટ વર શિવાય બીજા કોઇને નથી કેમકે તેને જીવતાસુધી તે સ્ત્રીને પોતાના ઘરનું માણસ કરીને પોતાનું અર્ધાંગ ગણીને પોતાનો સર્વ વ્યવહાર તેની સાથે સાધવાનો છે તથા તેણે જણીને ઉછેરેલાં બાળકોને પોતાનાં સ્વીકારી તેઓ પોતાની જેવી લાયકી કહાડે તે પ્રમાણે તેણે દુનિયાંમાં યશ અથવા અપયશ કમાવાનો છે તથા તેઓ સારાં અથવા નઠારાં ઉઠે તે અનુસારે તેને સુખ અથવા દુઃખ પામવાનું છે. આ કારણથી લગ્ન પછી પોતાની સ્ત્રીને પીયરમાં રાખી મૂકી તેને મનસ્વી કેળવણી પામવા દઈ તેના મગજમાં



ગમે તેવા સંસ્કારો ભરવા દઈ અને તેના શરીરને અને મનને ગમે તેવા અભ્યાસ પડવા દઇ પછીથી તેને પોતાને ઘેર લાવીને રાખવી અને પાછળથી તેને સુધારવાને મથવું અને પાકી કોઠીએ કાચા કાના ન ચોટતાં પછી નસીબનો વાંક કહાડી રોયાં કરવું એ બહુજ મુર્ખાઈ ભરેલું કામ છે. પરણનાર સ્રીનાં માબાપોને તો આ બાબતની કશીજ કાળજી રાખવાનું કારણ નથી કેમકે પરિણામે થનાર નફાનુકશાનનાં તેઓ ભાગદાર નથી અને પુત્રીની ઇચ્છા ન છતાં પણ તેને સાસરે રહેવાની ફરજ પાડવી એ તેમનાથી પુત્રી ઉપરના પ્રેમને લીધે બની શકવાનું નથી માટે વરનાં માબાપે પોતાના પુત્રનું અહિત થતું અટકાવવાને તેની સ્ત્રીને લગ્ન પછી પીયરમાં ન રહેવા દેતાં પોતાને ઘેર લાવીને રાખવી જોઈએ અને તે પતિપત્નીને અન્યોઅન્યનો સહવાસ અને મિત્રતા થાય એવી વ્યવસ્થા તેમને એકાન્ત આપ્યા વિનાજ મર્યાદાની આડચ ઓછી કરીને કરવી જોઇયે કે જેથી તે પુત્રના ગૃહસ્થાશ્રમની આવી અવદશા ન થઈ જતાં તેનો ગૃહસ્થાશ્રમ ઘણો ધર્મરૂપ પ્રેમરૂપ યશસ્વી અને તેથી સુખરૂપ થઈ રહેશે. જ્યાં આવી વ્યવસ્થા કરનાર વરનાં માતાપિતા આદિ વડિલો ન હોય ત્યાં પરણનાર પુરૂષે પોતે સર્વ લાજ મર્યાદાની આડચોને દૂર કરી દઈ પોતાની ધર્મપત્નીને પરણીને ઘેર લાવ્યા પછી પીયર મોકલી દેવી નહીં પણ પોતાની પાસેજ રાખવી અને કારણવશાત્ પીયર મોકલવી પડે તો તે કારણ થઇ રહેતાં તેને ત્યાં ન રહેવા દઈ ત્યાંથી લાવીને પોતાના સહવાસમાં રાખવી અને તેને પોતાની શક્તિ અનુસાર પોતાને ગમતી તેના પત્ની તરીકેના તથા માતા તરીકેના ધર્મો સંબંધી કેળવણી આપવી તથા પોતાના ઘરની અને કુળની સર્વ રીતભાતથી તેને વાકેફ કરી દઈ પોતાની યથાર્થ અર્ધાંગના બનાવવી. અને લગ્ન પછી કોઇ પણ કારણથી તેને પીયરમાં રહેવા દેવી નહીં.

પોતાના સત્યસ્વરૂપના અજ્ઞાનથી ધન કિરતી પ્રજા અને ભોગોની પ્રાપ્તિનેજ ભૂલથી સાચી પ્રાપ્તિ માની બેઠેલાં અને તેથી


પોતાનાં પુત્ર પુત્રીઓને પણ તેવીજ પ્રાપ્તિની અગત્ય ગણુતાં આજનાં માયાના અંધમોહમાં જડ થઈ ગએલાં વિષયીના દરજ્જામાં આવી રહેલાં માતાપિતાઓ અને અન્ય વડીલો પતિને પત્નીના અને પત્નીને પતિના સહવાસની અગત્ય માત્ર પત્નીનું શરીર વ્યવાયની યોગ્યતાવાળું થયેજ ગણે છે; અને તેથીજ તેઓ વરને દાન કરીદીધેલી અને તેથી હવે તેનીજ થઇ ગયેલી તથા તેના કુળગોત્રમાં વેદમંત્રોના બળથી યથાર્થ પ્રવેશને પામેલી અને સાસરાના ઘરના અંગભૂત થઈ રહેલી એવી પોતાની પેટની પ્રજાને તુલ્ય ગણુવાયોગ્ય પોતાની કુલવધૂને પીયરમાં રહેવા દઇ તેને ઉછરતી વયમાં ગમેતેવી કેળવણી પામવાદે છે, મગજમાં ગમેતેવા સંસ્કારો ઘાલવાદે છે, ગમે તેવી ટેવો પાડવાદે છે, અને પછી, સમજણ આવવાની એ વયમાં તેને પીયરમાં રાખી મૂકી પીયરના ઘરમાં અને ત્યાંનાં માણસોમાંજ તેનું પોતાપણું દૃઢ થઈજવા દઇ વ્યવાયની યોગ્યતાવાળી થયેથી સાસરાના ઘરમાં લાવીને રાખે છે. તે વખતે તે વધૂને પીયરનો સહવાસ ગાઢ થઇ ગયેલો હોવાથી તેને સાસરીયાં અને પતિ સર્વ પારકાં લાગે છે. તેથી તેમને અન્યોઅન્યમાં અનેક તુચ્છકારણોથી પણ દ્વેષ પ્રગટી લડવાડ અને ક્લેશ થાય છે. સાસુવહુની લડાઇ જે જગતમાં પ્રસિદ્ધિને પામી છે તેનું મૂળકારણ આ અને આ એકલુંજ છે.

અરે શ્વશુર જેવી પૂજ્ય અને માન્ય પદ્દીને પામેલા આર્યો! શું તમે આંખ ઉઘાડીને જોતા નથી કે તમારા પુત્રને દાનમાં અપાયેલી તેની ધર્મપત્ની અને તમારી કુલવધૂ તમારૂં પોતાનું માણુસ છે? તમે તેને શું સમજીને પોતાના પુત્રની સાથે પરણાવીને શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે તુરત સાસરાના ઘરમાં લાવીને પાછી પીયરમાં મોકલી દ્યો છો? શું તમે એટલું અન્ન ઉગારવા માટે એમ કરો છો? અથવા તો તેનો પીયરનાં માણુસો ઉપર પ્રેમ છે તેથી તેને તેમનાથી વિખૂટી પડાવીને આજથીજ શું કરવાને અહીં રાખી મૂકવી એમ તેના પીયરીયાં ઉપરના પ્રેમની

દયા ખાઈને તેને પાછા પીયર મૂકી આવો છો ? અથવા તો પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથીજ લગ્ન કરવામાં આવ્યું છે એમ સમજીને વધૂને તેવી યોગ્યતાવાળી પીયરમાં રહીનેજ થવા દ્યો છો ? અને તેટલામાટે તેનો તમારે અન્ય ઉપયોગ નહીં હોવાથી પીયરમાં રાખો છો ? કે તે વધૂને પીયરીયાં સાથે માયા મમતા હોવાથી તેને પીયરમાં રહેવું ગમે છે માટે તેને ગમતું થવા દેવા માટે એમ કરો છો ? કે કયા હેતુથી વધૂને સાસરામાંજ રહેવાનું શાસ્ત્રનું ફરમાન છતાં તેથી વિરૂદ્ધ ચાલીને પોતાના પુત્રના ગૃહસ્થાશ્રમની આમ અવદશા કરીનાંખો છો ? પુત્રને તે વધૂ સોંપી દેવાની હાલમાં પુત્રની યોગ્યતા ન હોય તો તેના વાલી તરીકે તેની ધર્મપત્ની અને તમારી કુલવધૂને તેની સાન્નિધ્યમાં તમારી દેખરેખ નીચે રાખવાને શી હરકત છે કે તેને પીયરમાં રાખીને, ત્યાંજ સમજણી વયની થવાદઈને, તમને તેના પતિને અને તમારા ઘરનાં સર્વને તે ઓળખેજ નહીં એવી કરી મૂકીને, આ સર્વ ખરીરીતે પોતાનાં માણુસોને પારકાં ગણી પીયરનાં માણુસોનેજ તે જીવતાંસુધી પોતાનાં ગણુતી રહે એવી, અને પીયરીયાંના ગુણુસ્વભાવો અને ટેવોને પોતે અનુકરણુથી દૃઢ કરીબેઠેલી એવી, ચોખામાં તરીયાની પેઠે જુદીપડી રહેતી બનાવી દ્યો છો, અને એમ કરીને પુત્રનો સંસાર સત્યપ્રેમમય અને સત્યધર્મમય થઈ રહેવાને બદલે વિષયીની ગ્રેડનો થઈ રહે એવી સ્થિતિમાં તેને લાવી મૂકો છો ? શાસ્ત્ર પતિથી તેની ધર્મપત્નીને જૂદી પાડીને રાખવાની સાફ મના કરે છે છતાં આવો મુર્ખાઈભરેલો રીવાજ કહાડીને ગૃહસ્થાશ્રમની અવદશા કરી તમેજ આ ઉન્નત આર્યાવર્તને અવનત કરી નાંખ્યું છે. બ્રહ્મચર્યનો આશ્રમતો ઉડીજ ગયો છે, અને ગૃહસ્થાશ્રમને આમ કરીને વિષયીની ગ્રેડનો કરી મૂકયો એટલે હવે વાનપ્રસ્થ અને સન્યાસ આશ્રમોને ધારણુ કરીને ઇશ્વરના દૃઢભકતો અને જીવન્મુક્ત સંત મહાત્માઓ થનાર કોણુ રહ્યું ? માત્ર મોટા બાજરીના ખેતરમાં જેમ થોડાંક ડુંડાં

ઉંચાં આવી જઇ તે મોટાં અને ભરચકદાણાવાળાં પાકી જાય છે તેમ કોઈ કોઇ સ્ત્રીપુરૂષો પૂર્વના ઉજવળ સંસ્કારોથી કાકતાલીય ન્યાય પ્રમાણે ઉત્તમ સહવાસ અને કેળવણીને પામી જવાથી તેમના ગૃહસ્થાશ્રમો પવિત્ર ધર્મનિષ્ઠ અને સત્યજ્ઞાનને માર્ગે વહેતા પુણ્યરૂપ થઇ રહે છે. તેથી અંધારી રાત્રીએ આકાશમાં ઝગઝગતા તારાઓ હોય તેવી ઉપમાની યોગ્યતાવાળું આર્યવર્ત અત્યારે થઈ રહ્યું છે.

---

## પોતાનું સત્યપ્રેમી અથવા નિજ મનુષ્ય

(દામોદર દુઃખડાં કાપોરે—એ પદની લય.)

---

પોતાનું નિજજન તે છે રે, જેનો નહિં પડદો.
કો કાળે દોષ ન વસતો રે, વ્હાલજ નવ ઘટતો.— ટેક.
મનમાં નવ આવે મન વચ કાયાનાં કર્મ કોઇ,
ઠરતું હૈયું પ્રિય જોઈ રે.— જેનો નહિં પડદો. ૧
પ્રિયને દેખીને આવે ઊમળકા વ્હાલ કેરા,
નહિં વિચાર થાય અનેરા રે.— જેનો નહિં પડદો. ૨
ખીલીને થાતાં ખુલ્લાં હૈયાં અન્યોન્ય આગે,
જૂદાઇ જરા નવ લાગે રે.— જેનો નહિં પડદો. ૩
પૂરેપૂરાં જ્યાં હૃદયો અદ્વૈત થાય પ્રેમે,
થઈ શકે ન જૂદાં કેમે રે.— જેનો નહિં પડદો. ૪
પ્રીતીરસ પીતાં ઉલટે આનંદ નિત્ય વધતો,
નિત નવિન નવિન સુખ કરતો રે.— જેનો નહિં પડદો. ૫
પ્રીતી આશ્રય ને સેવા ત્રેણેજ એક પ્રિયમાં,
વહે અખંડ અમૃત સ્ફુરણાં રે.— જેનો નહિં પડદો. ૬
લજ્જાની ભીતી નડતી ના લેશમાત્ર ત્યાં તો,
આડચોનો પ્રવેશ ક્યાંથી રે.— જેનો નહિં પડદો- ૭



અભિમાન દેહનાં ગળતાં અદ્વૈત પ્રેમપૂરે,
પ્રેમામૃત મદ ચકચૂરે રે.— જેનો નહિં પડદો. ૮
પ્રીતીની તૃપ્તી ત્રૈલોકયભોગ તર્ણું ધારે,
ઉલટે આનંદ અપારે રે.— જેનો નહિં પડદો. ૯
માણુસઆનંદો ગણુતીમાં નાજ ત્યાંતો લેશે,
આત્માનંદ સુખ શું કહેશે રે ?— જેનો નહિં પડદો. ૧૦
એવા નિજજનની દૈવે પાડીજ ખોટ આજે,
તે વિણુ સહુ આવે વાજે રે.— જેનો નહિં પડદો. ૧૧
પ્રેમીવિણુ નહિં છે પ્રેમીની ચાહના અવરને,
**ચુનિલાલ** ગરજ શી પરને રે.— જેનો નહિં પડદો. ૧૨



॥ ॐ श्री गणेशाय नमः ॥

# ॥ श्री सत्यप्रेम अने आर्य गृहस्थाश्रम ॥



## પ્રકરણ ૪ થું.



### આર્યપ્રજા અને અન્યપ્રજાનાં લગ્નોમાં અને ધર્મશાસ્ત્રોના સિદ્ધાન્તોમાં તફાવત, અને આર્યોએ કરેલું તેમના સિદ્ધાન્તોનું અને રીવાજોનું ભૂલભરેલું અનુકરણ.



મુસલમાન ઇંગ્રેજ પારસી વિગેરે આર્યાવર્તની બહારના દેશના લોકો જેઓ આ દેશ ઉપર પરદેશીરાજ્યો આવવાને લીધે અહીં આવીને વસેલા છે તેમનામાં જે સ્ત્રીપુરૂષનાં લગ્નો કરવામાં આવે છે તે આર્યપ્રજાનાં લગ્નો જેવાં બિલકુલ નથી.

◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇◇

આર્યોનાં લગ્નો સત્યપ્રેમ અથવા આત્મીયપ્રેમના અભેદસુખને અર્થે શરીરો પડી ગયા છતાં પણ કદિ ન છૂટે એવી સાચી મિત્રતાથી સ્ત્રીપુરૂષને જોડી દઈ એક કરી દેવા માટે કરવામાં આવે છે. તેમાં પુરૂષને સેવ્યપદે અને સ્ત્રીને સેવકપદે સ્થાપવામાં આવે છે. વિવાહ પછી દંપતી પ્રથમ ગુરૂશિષ્યના અધિકારથી આઠ દશ કે બાર વર્ષ રહે છે અને પછી સેવ્ય સેવકના અધિકારમાં યથાપૂર્વ રહી દેહાન્ત પ્રર્યન્ત સખાભાવથી રહે છે. વિશુદ્ધ પ્રેમથી જીવનને મંગલમય કરી મૂકવાને—દેહાન્ત પર્યન્ત પ્રેમરસના ભરપૂર છકીજતા નીશામાં ઝીલ્યાં કરી આનંદ સ્વરૂપ થઇ રહેવાને—મૃત્યુલોકને અમૃતરૂપ સત્યપ્રેમથી બ્રહ્મલોક કરી દેવાને—નર્કને સ્વર્ગ કરી મૂકવાને—એવા દંપતીના અને તેથી સર્વ જનસમાજના પરમકલ્યાણના હેતુને અર્થે આર્યોનાં લગ્નો કરવામાં આવે છે.

અન્યપ્રજાનાં લગ્ન કેવળ કરાર (કોન્ટ્રાક્ટ) જેવાં છે. એને લગ્ન શબ્દ ઘટતો નથી. ત્યાં શરીરના વ્યવહારની સિદ્ધિરૂપ સ્થૂળ હેતુને અર્થેજ સ્ત્રીપુરૂષો લગ્ન નામના કરારથી પોતાની ઇચ્છામાં આવે ત્યાં પર્યન્તને માટે જોડાય છે પણ ધર્મ કે સત્યપ્રેમ કે ઇશ્વરોપાસના જેવા કોઇ કલ્યાણરૂપ હેતુના નિમિત્તથી જોડાતાં નથી. તેથીજ તેઓ પોતાને ન ફાવતું હોય ત્યારે તલાક આપી જુદાં પડી જાય છે અને ફરીથી વળી અન્યની સાથે જોડાય છે. રૂપ યૌવન ચતુરાઇ વિગેરેનો મોહ એજ તેમને જોડી રાખનાર ચુંબક હોય છે. એ મોહ ઉતરી જતાં દંપતી છૂટાં પડી જાય છે. પ્રજાના સંબંધનું વળગણ હોય તો તેઓ તલાક (ડાઇવોર્સ) આપી છૂટાં પડતાં નથી તોપણ હૃદયથી તો કયારનાં એ છૂટાં પડીગયેલાં હોય છે. આથી અન્યપ્રજાનાં લગ્નો કોઈ પણ ઉત્તમ હેતુને સિદ્ધકરવાના ઉદ્દેશથી કરવામાં આવતાં નહીં હોવાથી તે જેમ પશુપક્ષીઓનાં જોડાં બનીને રહે છે તેમનાં લગ્ન જેવાં છે. ભર્તૃહરી કહે છે—आहार निद्रा भय मैथुनं

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

**च सामान्यमेतत्पशुभि र्नराणाम् । धर्मो हि तेषामधिको विशेषो धर्मेणहीनाः पशुभिः समानाः ॥** અર્થ—આવું બુદ્ધિમાન પ્રાણી થઇને માણસે એમાં પશુથી શું વધારે કર્યું ? ખાવું પીવું ઉંઘવું ભય આવે ત્યારે નાસીજવું અને ઋતુમાં કામક્રીડા કરવી એતો પશુઓ પણ કરે છે અને માણસો પણ કરે છે. ત્યારે પશુથી માણસનું શ્રેષ્ઠપણું શાથી છે ? મનુષ્યમાં "**ધર્મ**" નામનું દેવતાઇ તત્ત્વ નિવાસ કરે છે તેથી. એ તત્ત્વ જેનામાં નથી તે આકારથી માણસ છતાં અધિકારથી પશુજ છે. ખરીવાત છે. વિષય સેવન કરી પ્રજા ઉત્પન્ન કરવી અને પોતાના તથા તેમના પેટનું પૂરૂં કરવું એમાં પશુથી ન કરી શકાય એવું કામ કયું છે ? ધર્મના મહાન ટેકો ધારણ કરી ઇશ્વરીમાર્ગમાં પવિત્ર જીવન ગાળી આત્મા પરમાત્માના જ્ઞાનથી કૃતકૃત્ય થઈ જન્મમરણના ચક્રમાંથી મુકત થવાથીજ મનુષ્યનું મનુષ્યત્વ સાર્થક છે નહીંતો સર્વ દેહો સરખાજ છે. પણ આ ફેર શાથી છે. એજ કારણ કે આર્યધર્મશાસ્ત્રો મનુષ્યને જીવાત્મારૂપે લેખવે છે ત્યારે અન્યપ્રજાનાં ધર્મશાસ્ત્રો તેમને દેહરૂપે લેખવે છે. આર્યાવર્તની બહારના સર્વ દેશોનાં શાસ્ત્રો એવાંજ છે તેથીજ આ પવિત્ર આર્યાવર્તને મોક્ષભૂમિકા કહે છે કેમકે મોક્ષનાજ ઉદ્દેશથી આ દેશનાં શાસ્ત્રો રચવામાં આવેલાં છે અને તેથી તે હેતુ સિદ્ધ થાય એવા પ્રકારનીજ વ્યવસ્થા આર્યધર્મશાસ્ત્રોમાં સર્વત્ર કરાયેલી જોવામાં આવે છે.

સમગ્ર મનુષ્યજાતિ એક ઇશ્વરની પ્રજા છે તેથી કેટલાંએક મનુષ્યો જુદીજુદી પ્રજાઓ ભેગી સંપસંપીને રહે અને અન્યો અન્યને સહાય કરી એકબીજાની હરકતો દૂર કરે એવો ઇશ્વરનો હેતુ છે એમ માને છે પણ એ સમજવું બહુ ભૂલભરેલું છે. સાંપ્રતમાં આર્યવર્ત ઉપર ઇંગ્રેજી રાજ્ય આવવાથી અને આગગાડી આગબોટ તાર ટપાલ વિગેરે સાધનોથી તેમણે બધાદેશો

એકજેવા કરી મૂકવાથી સર્વ મનુષ્યજાતિ એક થઇને રહે એવો ઇશ્વરી હેતુ હશે એમ ઉપર ઉપરથી જોનારને લાગે એવું છે, પણ સત્યદૃષ્ટિથી જોનારને એવાત ખોટી માલમ પડે છે. ઇશ્વરે જુદા જુદા દેશોનાં હવાપાણી અને ત્યાંની પેદાશ જુદાજુદા પ્રકારની રચેલી છે અને એકદેશથી બીજાદેશને જુદો પાડવામાટે તેમની વચ્ચે વનો નદીઓ પર્વતો અને સમુદ્રો નાંખીદીધા છે. દેશદેશના લોક, તેમની ભાષા, ધર્મ, રીતરીવાજ, ખોરાક, અને દેશની ઉપજનીપજમાં ઘણોફેર છે. એકજ આર્યાવર્તમાં ભિન્નભિન્ન દેશોની ભાષાઓ, ધર્મ, રીવાજો, ખોરાક, અને લોકમાં, ઘણો ફેર છે. અને સમુદ્રપારના દેશો અને ત્યાંના લોક તો અહીંની સાથે જરાપણ મળતા આવતા નથી. પ્રાચીન આર્યો સમુદ્રપારના દેશોને યવનભૂમીઓ કે રાક્ષસભૂમીઓ કહેતા કેમકે ત્યાં દેહાત્મવાદી માંસભક્ષક [1]પામર સ્થિતિની પ્રજાઓનો નિવાસ છે. એ સમુદ્રપારની પ્રજાઓનો આ પ્રજાને સંસર્ગ થયાથી તથા ઘણોકાળ તેમનો સહવાસ રહ્યાથી તે પરદેશી પ્રજાઓનાં દેહાત્મવાદનાં પ્રતિપાદક શાસ્ત્રોના સિદ્ધાન્તો આર્યાવર્તમાં પ્રચલિત થયાને લીધે આર્યાવર્તને જે ભારે નુકશાન થયું છે એવું બીજા કશાથી પણ થયું નથી. યુરોપીયપ્રજા એવા સ્વભાવવાળી છે કે તે પ્રત્યક્ષ પ્રમાણનેજ માને અને પોતાની બુદ્ધિને જે સાચું લાગે તેનેજ ખરૂં ગણે. તેમણે ભારેશ્રમ કરી પ્રકૃતિનાં કાર્યોનાં કેટલાંક રહસ્યોનું જ્ઞાન મેળવ્યું છે, પણ તેમના તે જ્ઞાનમાં દિનપરદિન ફેરફાર થતો રહે છે. એકવાત આજે સાચી મનાતી હોય તે કાલે બીજું રહસ્ય પ્રગટ થતાં ખોટી પડે છે. અને પ્રકૃતિનાં સૂક્ષ્મ સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ એવાં ગૂઢ રહસ્યોનો પાર યોગબળથી પણ કોઈ જ્યારે પામી શક્યું નથી ત્યારે માનુષીબળથી કોઈ કદાપિ પામી શકનાર નથીજ એ સ્પષ્ટ છે. તેથી એવી ભવિષ્યમાં ખોટી પડનાર વિદ્યાની પ્રાપ્તિથી કાંઈ પણ સાચી પ્રાપ્તિ થઇ એમ

૧ વિષયીઓ થોડા મુમુક્ષુ જવલ્લા અને મુક્ત કોઇજ નહીં.

ગણી શકાય એવું નથી. આર્યવર્તની પ્રજા મહાત્માઓનાં વચન રૂપી આગમપ્રમાણ ઉપર દૃઢશ્રદ્ધા રાખનારી છે અને તેને તેમજ પાલવે એવું છે. શરીર વિનાના અને તત્ત્વજ્ઞાની સંતમહાત્માઓ વિના કોઈના પણ લક્ષમાં ન આવી શકે એવા અદૃશ્ય જીવાત્માના કલ્યાણને સાધવાની ઇચ્છાવાળી આ પ્રજાને પ્રકૃતિનાં રહસ્યો જાણી શરીરના વ્યવહારની ઉપાધિમાં ઘણોવધારો કરી દઇ જીવનનો સર્વકાળ તેમાંજ ગાળી મનુષ્ય જેવા દુર્લભ શરીરને એળે ગુમાવી દેવાની મૂર્ખતા કરવી કિંચિત પાલવે એવી નથી. ઈશ્વરે અમૃતનો કીડો અને વિષનો કીડો એ બન્ને રચ્યા છે પણ એકને રહેવાનું સ્થાન અમૃત અને બીજાને રહેવાનું સ્થાન વિષ કર્યું છે તેથી કીડાસ્વરૂપે બન્ને એક છતાં તે શિવાયનું તેમનું બધુંજ સ્વરૂપ જુદું છે. ઇશ્વરી સૃષ્ટિ એવા પ્રકારની છે કે તેમાં જીવોનાં શરીર તેમના નિવાસના સ્થાનને અનુસરીને રચાયાં હોય છે. જે સ્થાનમાં જેવીરીતે તેને રહેવાનું છે તેને અનુકુળ શરીર તે જીવાત્માને પ્રાપ્ત હોય છે. શરીરો એકજ જાતનાં હોય છતાં જુદાં જુદાં સ્થાનમાં તેઓ તે સ્થળમાં રહેવાની યોગ્યતાવાળાં અને તેને અનુકુળ વર્ણ અને સ્વભાવવાળાં રચાયાં હોય છે. તેથી એક દેશના લોકને અન્યદેશના લોક સાથે સંબંધ બાંધવો એ ઈશ્વરી વ્યવસ્થાથી ઉલટું છે.

ત્રણ પાસ સમુદ્ર અને એક પાસ હીમાચળ પર્વતથી વીંટળાયલો આ આર્યાવર્ત દેશ સમુદ્રપારના બીજા સર્વદેશો કરતાં જુદાજ પ્રકારનો છે. આ દેશ સમશીતોષ્ણ હોવાથી અનાજ શાકભાજી અને ફળફળાદિકથી ભરપૂર છે. અહીં વસનારા લોક વનસ્પતિઆહારી હોવાથી તેમનાં અંતઃકરણ સત્વગુણની વિશેષતાવાળાં છે. ઇશ્વરીજ્ઞાનસ્ફુરણરૂપ વેદ એ આ લોકનું અનાદિશાસ્ત્ર છે. અહીંના લોકમાં ચારવર્ણ અને ચાર આશ્રમની વ્યવસ્થા વેદથીજ કરવામાં આવેલી હોવાથી તે વ્યવસ્થા અનાદિથી ચાલતી આવેલી

છે. જીવને ચોરાશીલક્ષ યોનિમાં આથડતો મટાડી તેને જન્મમરણના ચક્રમાંથી મુક્ત કરવો એજ આર્યશાસ્ત્રોનો મુખ્ય ઉદ્દેશ છે. શબ્દાદિક વિષયોના મોહમાં ન ફસાતાં શરીર અને તેના ભોગોમાં વૈરાગ્ય ધારણ કરી ઈશ્વરભક્તિ પરાયણ જીવણ ગાળવું અથવા તત્ત્વજ્ઞાનથી જીવન્મુક્ત સ્થિતિમાં જીવન ગાળવું એજ મનુષ્યશરીરની કૃતકૃત્યતા છે એમ આર્યશાસ્ત્રો ગણે છે. મનુષ્યના જીવનની વ્યવસ્થા પણ અહીં તે અનુસાર રાખવામાં આવેલી છે. બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એમ ત્રણ વેદ ભણવાના અધિકારવાળી વર્ણ, અને એક દાસત્વના અધિકારવાળી શૂદ્રવર્ણ એમ પ્રજા ચાર વર્ણમાં વ્હેંચાયેલી છે. સ્ત્રીશૂદ્રનો અધિકાર વેદ ભણવાની બાબતમાં સરખો ગણેલો છે તેથી સ્ત્રિયોને વેદ ભણવાનો અધિકાર આપ્યો નથી પણ વેદધર્મના સિદ્ધાન્તોનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો અને તે દ્વારા ધર્મ ભક્તિ અને જ્ઞાનના બળે પરમાત્મપદને પ્રાપ્ત કરવાનો હક્ક તેમનો અને સર્વકોઇનો છે. ધર્મમાં પૂર્ણ નિષ્ઠતા એજ આર્યનું આર્યત્વ છે. આર્યાવર્તમાં સત્યધર્મ અને આત્મીય સત્યપ્રેમ સર્વત્ર પોતાની મંગલતા પ્રસરાવી રહ્યો છે. સ્ત્રીપુરૂષનાં લગ્નો અહીં વિષયી લાલસાને તૃપ્ત કરવા અર્થે નહીં પણ ગૃહસ્થાશ્રમધર્મના પાલન અર્થે અને વિશુદ્ધ સત્યપ્રેમામૃતના અલભ્ય લાભની પ્રાપ્તિ અર્થે કરવામાં આવે છે, જે પ્રેમથી પતિ સાથે એક થઇ ગયેલી સત્યપ્રેમી પતિવ્રતા પોતાના પતિ શરીર છોડીને જતાં તેની પાછળ સતી થાય છે પણ પોતાના પ્રેમીથી વિખુટી પડીને પ્રેમવિનાનું હતભાગી શૂન્ય જેવું જીવન ગાળતી નથી. પુત્ર જ્યારે ગૃહસ્થાશ્રમનો ભાર ધારણ કરે એવો થાય ત્યારે ત્રિવર્ણનાં સ્ત્રીપુરૂષને વાનપ્રસ્થ આશ્રમ ધારણ કરી વનમાં નિવાસ કરવાનું શાસ્ત્ર કહે છે. વાનપ્રસ્થ આશ્રમ તપોમય છે તેથી એ આશ્રમમાં દેહકષ્ટ કરી શરીરનો મોહ તોડવાનો છે. પછી પૂર્ણવૈરાગ્ય થયેથી પ્રવ્રજ્યાશ્રમ એટલે ચોથો

ત્યાગાશ્રમ લેવાનો છે. એ આશ્રમમાં બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત કરવા માટે જાપ ધ્યાન બ્રહ્મવિચાર વિગેરે સાધનોનો અભ્યાસ કર્યા કરી બ્રહ્મમાં અચળ નિષ્ઠા પ્રાપ્ત થયે પછી પરમહંસગતિથી યાદૃચ્છિક વિચરવું એમ આશ્રમધર્મની વ્યવસ્થા છે. સ્ત્રીશૂદ્રોનું કલ્યાણ સેવાભક્તિથીજ છે માટે તેમણે પોતાના સેવાધર્મનેજ એક સત્યનિષ્ઠાથી પાળવો. ત્રિવર્ણની સ્ત્રિયો પતિની પરિચર્યા માટે વાનપ્રસ્થ આશ્રમના અંતસુધી તેમની સેવામાં રહે છે. પતિના સન્યાસગ્રહણ પછી તે સન્યાસિની કે પરિવ્રાજિકા થઈ બ્રહ્માભ્યાસ કરતાં યથાપ્રારબ્ધ વિચરે અથવા આયુષ્યના અવધ પિર્યન્ત વનમાંજ નિવાસ કરીને રહે એમ ઠરાવેલું છે.

ક્યાં આર્યશાસ્ત્રોએ કરેલી જીવનની વ્યવસ્થા અને ક્યાં અન્યપ્રજાનાં શાસ્ત્રોએ કરેલી જીવન વ્યવસ્થા ? સ્પર્ષમણિ અને કાચમાં જેટલો તફાવત છે તેટલો એ બે વ્યવસ્થાઓમાં તફાવત છે. આર્યશાસ્ત્રો જ્યારે સર્વવ્યાપી અને નિરાકાર ઈશ્વરને વિભૂતિઓદ્વારા સાકાર થયેલા માને છે; ત્યારે અન્યદેશી શાસ્ત્રો તેમને અમૂર્તજ માની ઇશ્વરને મૂર્તિમંત માનનારને નિંદે છે. આર્યશાસ્ત્રો જ્યારે જીવાત્માને જન્મમરણથી મુક્ત કરી સંસાર ચક્રભ્રમણમાંથી છોડાવવાને કર્મ ઉપાસના અને જ્ઞાનને માર્ગે પ્રયાણ કરવાનો, વિષયોમાં વૈરાગ્ય ધારણ કરી વ્રતાદિક દેહકષ્ટથી શરીરનો મોહ ઉતારી દઈ ચિત્તવૃત્તિને અભ્યાસવડે પરમેશ્વરમાં લવલીન કરી દઇ નિર્વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત કરવાનો, તથા મિથ્યા જગતને બ્રહ્મમાં બ્રહ્મરૂપ સમાવી દઇ બ્રહ્માનંદની આત્યંતિક તૃપ્તિ રળવાનો બોધ આપે છે, ત્યારે અન્યદેશી શાસ્ત્રો તેવું કાંઇજ પ્રતિપાદન કરતાં નથી પણ માત્ર વૈરાગ્ય અને ઇશ્વરભક્તિનું થોડું ઘણું પ્રતિપાદન કરે છે. આર્યશાસ્ત્રો જ્યારે પ્રજામાં ચાર વર્ણ અને ચાર આશ્રમની વ્યવસ્થા ઠરાવે છે ત્યારે અન્ય શાસ્ત્રોમાં વર્ણ નામે સ્ત્રી અને પુરૂષ અને આશ્રમમાં ગૃહી-

પણું તથા કર્તવ્યમાં વિષયપ્રાપ્તિનો ઉદ્યમ એજ સર્વને માટે છે. અર્થ એ છે જે આર્યશાસ્ત્રો ચૈતન્યવાદી એટલે બ્રહ્મવાદી છે અને અન્યદેશી શાસ્ત્રો જડવાદી એટલે શરીરનેજ પોતાપણે સમજાવનાર એવાં દેહાત્મવાદી છે. તેમને મન દેહ એજ આત્મા હોવાથી પોતાને દેહરૂપ માનીને તે દેશની પ્રજાનો મોટો ભાગ શબ્દાદિક વિષયભોગમાંજ પ્રીતિ અને આસક્તિ રાખે છે, અને જીવાત્મા તરીકેનું પોતાનું કાંઈ કર્તવ્ય દેહના વ્યવહાર સંબંધથી ભિન્ન તેઓ સ્વીકારતા નથી.

ઇશ્વરને મૂર્તિ નથી એમ જે અન્યદેશી શાસ્ત્રો કહે છે અને તેમનો એવો મત તે ધર્મશાસ્ત્રોના અનુયાયીઓએ આર્યાવર્તમાં સ્થળેસ્થળે ફેલાવ્યો છે અને એમ કરીને ઇશ્વર ઉપાસના કરવા યોગ્ય છે એ વાર્તાને દાબીદઇ સર્વત્ર નાસ્તિકતા પ્રસરાવી છે તે શાસ્ત્રમતના વિરોધને લીધેજ. ઇશ્વરના ખરા સ્વરૂપના જ્ઞાની મહાત્માઓને મતે ઈશ્વર અમૂર્તજ છે અને મૂર્ત નથી એ તકરાર સમજણ વગરની છે. ખરૂં જોતાં “ **ઈશ્વર અમૂર્ત છે અને તેજ પુનઃ મૂર્ત પણ છે.**” ઇશ્વરને મૂર્તિ નથી એમ કહેનાર નિર્વાણ પામેલાના સંબંધમાં સાચો છે પણ પોતાના અને બીજા સર્વના સંબંધમાં જોતાં તેનું કહેવું ખોટું છે. ઇશ્વર સર્વવ્યાપક છે એ વાત સર્વપ્રજા એકે અવાજે કબુલ કરે છે. જ્યારે તે સર્વવ્યાપક છે ત્યારે તેના વિનાનું શું રહ્યું? તે જ્યારે અણુ અણુમાં વ્યાપ્તમાન થઈને રહેલો છે એટલે સ્થૂળથી પણ અતિસ્થૂળ અને સૂક્ષ્મથી પણ અતિસૂક્ષ્મ એ સર્વમાં તે ઓતપ્રોત વ્યાપક છે, ત્યારે સર્વઆકારો તેણેજ ધારણ કરેલા છે. જેમ અશરીરી અને નિરાકાર જીવાત્મા શરીરમાં વ્યાપીને રહ્યાથી તે શરીરી કહેવાય છે અને તે શરીરરૂપ આકાર તેનો છે તેમ સર્વવ્યાપક ઈશ્વર કોઇ પણ આકાર વિનાના છતાં તે સર્વઆકારવાળા છે. વેદમાંતો “ તે એક બહુરૂપે થાય છે” “ તે ઇશ્વર માયા-



વડે બહુરૂપ થયા" "તમે સ્ત્રી છો પુરૂષ છો કુમાર અને કુમારી તમે છો હાથમાં લાકડી ઝાલીને ચાલનાર વૃદ્ધ તમે છો એમ સર્વત્ર મુખવાળા તમેજ સર્વ સ્વરૂપે જન્મેલા છો" એ વિગેરે શ્રુતિયોથી ઇશ્વરને નિર્ગુણ અને સગુણ નિરાકાર અને સાકાર. એમ બન્ને સ્વરૂપવાળા કહેલા છે. ભગવદ્ ગીતાના ૧૩મા અધ્યાયમાં શ્લોક ૧૨થી ૧૭માં પરમાત્માના જ્ઞેયસ્વરૂપનું વર્ણન કરેલું છે તેમાં પણ અનાદિ પરબ્રહ્મ જે સત એટલે કાયમ વસ્તુ અને અસત એટલે મિથ્યા વસ્તુ એ બન્નેથી વિલક્ષણ છે તેમને સર્વમય અને સર્વથી રહિત એવા ગુણરહિત અને ગુણોના ભોક્તા, સર્વના ઉત્પત્તિ સ્થિતિ અને લયના કરનાર, સર્વતેજોને પ્રકાશનાર અને સર્વ હૃદયમાં અધિષ્ઠિત કહેલા છે.

એક આર્યસમાજીએ કોઇ મહાત્માને કહ્યું કે ઇશ્વર નિરાકાર છે અને તેથી તેની કોઈ મૂર્તિ નથી. મહાત્માએ કહ્યું ઈશ્વર સર્વવ્યાપક છે એ વાત ખરી છે? પેલાએ કહ્યું હા. મહાત્માએ કહ્યું અણુ અણુમાં વ્યાપક છતાં પણ અને તેમની અનંતમૂર્તિઓ પ્રત્યક્ષ દૃશ્યમાન છતાં પણ જો તે મૂર્તિમંત નથી, તો હું તમારા ગાલ ઉપર જોરથી એક ધોલ મારૂં છું, નિરાકાર ઈશ્વર સર્વ વ્યાપક છતાં જો મૂર્તિમંત નહીંજ હોય તો અમારી ધોલ હવામાં ચાલીજશે અને કયાંહીં પણ વાગશે નહીં, આર્યસમજીએ કહ્યું ધોલ તો મને વાગશે પણ તેથી ઈશ્વર મૂર્તિમંત છે એમ શીરીતે ઠર્યું. મહાત્માએ કહ્યું ઇશ્વરની વ્યાપકતાના અર્થને જાણનાર તો આટલાથીજ તેમનું મૂર્તિમંતપણું સ્વીકારે છે કેમકે ઈશ્વરવિના મૂર્તિનું મૂર્તિપણું શામાંથી શીરીતે અને કયાં પ્રગટયું તે વાદીથી બતાવી શકાતું નથી. તો પણ તમને બીજીરીતે હું સમજાવું છું. કહો વારૂ! ધોલ તો ગાલને વાગનારી છે અને તમે મને વાગશે કેમ કહો છો? શું તમે ગાલ છો? અથવા ગાલ જેનું અંગ છે એવું શરીર તમે છો? પેલાએ કહ્યું ના હુંતો આત્મા છું તે દેહ કેમ કહેવાઉં પણ હું અજ્ઞાનથી જીવ થઇ ગયો છું.



મહાત્માએ કહ્યું તમે જીવ થઇગયાછો કે નહીં તે જુદી વાત છે પણ જેમ તમે નિરાકાર અને અદૃશ્ય એવા અવિનાશી જીવાત્મા છો છતાં શરીર એ તમારો આકાર છે અને શરીરને વાગ્યાથી તમને વાગે છે એમ કહેવામાં તમે કિંચિત ભૂલ કરતા નથી, તેમ **"નિરાકાર અને અદૃશ્ય ઇશ્વર સર્વ બ્રહ્માંડરૂપ આકારવાળા છે. અને વિભૂતિની મહત્તા પ્રમાણે તે તે સ્વરૂપમાં ઇશ્વરત્વનું ન્યૂનાધિકપણું હોય છે."**

મુસલમાન ઇંગ્રેજ આદિ જે જે કોમો ઈશ્વરને મૂર્તિમાન નથી માનતી તે પોતાનું કલ્યાણ સાધવામાં બીલકુલ હારી છે. પ્રેમ વિના ઈશ્વરની ઉપાસના અથવા ભક્તિ થતી નથી, અને પ્રેમનું અવલંબન સાકાર મૂર્તિજ છે. મુસલમાનો પાંચવાર નિમાજ પઢે છે અને ઇંગ્રેજો પાંચવાર પ્રેયર કરે છે તથાપિ તેમાંથી ઘણાજ થોડા મનુષ્યોને ઈશ્વરઉપરના ઉત્કટ પ્રેમથી હૃદય અત્યંત આર્દ્ર થઇ નેત્રમાંથી આંસુ સરી પડયાં હશે. ઇશ્વરને મૂર્તિ હોયજ નહીં એવું ભૂલભરેલું સમજ્યાથી પોતાના ઉછળતા દૈવી પ્રેમના અવલંબનને શોધતું મન પરમેશ્વરને નિરાકાર જાણતાં લાચાર અને ઓશીયાળું બનીજાય છે અને નિરાકાર ધારણા બાંધવા અસમર્થ નીવડતાં માત્ર ઇશ્વર કોઇ છે અને તેને આપણે આમ સ્તવીએ છીયે એવી પરોક્ષભાવના બાંધે છે. ભાવના પરોક્ષ થઈ જવાથી તેનું બળ ઘટી જાય છે અને તેથી પોતાની અરજ પરમાત્માએ સાંભળી છે અને માગ્યા પ્રમાણે તેને મળ્યું છે અથવા મળશે એમ તેને લાગતું નથી. તે જાણે એક સામાન્ય પ્રકારે સ્તુતિ બબડી ગયો હોય છે અને એ સ્તુતિનું કેટલું માહાત્મ્ય છે તે તેને સ્વપ્નમાં પણ સમજવામાં આવતું નથી. કોઇ ઉપરીના તાબાનો નોકર જ્યારે પોતાની કોઈ અરજ પોતાના ઉપરીને એકાન્તમાં જાહેર કરે છે ત્યારે તે તેનો ઉપરી જો ઘણોજ ન્યાયી દયાળુ અને પરોપકારી હોય છે તો તે નોકરને પોતાની અરજ પ્રમાણે બનવામાં જરા પણ શંકા ઉપજતી નથી. પોતાની વાત ઉપરીને

કાને નાંખીનેજ તે પોતાને કૃતકૃત્ય સમજે છે. આમ થવામાં કારણ એજ છે કે ઉપરીને તે પોતાની સંમુખ બેઠેલો જુએ છે અને તેથી પોતાની વાત તેને રૂબરૂમાં કહેવાઇ છે, તેણે તે લક્ષપૂર્વક સાંભળી છે, અને તેથી તે પ્રમાણે તેઓ કરશેજ એવી તેને ગળા સુધી ખાત્રી પડે છે. અને વસ્તુતઃ પૂર્ણ વિશ્વાસજ સત્યફળને ઉપજાવનાર ગુપ્ત મંત્રબળ છે. ગીતામાં ભગવાન કહે છે કે—(અ. ૧૭ શ્લો. ૨) "મનુષ્યની શ્રદ્ધા તેના સત્વને અનુરૂપ હોય છે એટલે તેની ભાવનાની દૃઢતા પ્રમાણે હોય છે. દરેક પ્રાણિ પોતે શ્રદ્ધામય છે અર્થાત્ પોતામાં જેની જેવી શ્રદ્ધા હોય છે તેવોજ તે છે." ઇશ્વરને નિરાકાર માનનારની ભાવના બહુજ દોહળી હોય છે. તે પરમાત્માનું સ્તવન કરતો છતો ન કરતા સરખો છે કેમકે પોતાનું માગેલું થવામાં તેને નાભીની નીચે સુધી પૂર્ણ શંકા છે કે એમ નહીંજ થાય.

પરમેશ્વરને મૂર્તિ નથી એમ માનતાં છતાં અન્યદેશીઓને મુર્તિપૂજા વિના કયાં ચાલ્યું છે. મુસલમાનો પીરની કબરને વસ્ત્ર પુષ્પ આદિ ચઢાવે છે, ધૂપ દીપ નૈવેદ્ય કરે છે. ઇંગ્રેજો તેમનામાં થઇ ગયેલા કોઇ મહત્પુરૂષના શરીરના વાળ દાંત કે એવું કંઇ રાખે છે તેને "રેલીક" કહે છે. તે મૂલ્યવાન ડાબડીમાં મૂકી તે ડાબડીને સોનારૂપા અને ઝવાહીરથી શણગારી દેવળમાં બહુ શણગારેલા ગોખ કે તાકામાં મૂકે છે અને તેનું દેવમૂર્તિ તરીકે પૂજન અર્ચન કરે છે. ઇશ્વરમૂર્તિનાં પૂજન અર્ચનાદિ કાર્યમાં ચિત્તને રોકવાથી તે બહુ પ્રસન્ન અને પવિત્ર થાય છે તથા તેની નિર્મળતા વધતી જાય છે અને તેમાં ઇશ્વર પ્રતિનો ઉત્કટ પ્રેમ પ્રગટી તે પ્રેમાનંદમાં ચિત્ત લીન થઈ જઈ ઇશ્વર સાથે એકતાર થઇ જાય છે અને સર્વ વિશ્વભાન હમેશને માટે ભૂલી જાય છે.

આર્યશાસ્ત્રોમાં ઇશ્વરનું પૂજન ત્રણ પ્રકારથી કરવામાં આવેછે. ઇશ્વરના વાસ્તવ સ્વરૂપના શાસ્ત્રોક્ત જ્ઞાન અને શ્રદ્ધાવાળી પ્રજા



તો દેવ બ્રાહ્મણ ગુરૂ અને જ્ઞાની પુરૂષને મૂર્તિમંત ઇશ્વર ગણે છે. સ્ત્રિયોને તેમના પતિ મૂર્તિમંત ઇશ્વર છે. તેમને તેઓ ઇશ્વરભાવથી પૂજે છે અને બહુપ્રેમથી તેમની સેવા કરે છે. એથી ઓછા શ્રદ્ધાવાન ઇશ્વરનું પૂજન યજ્ઞ દ્વારા અગ્નિમાં હોમ કરીને અગ્નિદેવ મારફત કરે છે. અને બાકીની સર્વ સામાન્ય પ્રજા ઈશ્વરની પાષાણ ધાતુ કે માટીની શાસ્ત્રમાં નિર્ણય કર્યા પ્રમાણેની વેદમંત્રથી પ્રતિષ્ઠા કરેલી મૂર્તિઓમાં ઇશ્વરનું પૂજન અર્ચન કરે છે. ઇશ્વર, પરમેશ્વર, બ્રહ્મ, શિવ, શક્તિ, ગણેશ, વિષ્ણુ, રામ, કૃષ્ણ, નારાયણ, અલ્લા, ખુદા, ગૉડ, એ સર્વ નામો એકજ પરમાત્માનાં બોધક છે. તે પરમાત્માનું પૂજન અર્ચન ઉપાસના ભક્તિ નિરાકાર સ્વરૂપથી કરવું અત્યંત કઠિણ છે. એ પ્રત્યક્ષ અવલંબન વિનાનો પ્રેમ જામવો બહુ મુશ્કેલ છે. આથી ભક્તના અત્યંત ઉછળતા ઉત્કટ પ્રેમનું કેન્દ્રસ્થાન જે સ્વરૂપ હોય તેજ પ્રભુસ્વરૂપથી પરમાત્માની ભક્તિ કરવી સુતર છે. ઘણા સત્યપ્રેમી ભકતોને પરમેશ્વરને જે જે સ્વરૂપથી તેઓ ભજતા હતા તે તે સ્વરૂપમાં પરમાત્માએ તેમને દર્શન આપ્યાં છે તથા તેમનાં સંસારીક કામો પણ તેમણે કર્યાં છે. ગીતામાં ભગવાન કહે છે કે– " જે જે લોકો મારૂં અનન્ય ચિન્તન કરતા મારામાં નિરંતર જોડાઇ રહી મારી ઉપાસના કરે છે તે મારાપરાયણ રહેતા ભકતોના યોગક્ષેમનો નિર્વાહ હું કરૂં છું અર્થાત્ તેમને જોઈતા પદાર્થોની પ્રાપ્તિ અને તેમના સંરક્ષણની વ્યવસ્થા હું કરૂં છું." ( અ. ૯. શ્લો. ૨૨. ). વળી ગીતાના બારમા અધ્યાયના શ્લોક ૧થી ૭માં ભગવાનને અર્જુને પૂછ્યું કે–" જે લોકો તમારા મૂર્તિમંત સ્વરૂપની ઉપાસના કરેછે તથા જેઓ તમારા અવિનાશી અમૂર્ત સ્વરૂપ જે અવ્યકત એટલે કોઈ પણ કરણોદ્વારા ગ્રહણ કરી શકાય નહીં એવું છે તેની ઉપાસના કરે છે તેઓમાં ઉત્તમયોગી કોણ છે ? ત્યારે શ્રી ભગવાને કહ્યું કે—જોકે બન્ને ઉપાસકો મનેજ પામે છે તો પણ જે રૂપવિનાના લક્ષણ વિનાના ઇન્દ્રિયો આદિ કોઈપણ સાધ-

નથી જાણી શકાય નહીં એવા સર્વવ્યાપી અખંડ અવિનાશી તત્ત્વની ઉપાસના કરે છે તેમને તે પામવામાં ઘણી મુશ્કેલી છે, કેમકે એ અવ્યક્તગતિ ઘણે કષ્ટે પામી શકાય એવી છે. પણ જેઓ સર્વકર્મો મને એટલે મૂર્તિમંતપરમેશ્વરને અર્પણ કરી અનન્યયોગથી ધ્યાન્ વડે મારા સગુણ સ્વરૂપની ઉપાસના કરે છે તેમને હું અલ્પસમયમાં જન્મમરણના મહાન ભ્રમણચક્રરૂપ સંસારમાંથી મુક્ત કરી દઉં છું.''

આ પ્રમાણે આર્યધર્મશાસ્ત્ર અને અન્યદેશીશાસ્ત્રો ભિન્ન ભિન્ન હેતુઓથી પ્રવર્તતાં હોવાથી તેમના સિદ્ધાન્તોમાં ઘણોજ ફેર છે અને તેથી દેહવ્યવહાર સંબંધના અંતરંગ રીવાજોમાં પણ ઘણો ફેર પડે છે. આથી આ દેશનાં અને અન્યદેશનાં લાગ્નોનાં સ્વરૂપમાં પણ આભ જમીનનો ફરક પડે છે. પોતાના શરીરવ્યવહારની અનુકુળતા માટે તથા સંસારીક સુખો યથેચ્છ ભોગવવા માટે અન્યદેશી પ્રજાનાં લગ્નો કરવામાં આવે છે. આસુર વિવાહ, ગાંધર્વ વિવાહ, રાક્ષસ વિવાહ, અને પૈશાચ વિવાહ, એ છેવટના ચાર વિવાહપ્રકારોમાંના કોઇ પ્રકારથી તેમનાં લગ્નો થાય છે. તેમનામાં લગ્ન વખતે કન્યા પુખ્તવયની હોય છે. લગ્નનો બંધ કરાર પુરતો હોય છે. બન્નેમાંથી કોઇને છૂટાં પડવાની રૂચિ થતાં તેમનાથી છૂટાં પડી :જવાય છે, અને વળી ઇચ્છિાનુકુળ સંબંધ બાંધી લેવાય છે. વિષયસેવન વિના તેમના લગ્નનો અન્ય કોઇ હેતુ નથી. લગ્નથી દંપતીને કોઇ ધર્મ સંબંધી ફરજો બજાવવાની આવતી નથી કેમકે તેમના લગ્નનો હેતુ ધર્મ નથી. પોતાના આત્માના કલ્યાણ સંબંધી તેમને કાંઇ કરવાનું હોતું નથી તેથી તેમના સંસારપ્રવાસની ઇશ્વર તરફ જવાની કોઇ એક દિશા હોતી નથી, પણ કોઇ પ્રકૃતિવિજ્ઞાનની વિદ્યામાં કુશળતા પ્રાપ્ત્ કરવા તરફની દિશા હોય છે તેથી તે કામમાં તેઓ અરસપરસ પોતાથી બનતી મદદ કરે છે. અંતઃકરણની એટલે બન્ને જીવની અભેદ્ય એકતા કરનાર દેવતાઇપ્રેમ તે દંપ-

તીમાં પ્રગટતો નથી. એવા પ્રેમથી અને પતિવ્રતના સાધ્વી સ્ત્રીએ ધારણ કરવાના અમોઘ દિવ્યવ્રતના માહાત્મ્યથી અન્ય સર્વ પ્રજા અજાણ છે કેમકે કામક્રીડાને અર્થે બાંધેલી મૈત્રી સ્વાર્થી હોય છે. રૂપ યૌવન ચતુરાઇ વિગેરે શોભાથી ખીલેલા રમણીય અને કમનીય દેહના મોહથી માત્ર તેઓ એક બીજાને ચ્હાય છે અને તેનેજ તેઓ પ્રેમ કહે છે. વિષયસુખ ભોગવવાના કામમાં ભંગાણ પડે માટે પોતાનાં બાળકોને પ્રેમવિનાના હૃદયનાં તે માતાપિતા જાતે ઉછેરતાં નથી પણ અન્ય પાસે ઉછેરાવે છે, તેથી તે બાળકોને તે માબાપ ઉપર કે માબાપને તે બાળકો ઉપર કશો પ્રેમ રહેતો નથી. દિવ્યપ્રેમથી જોડાઇ જીવતા સુધી અને ત્યાર પછી પણ એક થઇ રહેવા માટે કરવામાં આવતાં આર્યોનાં લગ્ન અને તેમનો સંસાર દિવ્યપ્રેમરસથી ભરપૂર છે, અને અન્ય-દેશી પ્રજાનાં લગ્ન અને તેમનો સંસાર વિષયરસના સુખમોહથી પ્રગટેલી મત્તતા એટલે નીશાથી ભરપૂર છે. તે માતાપિતા અને બાળકોમાં માત્ર મમત્વને લીધે જેટલી લાગણી પોતાની સુજન-તાથી જે ધરાવે તેટલીજ તેને હોય છે. તેમનામાં દંપતીના અન્યોઅન્યના અધિકાર સરખા છે તેથી સ્ત્રી કે જેનો કામ સ્વ-ભાવથી મંદ છે અને સ્વભાવ લજ્જાળુ છે તે કામીપુરૂષના ઉપર પોતાનું ઉપરીપણું સહજ લાવી શકે છે. આથી પરિણામ એ આવે છે કે સ્ત્રી કે જે કામીને અમૃત રૂપ જણાય છે તેને સેવકપદે સ્થાપવાની તેને ઇચ્છા થતી નથી તેથી સ્ત્રી તેમનામાં સેવ્યપદે રહે છે અને પુરૂષ તેનો સેવક બનીને તેની સેવા વડે પોતાને સુખી ગણે છે. આર્યોમાં પુરૂષો સેવ્યપદે છે અને સ્ત્રિયો સેવકપદે છે એ પણ સ્વાભાવિક રીતેજ થાય છે. અહીં વિષય સિદ્ધતાનો હેતુ નથી પણ વિશુદ્ધ સત્યપ્રેમજ હેતુ છે. એ પ્રેમ પોતાની પૂર્ણ પવિત્રતાથી પોતાના અમર્યાદ સ્વરૂપને ધારણ કરે એ પ્રકારની વ્યવસ્થા આર્યશાસ્ત્રોએ રચી છે. ત્યાં સ્ત્રીનો પ્રેમ મત્સ્ય જેવો છે. મત્સ્ય જેમ પાણી વિના રહી શકે

નહીં તેમ પ્રેમી વિના તે અનન્ય પ્રેમવાળી સ્ત્રી કદાપિ રહી શકતી નથી. પુરૂષનો પ્રેમ બહુ ગંભીરતાવાળો છે તેથી, તથા તેના શરીરની વ્યવસ્થામાં પરાધીનતા નથી તેથી, તથા વેદવિદ્યાના અને અન્ય વિદ્યાઓના બ્રહ્મચારી અવસ્થામાં ગુરૂ પાસે કરેલા અધ્યયનના બળથી, તથા આઠથી દશ વર્ષની વયે પરણી પતિસેવામાં પતિ પાસે વિદ્યા પ્રાપ્ત કરતાં શિષ્યા રૂપે સ્ત્રીને રહેવાનું થયાથી, તથા સર્વ ધર્મકાર્યોમાં અને શાસ્ત્રથી પુરૂષનું પ્રધાનપણું ગણેલું હોવાથી, પતિને શાસ્ત્રે પરમાત્મા ભાવથી ભજવા સ્ત્રીને આજ્ઞા કરી છે તેથી, વિગેરે પુષ્કળ કારણોથી અહીં સ્ત્રી સ્વાભાવિક રીતે સેવકપદે રહે છે અને પુરૂષ સેવ્યપદે રહે છે. આ રીતે આર્યોમાં સ્ત્રીપુરૂષ પરણીને જે અધિકારથી જેવી રીતે રહે છે તેથી કેવળ ઉલટા અધિકારથી અને કેવળ ઉલટી રીતે અન્યદેશી દંપતીઓ રહે છે.

વળી પોતાના આત્માના કલ્યાણને માટે કાંઇ કરવાનું નહીં હોવાથીજ અન્યદેશી પ્રજાએ ઘણી ઘણી કળાઓ અને વિદ્યાઓ શોધી કહાડી છે. શરીરમાં પુરૂષાર્થ સ્વાભાવિક છે. ગીતામાં શ્રી ભગવાન કહે છે કે—"કોઇ પણ પ્રાણી એક ક્ષણ પણ કદાપિ કામ કર્યા વિના રહી શકતું નથી કેમકે પ્રકૃતિના ગુણો સર્વની પાસે જબરાઇથી કામ કરાવે છે. અ–૩–૫." આમ શરીર જાતેજ કર્મ કરાયાં જાય એવું બનેલું છે તેથી અંતઃકરણ અને ઇન્દ્રિયો નિરંતર કોઇને કોઈ કામમાં પ્રવૃત્ત રહેવાનાંજ. માત્ર સુષુપ્તિ મૂર્છા અને સમાધિ એ ત્રણ અવસ્થાઓમાં સ્થૂળ સૂક્ષ્મ બન્ને શરીરોની ક્રિયાઓ બંધ થઇ જાય છે. આ પુરૂષાર્થશક્તિનો ઉપયોગ સર્વ કોઇ પોતપોતાના જીવનના સાર્થક્યના ભિન્નભિન્ન નિર્ણયો પ્રમાણે કરે છે, અને તેમ કરીને પોતાને કૃતકૃત્ય સમજે છે. જીવાત્મા કે જે પોતે છે તેને માટે જ્યારે કાયમ રહે એવી કોઈ પણ કમાઇ કરવાની નથી હોતી ત્યારે આ શરીર સાથેના તેના ટુંકા સંબંધમાં જોઇતી સામગ્રીનો સંગ્રહ કરવામાં પોતાનો સર્વ પુરૂષાર્થ તે વાપ-

રેછે. આર્યાવર્ત શિવાયના સર્વ દેશોનાં શાસ્ત્રો જીવાત્માને માટે શરીરના સંબંધથી કેવળ રહિત અને શરીર છોડયા પછી પણ કાયમને માટે ઉપયોગમાં આવનારી એવી કમાઇ કરવાની વ્યવસ્થા બતાવતાં નથી તેથી તે અન્ય દેશીઓના સિદ્ધાન્તોથી ભ્રમિત થઈ જવાથી હાલમાં અત્રેના કેટલાએક આર્યો જેનું અહીં પ્રત્યક્ષ ફળ દેખાઈ શકતું નથી એવી ભવિષ્યના કલ્યાણને ઉપજાવનારી ક્રિયાઓમાં અશ્રદ્ધા કરવા લાગ્યા છે.

મનુષ્યને જ્યારે પોતાના આત્માનું કલ્યાણ સાધવાનો પ્રયત્ન કરવાનો હોય છે ત્યારે બીજી બધી બહારની ઉફાંદમાંથી તેનું ચિત્ત પાછું હઠી જાય છે. સત્યદૃષ્ટિથી જોતાં આ દેખવામાં આવતું સ્થૂળ જગત અને નહીં દેખાતું સૂક્ષ્મ જગત એ બન્ને વસ્તુથી સાચાં નથી. આ પ્રત્યક્ષ દેખાતું સર્વ જગત મનની કલ્પના માત્ર છે. કેમકે મન જેને જેવું ઠરાવે છે તેવું તે છે. બપોરના તાપમાં રેલવેના પાટાનો ચળકાટ દૂરથી જેમ કોઇ નદી વહેતી હોય તેવો દેખાવ આપે છે એ મેં ઘણીવાર નજરે જોએલું છે. અજાણ્યા અને જાણીતા સર્વને પ્રથમ તો એવો ભ્રમ થાયજ. પણ જાણનાર સુરત પ્હોંચાડે છે કે અહીં નદી નહોતી તે કેમ દેખાય છે. પછી દૂરથીજ જો તેની સુરત પ્હોંચે છે કે એ નદી નથી પણ રેલવેના પાટા છે તો તેને છેક પાસે જઇને જોવાની અગત્ય પડતી નથી. પણ જ્યારે તેવી સુરત પ્હોંચતી નથી ત્યારે તેને પાસે જઈને શું છે તેનો નિશ્ચય કરવો પડે છે. પણ આ સર્વ અહીં નદી નહોતી એવું પ્રથમથી જાણનારના સંબંધની વાત છે. અજાણ્યાને આંખો જે દેખાડે તેજ ખરૂં માનવાનું છે તેથી તે નદીનો નિશ્ચય કરી પછી તે પ્રમાણે ત્યાંથી જવાનું પ્રોગ્રામ રચે છે. આ જગત મને માન્યું હોય તેવું છે અને કેવાએ પ્રકારનું તે સત્યપણે નથી એમ માનવાને ઘણાં કારણો છે. પણ તે સર્વનો અહીં વિસ્તાર કરવો અસ્થાને છે તેથી સ્વલ્પમાં એટલુંજ કે દૃઢ ભાવના વા આસ્થાજ પદાર્થની પદાર્થતા



અને તેના ગુણોને સિદ્ધ કરી દેછે નહીંતો વસ્તુથી ગુણો કે પદાર્થો કાંઈજ સત્ય નથી. ઇશ્વરમાં લવલીન થઇ રહેનારા ભક્તોના સંબંધમાં વિષનું અમૃત થઈ ગયાના, સર્પના પુષ્પના હાર બનીગયાના, ભારે વસ્તુઓ હલકી થઇગયાના, હલકી વસ્તુઓ ભારે થઈગયાના, વિગેરે આશ્ચર્યકારક બનાવો બન્યાનાં પુષ્કળ દષ્ટાંતો શ્રવણમાં આવે છે તેનું કારણ પણ એજ છે. જગત વસ્તુથી સાચું નથી માટે-જ તે ફેરવ્યું ફરી શકે છે. મંત્રબળથી હાથીની કીડી અને કીડીનો હાથી બની જાય છે ત્યાં હાથીની કીડી બનતાં પેલું હાથીનું ભારે શરીર કયાં ગેબ થયું તે રસાયણ શાસ્ત્રીઓ બતાવી શકતા નથી, તેમ કીડીનું શરીર મટીને હાથી થઇ ગયો ત્યાં એ બધું આવ્યું કયાંથી તે પણ તેઓ કહી શકતા નથી. અને મંત્રોથી આશ્ચર્યકારક ફેરફાર થઇ જતા પ્રત્યક્ષ દેખવામાં આવે છે. હકીકતમાં થયું છે એમ કે કીડીના શરીરનો મંત્રબળથી એકદમ વિકાસ થઈ તે હાથી બનીગયું અને હાથીના શરીરનો એકદમ સંકોચ થઈ તે કીડી બનીગયું. પદાર્થો અને શરીરોની ઉત્પત્તિ સ્થિતિ અને લય એ એક અવ્યકત તત્ત્વના સંકોચ વિકાસ વિના અન્ય કાંઇજ નથી. સૂક્ષ્મસૃષ્ટિના જીવાત્માઓ જેવા કે દેવતાઓ ગાંધર્વો પિત્રિયો યક્ષો ભૂતો પ્રેતો પીરો ઓલીઆઓ વિગેરે તથા જેમણે સ્થૂળ ઉપર સામ્રાજ્ય મેળવ્યું હોય એવા યોગિયો સર્વ સ્થૂળસૃષ્ટિમાં ઇચ્છા પ્રમાણે એકદમ ફેરફાર કરી નાંખે છે. તાળાં અને સીલો મારેલામાંથી પદાર્થો લઈ જઇ બીજે ઠેકાણે તાળાં અને સીલોની અંદર મૂકી આવે છે, વજ્ર જેવા બંધ ઘરમાંથી વગર અડચણે બહાર નીકળી જાય છે, સમુદ્રમાં પેસે છે, પાતાળમાં જાય છે, એવું કામ એક ભૂત કરી શકે છે. આટલી બધી ગતિ એક ભૂતનીજ છે તો અન્ય દેવી દેવતાઓના સામર્થ્યનું તો પૂછવુંજ શું. એક સિદ્ધમંત્રવાળા ફકીરે પોતાનો એક ઇતિહાસ મને કહેલો તે આ સ્થળે ઉપયોગી પ્રમાણરૂપ લાગે છે. તે સિદ્ધમંત્રવાળા ફકીર કોઈ સ્થળે આસન નાંખી

બેઠા હતા અને પાસે બેઠેલા લોકો સાથે વાતો કરતા હતા તે-
વામાં એક કસાઇ ત્રણ બકરાં લઇને ત્યાં થઇને જતો હતો તેમના
તરફ સાંઇનું લક્ષ સહજ ગયું તો તેમને તે બકરાં ન લાગ્યાં.
વધારે બારીકીથી જોયું ત્યારે તેમને જણાયું કે એમને કોઇએ
મંત્રથી બકરાં બનાવી દીધાં છે પણ તેઓ માણસ છે. એક વ-
ણિક ત્યાં બેઠો હતો તેને તેમણે તે બકરાં ખરીદી લેવાનું કહ્યું તેથી
તેણે તે ખરીદી લીધાં. પછી સાંઇએ તેમને પોતાના માળાપર
એકાન્તમાં લઈ જવાનું કહ્યું. ત્યાં તે બકરાંની આંખોમાંથી આંસુ
નીકળ્યાં જતાં હતાં. સાંઇએ પોતાના મંત્રબળથી તેમને પાછાં
મનુષ્ય બનાવી દીધાં. તેમની હકીકત પૂછતાં તેઓ તેજ ગામના
એક સુથારની વહુ અને દીકરો દીકરી હતાં. તે સુથાર કામરૂદે-
શના મંત્રવાળી કોઈ સ્ત્રીને પોતાને ત્યાં લાવ્યો હતો. તે સ્ત્રીને
આ લોક ઉપર ઈર્ષ્યા આવવાથી પેલો સુથાર બ્હારગામ ગયો
હતો ત્યારે તેમને પોતાના મંત્રબળથી બકરાં બનાવી દીધાં અને
તે કસાઇને વેચ્યાં. સુથાર ગામથી આવ્યો ત્યારે પોતાની સ્ત્રી
અને છોકરાંને તેણે ઘરમાં જોયાં નહીં. પેલી સ્રીને પૂછતાં તેણે
છૂટી પડતો જવાબ દીધો. એટલામાં પેલો વણિક તે સુથારને
મળ્યો અને સર્વ હકીકત તેને કહી તથા તેનાં બાઈડી છોકરાં
તેને બતાવ્યાં. પછી તેમણે સાંઇનો ઘણોજ આભાર માન્યો અને
કહ્યું કે હવે એ સ્ત્રીને અમારે શું કરવું? સાંઇએ કહ્યું કે એક
મંત્રની ચીજ બનાવીને તને આપીએ તે ઘેર જતાં વેંતજ તારે
તેને મારવી એટલે તે સ્ત્રી બિલાડી થઈ જશે એટલે પછી તારે તેને
મારીને કહાડી મૂકવી. પછી તે જતી હશે ત્યારે અમે વાઘનું
રૂપ લઇને તેને મારી નાંખીશું. તે પ્રમાણે કર્યું અને સુથાર તે
મંત્રવાળી સ્રીના પાશમાંથી મુક્ત થયો. આમ ઘણી રીતે જોતાં
મંત્રથી, યંત્રથી, ટુચકાથી, તાવીજથી, યોગબળથી, અને ઈશ્વર-
ભક્તિના બળથી, વિગેરે પ્રકારોથી આ જગતને ફેરવીને જેવા
પ્રકારનું કરી દેવું હોય તેવું તે થઈ શકે છે તેથી એ જગત વસ્તુથી

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

સત્ય નથી. સત્ય તે છે કે જેમાં કશાથી કદાપિ ફેરફાર થઈ શકે નહીં. આવા અસત્ય અને અનિત્ય જગતના સ્થૂળ ભોગોમાંજ આસક્ત બની તેમાંજ સર્વ આયુષ્યનો વ્યય કરવો એ મૂર્ખનુંજ કામ છે. જીવાત્માને એક પછી એક શરીરો ધારણ કર્યા જઈ અનંત સુખદુઃખની પરંપરા ભુક્તમાન કરવાના અપાર દુઃખસમુદ્રમાંથી મુક્ત કરવાને બદલે તેને તેમાં વધારે અને વધારે ફસાવ્યાં કરવો એ મહા મૂર્ખતાથી મનુષ્યનું હિત સધાય છે કે અહિત થાય છે તે બુદ્ધિમાનને તો સહજ લક્ષમાં આવશે. પ્રકૃતિનાં રહસ્યો પ્રગટ કરવામાંજ મચ્યાં રહી તેમાંજ સમગ્ર જીવન ગાળવાનું કામ અન્યદેશીઓને ભલે યોગ્ય લાગે અને તેઓ પોતાના એ કુશ્કા ખાંડવા જેવા દેહ છોડયા પછી કશાજ કામમાં ન આવે એવી કમાઈ કરાવનારા અને તેથી સત્ય દૃષ્ટિથી નિષ્ફળ શ્રમને ભલે સાર્થક ગણે, પણ મોક્ષભૂમિકારૂપ આર્યાવર્તના પવિત્ર આર્યોને તો તે શરીરનાજ ઉપયોગમાં આવનાર સર્વ પ્રાકૃત વિદ્યાઓ નિરર્થક છે અને તેથી તૃણ જેટલી કિંમતની પણ નથી, પણ ઉલટી ઈશ્વરના રસ્તામાંથી બહાર કહાડી સત્ય પુરૂષાર્થથી ભ્રષ્ટ કરનાર અને સંસારકીચમાં વધારે અને વધારે કળાવનાર હોવાથી એ મિથ્યાજ્ઞાન રૂપ વિદ્યાઓ તેમનું હિતને બદલે અનંતગણું અહિત કરનારી છે તેથી સર્વથા ત્યજવા યોગ્ય છે.

આર્યાવર્ત ઉપર લગભગ ૭૦૦ વરસ સુધી મુસલમાની રાજ્ય રહ્યું. તે દરમ્યાનમાં મુસલમાનોના પુષ્કળ આચાર વિચાર આર્યોમાં દાખલ થઇ ગયા છે અને તે ધીમે ધીમે એવા તો રૂઢ થઇ ગયા છે કે તે મુસલમાની રીવાજનું અનુકરણ છે એ વાતની બારીકીથી તપાસ કર્યા વિના ખબર પણ પડે નહીં. બીજા રીવાજોમાં મુસલમાનોના અનુકરણ રૂપ એવો પરણેલાં સ્રીપુરૂષને પાળવાની લજ્જા અથવા મર્યાદાનો મુસલમાની રીવાજ પણ આર્યોમાં દાખલ થઈ ગયેલો છે. મુસલમાનોમાં સ્રિયો “ઝનાના” ગણાય છે. તેમનાં લગ્નો વિષયસેવનના સ્થૂલ હેતુને અર્થે કર-

વામાં આવતાં કરારનાં લગ્નો છે તેથી શરીરનું યૌવન રૂપ અને ચતુરાઇનો મોહ એજ તેઓમાં દંપતીને જોડી રાખનાર કારણ હોય છે. એવા મોહથી થયેલા કામીપણાને તેઓ પ્રેમ કહે છે. સ્ત્રિયોના રૂપ ઉપર મોહિત થઈ જઈ કોઇ તેમને શિયળથી ભ્રષ્ટ કરે નહીં અથવા તે સ્ત્રિયો કોઇ પુરૂષના રૂપ ઉપર મોહિત થઇ જઈ વ્યભિચાર કરી બેસે નહીં એટલા માટે પોતાની સ્ત્રિયોને પડદામાં રાખવાનો તેમનો રીવાજ છે. તેમના લગ્નનો બંધ કરાર પુરતોજ હોવાથી અને લગ્નથી તેમનો સાધ્ય હેતુ ધર્મ નહીં હોવાથી તથા દંપતીમાં સત્યપ્રેમના અભાવથી તેમની સ્ત્રિયો ધર્મબળથી કેવળ રહિત હોય છે. વિષયતૃષાથી પરાધીન અંતઃકરણ-વાળી તે સ્ત્રિયો નિરંતર ભોગનીજ લાલસાવાળી હોય છે કેમકે તેમને પતિવ્રત જેવું કોઇ દિવ્યવ્રત ધારણ કરી ધર્મની દૃઢ ટેકથી મરણ સુધી અસ્ખલિત શિયળ જાળવી પતિપરાયણ જીવન ગાળવાનું હોતું નથી, અને એમ ન હોય તો તેમને આમ પડદા અને પહેરામાં શું કરવાને રાખવી પડે? પવિત્ર આર્યાવર્તમાં સ્ત્રિયોને પડદામાં રાખવાની અગત્ય કદાપિ નહોતી. દૃઢ પતિવ્રતવાળી જ્વલંત તાપસીઓ અહીંની સ્ત્રિયો એક સત્યધર્મને અચળપણે ધારણ કરી રાખનારી હતી, અને તેઓ પોતાના પતિ સાથે એવા અભેદ સત્યપ્રેમથી જોડાતી કે પતિનું શરીર છૂટી જતાં તેની સાથે જવા માટે પોતાનું શરીર તેના શવ સાથે તેઓ અગ્નિમાં બાળી દેતી. આવી દૃઢ ધર્મચુસ્ત અને સત્યપ્રેમી સ્ત્રિયોમાં શિયળથી ભ્રષ્ટ થવાની શંકા કોઇ કેમજ કરી શકે. એ સત્યધર્મના પ્રતાપથીજ તેમનું ઘણું ભારે માહાત્મ્ય ગણાતું, જેમાંની કેટલીક સતીઓ તો સવારમાં ઉઠીને સ્મરણ કરવા યોગ્ય દેવીઓ કે જગદંબાઓ તુલ્ય હજી પણ આસ્તિક આર્યકુટુંબોમાં ગણાય છે.

મુસલમાનોના અનુકરણરૂપ દાખલ થયેલો મર્યાદાનો ચાલ પ્રથમ આર્યાવર્તમાં નહોતો. આર્યોનાં લગ્નો સહધર્માચરણને અર્થે સ્ત્રીપુરૂષને સત્યપ્રેમથી જોડી દઈ જીવતાં સુધીની અભેદ

મિત્રતાના હેતુથી કરવામાં આવે છે કાંઈ વિષયસેવનના હેતુને લઈને કરવામાં આવતાં નથી. તેવા હેતુથી કરવામાં આવતાં હોત તો અત્રેનાં લગ્નો પણ મુસલમાનો અને ઈંગ્રેજોના જેવાં કરારનાં લગ્નો કે જે જ્યારે ફાવે ત્યારે રદ કરી દેવાય છે તેવાંજ હોત. આર્યોમાં લગ્ન એ એટલું બધું પવિત્ર અને દેવતાઇ કાર્ય છે કે તે વધૂ અને વરનાં અંતઃકરણોને વેદના પવિત્રમંત્રો વડે પ્રેમ નામના દિવ્યરસાયણથી ઝાળીને એકરૂપ કરી દે છે. આવાં એકરસ થઇ રહેલાં દંપતીમાં ભેદની શંકા કરાવવી એ ભારે મૂર્ખાઈ છે. એમ છતાં અત્યારે જોઇયે છીયે તો દંપતીને તેમનાં માતાપિતા અન્ય વડીલો અને ઈતર મનુષ્યોની અન્યોઅન્યને બોલાવવામાં, સંલાપમાં, સમીપ બેસવામાં, એક બીજાનાં કામ કરવામાં, વિગેરે બાબતોમાં મર્યાદા પાળવાની હોય છે અર્થાત્ તેમને તેઓની સમક્ષ તે તે કાર્યો કરતાં અટકવું પડે છે. આ બાબત કેટલાંએક મનુષ્યોનો એવો અભિપ્રાય છે કે એવો પ્રતિબંધ હોવો એ યુવાન દંપતી વિષયી ન થઈ જાય એટલા માટે ઘણો જરૂરનો છે. ઉછરતી વયનાં દંપતીને વડીલો આદિના દેખતાં પણ પરસ્પરનાં કાર્યો નિર્ભયપણે સાધવા દેવાથી તેમનાથી વિનયની હદ ત્યજાવાનો બહુ ભય રહે છે તથા કેટલાંએક નિરંકુશ દંપતી નિર્લજ્જપણે વડીલોના સમક્ષ અન્યોઅન્યમાં ઠઠ્ઠા મશ્કરી આદિ અયોગ્ય વર્તન ચલાવે એવો સંભવ રહે છે, માટે જે મર્યાદા રૂઢીથી સ્થાપવામાં આવી છે તે અત્યંત બુદ્ધિપૂર્વક અગત્યની સમજીનેજ સ્થાપેલી છે તેથી તેના સામેનો આક્ષેપ પાયાવિનાનો છે. વળી હાલમાં સુધારાનાં અનુયાયીઓએ કરેલા સહરહુ મર્યાદાના અતિક્રમણથી તેમને કોઈ સવિશેષ લાભ થયો હોય એમ જાણવામાં આવતું નથી પરંતુ ઉલટું તેઓ લોકમાં નિંદાને પાત્ર થવા ઉપરાંત અત્યંત નિર્લજ્જ થઇ જવાથી તેઓ લોકમર્યાદાની પણ હયા મૂકી વહી ગયેલાં છટકેલ મનુષ્યોની માફક કોઈ પણ મનુષ્યથી ન દબાતાં સ્વચ્છંદપણે વર્તનારાં થઇ જાય



છે તેથી મર્યાદાનો રીવાજ દૂર કરતાં મનુષ્યને લાભ ન થતાં કેવળ હાનીજ થતી નજર આવે છે. આવો અભિપ્રાય ઘણાકાળથી રૂઢ થઈ રહેલા મર્યાદાના ચાલને હિતરૂપ લેખવનારા કેટલાએક ગતાનુગતિકો ધરાવે છે પણ તે સૂક્ષ્મદૃષ્ટિવિચાર વિનાનો પરંપરાથી ચાલતા આવેલા રીવાજને માન અર્પીને બાંધેલો અભિપ્રાય છે. આ અભિપ્રાય ઉપર ઉપરથી જોતાં સત્ય હોય એમ ભાસતો જણાય છે પરંતુ બુદ્ધિના સૂક્ષ્મ વિચારથી નિષ્પક્ષપાતપણે તપાસી જોતાં મર્યાદાના રીવાજની આપાતરમણીયતા જણાતાં છતાં તે જનસમાજને એક ભયંકર વિષનીજ ગરજ સારે છે એમ સ્પષ્ટ માલમ પડે છે. અત્યંત રૂઢ થઈ ગયેલો આ મર્યાદા પાળવાનો ચાલ પેઢીઓગતથી ચાલતો આવતો હોવાથી તે ભૂલ ભરેલો છે એ વાત સાંભળી ઘણાં બુદ્ધિમાન મનુષ્યો પણ આશ્ચર્યચકિત થઇ જાય એમાં નવાઈ નથી, પણ યથાર્થ વિચારદૃષ્ટિથી જોતાં હવણાંજ તેમને જણાશે કે એ ચાલ કેવળ શાસ્ત્રવિરૂદ્ધ છે એટલુંજ નહીં પણ એવો બેવકુફી ભરેલો ચાલ પ્રજામાં દાખલ થવાથી પ્રજાને જે અહિત શોષવું પડયું છે તે એટલું મોટું છે કે તેનો ખ્યાલ કરી જોતાં અપાર ખેદ ઉપજ્યા વિના રહેતો નથી. આ મર્યાદા માત્ર લૌકિક રૂઢીથીજ દાખલ થઈ ગયેલી છે એમ સ્પષ્ટ જણાય છે કેમકે સંસ્કારભાસ્કર આદિ વરકન્યાના વિવાહની વિધિને તથા તેમાં કરાવાતા આચારોને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોને તપાસતાં વિવાહની પવિત્ર ગ્રંથીથી જોડાનાર દંપતીને જનસમાજની કે વડીલોની સમક્ષ સાથે બેસવામાં કે બોલવામાં શરમ અથવા લાજ કે મર્યાદા પાળી તેમ કરતાં અટકવાનું હોય એમ કિંચિત જણાતું નથી. કર્મમાર્ગોની વિધિયો જોતાં શાસ્ત્રકર્તાનો મર્યાદા અથવા લજ્જાને દૂર મૂકી દેવાનો હેતુ છે એમ ખુલ્લીરીતે સમજાય છે. દંપતીને જો હાલ ચાલતા રીવાજ પ્રમાણેની મર્યાદા પાળવાની હોય ત્યારે તો કન્યા આઠથી દશ વર્ષ સુધીમાં પરણીને પોતાના પતિ પાસે રહી વિ-



ધાભ્યાસ શી રીતે કરી શકનાર હતી અને ત્યારે પછી "**वैवाहिको विधिः स्त्रीणामौपनायानिकः स्मृतः ॥** વિવાહનો વિધિ સ્ત્રિયોને ઉપનયન એટલે વિદ્યાપ્રાપ્તિનો અધિકાર આપનાર સંસ્કારને તુલ્ય છે.॥" એ શાસ્ત્રવાકયનો પણ શો અર્થ રહ્યો ? માત્ર પ્રજા ઉત્પન્ન કરી તેને ઉછેરીને મોટી કરવી અને ઘરની ઠઠવેઠ કરવી એટલોજ કાંઈ લગ્નનો હેતુ નથી પણ "**પતિપત્નીની સત્યપ્રેમની અભેદમિત્રતા એજ લગ્નનો સત્યહેતુ છે,**" અને એજ એક હેતુને સિદ્ધ કરવા પ્રતિ શાસ્ત્રનું લક્ષ છે. લગ્નમાં કન્યાનું વય નાનું રાખવાનું કારણ એ છે કે તેનો વિદ્યાભ્યાસનો સમય ગુમવાઈ જાય નહીં. ભણુવાની વય આઠ વરસથી હોવાથી, મગજમાં સ્મરણુની તે સમયે સારી યોગ્યતા હોવાથી, તે સમયના કુમળા વિચારો જેમ વાળીએ તેમ વળે એવા હોવાથી, તથા સ્ત્રિયોના ગુરૂ માત્ર તેમના પતિજ થઇ શકે અને તે વિના અન્યને તેમને ભણાવવાનો અધિકાર નથી એવી શાસ્ત્રની આજ્ઞા હોવાથી આજ વયમાં કન્યાનું લગ્ન કરવાની શાસ્ત્રની આજ્ઞા છે.

લગ્નથી પતિપત્ની થયેલાં દંપતીની સાચી એકતા થઇ છે એવી તેમને તથા સર્વ જનસમાજને ખાત્રી થવા માટે વિવાહની ક્રિયામાં કેવાં વિધાન મૂકેલાં છે તે જુઓ. લગ્ન સમયે જ્યારે વર તોરણે આવે છે ત્યારે સર્વની સમક્ષ કન્યા તેને જાતે તેડી લાવવાને જાય છે. પોતાના વરની પાસે જઈ તેમના ચરણુ વંદી ચરણસ્પર્ષ કરે છે અને પછી તેમને મંડપમાં પધારવાની સંજ્ઞાથી વિનતિ કરે છે. એટલા કન્યાના પ્રત્યાગમન અને વંદનાદિ માન વિના પરણુવા આવનાર બ્રહ્મચારી કન્યાની માતાએ આવતાની સાથે હર્ષથી વધાવી લીધા છતાં તથા પ્રેમથી તેનાં ઓવારણાં લીધા છતાં મંડપમાં જવાની ઈચ્છા કરતો નથી એ તેની મહત્તાને યોગ્યજ છે. મંડપમાં સર્વ મનુષ્યની સમક્ષ કન્યાને તેના વરની પાસે બેસાડી સમગ્ર ધર્મક્રિયા કરવામાં આવે



છે, સર્વના સમક્ષ વરકન્યા પરસ્પરને પાળવાની પ્રતિજ્ઞાઓ બોલે છે. તેમની સંપૂર્ણ એકતા જનસમાજને સ્પષ્ટ થાય એટલા માટે તેમને એક બીજાને હાથે કંસાર જમાડાય છે. તે વખતે વર પોતાની પત્નીને નીચેનો મંત્ર કહીને સર્વના દેખતાં નિર્ભયપણે તેના મુખમાં કંસારના ગ્રાસ પ્રેમથી ખવડાવે છે અને કન્યા પતિના મુખમાં તેજ પ્રમાણે એ વાતને અનુમતિ આપતી પ્રેમથી ગ્રાસ ખવડાવે છે. વરકન્યા ચરભક્ષ કરતી વેળાએ વર આ મંત્ર ભણે છે—**अथ स्थालीपाकं वधूं वरः प्राशयति । (मंत्रः) ॐ प्राणैस्ते प्राणान् संदधामि अस्थिभिरस्थीनि मांसैर्मांसानि त्वचा त्वचमिति ॥** અર્થ—હવે વહુને વર સ્થાલીપાક જમાડે છે ( આ વેળાએ કોઈ જ્ઞાતિયોમાં કંસાર કોઇમાં ભાત અને કોઇમાં ખાંડ વિગેરેના કોળીયા અરસપરસ ભરાવવાના રીવાજ પ્રચલિત છે ).—ૐ તારા પ્રાણોની સાથે મારા પ્રાણોને સાંધું છું, હાડકાં સાથે હાડકાંને સાંધું છું, માંસ સાથે માંસને સાંધું છું, અને ચામડી સાથે ચામડીને સાંધું છું. અર્થાત્ પ્રાણ સહિત બન્ને દેહોને એવા એક કરી દઉં છું કે કોઇ રીતે જુદાઈને કિંચિત અવકાશ મળે નહીં. વળી વર જ્યારે કન્યાને ખભે હાથ મૂકી હૃદયને સ્પર્ષ કરે છે ત્યારે તે આવો મંત્ર ભણે છે.—**अथवरो वध्वा दक्षिणांसस्योपरि हस्तंनीत्वा तस्या हृदयमालभते। (मंत्रः) ॐ ममव्रते ते हृदयं दधामि ममचित्त मनुचित्तं ते अस्तु । ममवाच मेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥ इत्यनेनमंत्रेण ॥** અર્થ—હવે વર વહુને જમણા ખભા ઉપર હાથ મૂકી તેના હૃદયને સ્પર્ષી કહે છે.—ૐ તારા હૃદયને મારા વ્રતને અર્થે એટલે પતિસેવાપરાયણ થવા માટે સ્થાપિત કરૂં છું. તારૂં ચિત્ત મારા ચિત્તને અનુસરતું રાખજે, મારી વાણી એક મનથી સાંભળી તે પ્રમાણે વર્તજે અર્થાત્ મારી સર્વ આજ્ઞાનું પાલન કરજે, પ્રજાપતિ બ્રહ્મા તને મારી સેવામાં યોજો. ( આ મંત્રો આજે તો આચાર્ય બોલી જઇ જેને એ ક-

કહેવાનું હોય તેની પાસે મમ કહેવડાવે છે એટલે એ તેણે કહ્યું એમ ગણાય છે.) સપ્તપદીમાં કન્યા દેવ બ્રાહ્મણ અગ્નિ વડિલ સગાં ઇતરજન અને અંતર્યામી ઈશ્વરના સમક્ષ આવી પ્રતિજ્ઞાઓ બોલે છે અને વર તેનો સ્વીકાર કરે છે. "પ્રથમ પગલે કન્યા બોલી કે તમારી સાથે સુખદુઃખમાં ભાગીયણ થઇને જ્યાં તમે ત્યાંજ હું રહીશ. બીજે પગલે બોલી કે બાલકથી વૃદ્ધ સુધી સર્વ કુટુંબનું રક્ષણ કરીશ અને પ્રાપ્ત અપ્રાપ્તમાં સંતોષ રાખીને રહીશ. ત્રીજે પગલે તે બોલી કે નિત્ય પતિભક્તિમાંજ પ્રીતિવાળી હું પ્રતિવ્રતા થઈશ અને નિરંતર પ્રિય બોલનારી થઈશ. ચોથે પગલે તે બોલી કે તમારી દુઃખી સ્થિતિમાં હું દુઃખી થઈશ અને સુખી સ્થિતિમાં સુખી થઇશ એમ સુખદુઃખમાં હું ભાગ લઇશ તથા સદા તમારી આજ્ઞા પાળીશ. પાંચમે પગલે તે બોલી કે ઋતુકાળે ચોથા દિવસને અંતે સ્નાન કર્યા પછી પવિત્ર થઇને તમારી સાથે રમીશ અને અન્ય પુરૂષ પાસે કદાપિ જઇશ નહીં. છઠ્ઠે પગલે તે બોલી કે આપણી બન્નેની અહીં પ્રીતિ થઇ છે અને તમે મને છેતરી નથી તે બાબતના આપણા સાક્ષી શ્રી વિષ્ણુભગવાન છે. સાતમે પગલે તે બોલી કે હોમ યજ્ઞ વિગેરે સર્વ ધર્મ અર્થ અને કામનાં કાર્યોમાં તમારી સહાયમાં રહીશ." આ શિવાય વરઘોડા વિગેરેમાં પણ તે બન્ને સાથે બેસીને બજાર વિગેરે સર્વ પ્રસિદ્ધ સ્થાનોમાં વડીલો સગાં અને બીજાં સર્વની સાથે ફરે છે તથા સર્વ સમયે સાથે ઉઠે બેસે છે તથા જાય આવે છે. આમ શાસ્ત્ર દંપતીના સર્વવ્યવહાર લોક લજ્જાદિ ભયથી નિવૃત્ત રહીને સાથે રહી કરવાને આજ્ઞા આપે છે. આ સર્વથી વિવાહકાર્યવડે બન્ને વરવધૂ જોડાઇને એક થઈ જાય છે અને બે જીવજાનમિત્રની જોડી બની રહે છે, અને તેમનો પ્રેમ વ્યભિચારીઓના વિષયસુખપ્રાપ્તિના સાધન તરીકેનો સ્વાર્થમાત્ર પુરતો વિષયીપ્રેમ કે જે ન્યાયવિરૂદ્ધ અધર્મરૂપ હોવાથી જનસમાજથી તેમને સંતાડી રાખવો પડે છે તેવો એકાન્ત માગનારો કામીપ્રેમ

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

નથી પણ અંતઃકરણના અભેદ ઐકયવાળો સત્યપ્રેમ કે જે પૂર્ણ-પવિત્ર મંગલરૂપ અને જગજાહેર તથા શાસ્ત્રસંમત અને તેથી ધર્મ-રૂપ છે તે નિઃસ્વાર્થ શુદ્ધ નિર્મળ આત્મીય પ્રેમ છે એ સ્પષ્ટ થાય છે. લગ્નવિધિ સાથે કરવામાં આવતા બીજા આચારો પણ આજ વાતને પુષ્ટી આપે છે. દંપતીના અવશે ધરહેલા લોકલજ્જાભયને પૂરેપૂરો નિવૃત્ત કરી દેવામાટે અને પોતાની બન્ને જણની એક-તાની તેમને પૂર્ણ ખાત્રી પડે એટલામાટે તેમને ગંજીફો બાંજી એકીબેકી વિગેરે રમતો સર્વના દેખતાં રમાડવામાં આવે છે. વળી લગ્ન પછી બધીજ ધર્મ ક્રિયાઓને તે દંપતી સાથે રહીને કરે છે. અગ્નિહોત્ર પંચયજ્ઞ વિગેરે સર્વ દેવ પિતૃ અને મનુષ્ય કાર્યો જે નિત્ય કરવામાં આવે છે ત્યાં પણ દંપતીએ સાથે રહીને તે તે ક્રિયાઓ કરવાની શાસ્ત્રની આજ્ઞા છે. લોક લજ્જાના કેવળ નિવારણને માટે કેટલીક નાતોમાંતો વળી લગ્ન પછી સર્વના સમક્ષ દંપતીને અન્યોઅન્યને બાળક લેવા આપવાનું તથા સા-માસામી બીજી ઘરસંસારની વાતો કરવાનું નાટક કરાવવાનો ચાલ છે. શાસ્ત્રની આજ્ઞાને અનુસરીને પાળવામાં આવતા લગ્ન-વિધિના અંગના આ રીવાજો અને સર્વ ધર્મકાર્યોમાં તેમણે સાથે રહેવાના રીવાજો એજ સૂચવે છે કે દંપતીએ તેમના વેદશાસ્ત્ર વિધિથી થયેલા જાહેર લગ્ન પછી પોતાની પૂર્ણ એકતા સમ-જવાની છે અને તેમણે નિર્ભયપણે વ્યવહાર તથા પરમાર્થમાં એકસ્વરૂપ રહી અખંડ સત્યપ્રેમથી ગૃહસ્થાશ્રમના અવધિ પર્યન્ત પરમપવિત્ર અને મહત્તાવાળું જીવન ગાળવાનું છે.

દંપતીને માતાપિતા આદિ વડિલવર્ગની આજ્ઞા પાળવાની છે નહીંકે તેમની મર્યાદા પાળવાની છે. તેમણે વડીલોની સેવા કરવાની છે નહીંકે તેમનાથી સંતાતાં ફરવાનું છે. મર્યાદાના મિશથી વડીલો અને સગાંઓથી સંતાતાં ફરવાની દંપતીને, ફરજ પાડીને વડીલો અને સગાં શું સુખી થયાં છે? નહીંજ. વરવધૂને પ્રગટપણે અન્યોઅન્યની સાથે સંલાપાદિ વ્યવહાર કરવા નહીં દીધાથી તેમના



વિચારો અને કામોમાં ભેદ પડતો જાય છે. બન્નેના એકપણા વડે કરીને—એકમતે કરીને—જે કામ જેવી રીતે થઈ શકત તે કામ તેવી રીતે થઇ શકતું નથી. અને એ રીતે વડીલોના અને તેમાં સમાયેલા દંપતીના વ્યવહાર ઉપલક રીતે કામ થવાથી ધીમેધીમે બગડતા જાય છે અને તેના પરિણામમાં વડીલોને તે દંપતીથી અને દંપતીને વડીલોથી જુદાં પડી જવાની જરૂર પડે છે. આ મર્યાદાના દુષ્ટ રીવાજને લીધેજ દંપતીને અન્યો અન્યનાં કાર્ય સાધવાની તક જનસંસર્ગમાં ન આપતાં તેમનાં વડીલો તેમને માટે સ્વતંત્ર સ્થાન નિર્ણીત કરી આપે છે અને જ્યારે જ્યારે કામ હોય છે ત્યારે ત્યારે દંપતીને પેલા સ્વતંત્ર સ્થાનમાં જવાની જરૂર પડતી હોવાથી તેમને ઘણો વખત એકાન્તમાં રહેવાનું થતું હોય છે, અને એકાન્ત વિષયવાસનાનું પોષક હોવાથી તેમની વિષયવાસનાને આ પ્રમાણે વધી પડવાને કારણ મળે છે. વળી મર્યાદાના બંધને લીધેજ રાત્રીના નિવૃત્તિના સમયે અન્યોઅન્યની મિત્રતા અને પ્રેમના સંવર્ધનને અર્થે તેઓને પરસ્પરનો સહવાસ સેવવાની અગત્ય ગણીને તેઓને પોતાના સ્વતંત્ર સ્થાનમાં એકાન્તે શયન કરવા દેવામાં આવે છે. આથી પણ વિષય વાસનાની અમર્યાદ વૃદ્ધિ થવાનો ખાસ સંભવ છે. કેટલીક વર્ણોમાં જ્યાં મર્યાદા પાળવાનો રીવાજ કાયમ છે છતાં આ પ્રમાણે દંપતીને એકાન્તને માટે સ્વતંત્ર સ્થાન કરી આપવામાં આવતું નથી ત્યાં તે દંપતીને અન્યોઅન્યના સહવાસનો અવકાશ ન મળવાથી તેઓ હીજરાય છે. તેમને વડીલોની સાથે રહેવું આ કારણથી ગમતું નથી તેથી બનતી ઉતાવળથી કોઈ પણ પ્રસંગ ઉભો કરી તેઓ વડીલોથી જુદાં રહેવાનો પ્રયત્ન કરે છે અને પુરૂષને સ્વતંત્ર રીતે પોતાના કુટુંબનું ભરણ પોષણ કરવાની જરાસરખી પણ શક્તિ આવતાં તેઓ પોતાના વડિલ વર્ગથી જુદાં પડી સ્વતંત્રપણે રહેવા લાગે છે. આ પ્રમાણે તેઓ પોતાના વ્યવહારના આરંભમાંજ માતાપિતા અને

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

ભાંડુ વર્ગના હિતથી પોતાના હિતને જુદું સમજવા લાગતાં સમયજતાં તેમની વચ્ચે ઘણો ભેદ પડી જાય છે અને તેઓ *અન્યોઅન્યને કેવળ ઈતરમનુષ્ય જેવાં ગણતાં થઈ જાય છે.*

મર્યાદાનો ઢાંગ ત્યજી દઈ દંપતીને જનસંસર્ગમાં વાતચીત વિગેરે વ્યવહાર કરવાની છૂટ આપ્યાથી તેમને માટે સ્વતંત્ર સ્થાનની યોજના કરવાની જરૂર પડતી નથી અને તેથી વિષયવાસના કેવળ દબાયેલી રહેછે, અને એમ થતાં બ્રહ્મચર્ય પાળવાના અભ્યાસમાં તેમની દ્રઢતા થતી જાયછે. રાત્રીએ શયન સમયે સ્રિયોના સમુદાયમાં સ્રિયો અને પુરૂષોના સમુદાયમાં પુરૂષોનું શયન થતાં વિષયવાસનાનો કેવળ અટકાવ થાયછે. અને તેથી સુદ્રઢ બ્રહ્મચર્ય પળાય છે, મર્યાદાના બંધને લીધેજ આમ લગ્નથી જોડાયેલાં વરવધૂનું જીવન એક કૌતુક જેવું થઈ ગયું છે. અને તેથી લગ્નથી જોડાનાર દંપતીના દાંપત્યનો હેતુ વિષયસેવન સર્વત્ર સમજી લેવામાં આવ્યું છે, નહીં તો સ્રી એ પુરૂષની સહધર્મચારિણી છતાં જાણે વિષયસેવન માટેજ હોય તેમ વરકન્યાનાં વડીલો તેમની વિષયસેવનની યોગ્યતા થયેથીજ તેમને અન્યોઅન્યના સહવાસમાં આવવા દે છે અને તે પ્હેલાં તેમને સહવાસની અગત્ય નથી એમ સમજે છે તે શાથી સમજે ? દંપતી નાની વયમાં હોય "તેથી અન્યોઅન્યના સહવાસથી નિર્મળ પ્રેમ ઉપજી તેમની મિત્રતા દ્દઢ જામે છે. પ્રેમના સ્વરૂપના અજ્ઞાનને લીધે અને તેની ઉત્પત્તિનું મૂળ જે હૃદયની એકતા તેનો તેમને જન્મભરમાં કરશોજ અનુભવ નહીં હોવાથી તે ઉત્પન્ન થવાનાં સાધનો રચી આપવાની અગત્ય દંપતીને માટે તેઓ ગણુતા નથી. પતિવ્રત તથા પત્નીવ્રતના સ્વરૂપનો અર્થ તેઓ વિષયસેવનની મર્યાદા બાંધવા જેટલો અટલે બીજસંરક્ષણ જેટલોંજ કરે છે. જે દંપતીના અંતઃકરણમાં વ્યભિચાર કરવાની વૃત્તિને અવકાશ આપવામાં આવતો નથી તેમને એ વ્રત પાળનારાં તેઓ ગણે છે



અને આમ થવાથી પતિવ્રત અને પત્નીવ્રત જે દૈવી સામર્થ્યને ઉપજાવતાં હતાં તે દૈવીસામર્થ્ય આમનામાં ઉપજતું જણાતું ન હોવાથી એવું સામર્થ્ય ઉત્પન્ન થઈ શકે છે એ વાર્તાને તેમનું મન માની શકતું નથી, તેથી અશ્રદ્ધાને લીધે તે દૈવીહેતુઓને સમજવાનો પ્રયત્ન પણ તેઓ કરતા નથી. વળી દંપતીની વિષયસેવનની યોગ્યતા થયેથી તત્કાળ તે વડીલો તેમનું સ્વતંત્ર વિષયાગાર મુકરર કરી ત્યાં જવાંની સર્વને મના કરે છે અને એમ આડકતરી રીતે જાણે તેમને કામદેવની નવધા ભક્તિ કરવામાંજ યૌવનનો ઉપયોગ કરવાનો છે એવું શીખવતાં હોય તેવું વર્તન તેઓ રાખે છે. મર્યાદાના દબાણને લીધેજ ગૃહસ્થપણાના ધર્મનો તથા તે આશ્રમમાં પાળવાના બ્રહ્મચર્યનો તથા તેમાં થતા સ્ખલનના માઠા પરિણામનો કોઇ પણ ઉપદેશ તે વડીલો દંપતીને આપતા નથી અને યુવાન દંપતીને મર્યાદાને નામે એકાન્ત સોંપી વિષયી કરી નાંખે છે.

અરે! અરે! જે વિષયસેવનની કુંવારાં અને વૈધવ્યવાળાં સ્ત્રીપુરૂષોને સજ્જડ મના કરી તેમને અષ્ટાંગ બ્રહ્મચર્ય પળાવવામાં આવે છે તે કામને માટે જાણે બ્રહ્માને ઘેરથી ખાસ પટો મળ્યો હોય તેમ પરણેલાં માણસો ઉઘાડે છોગે ગમે તેટલા અત્યાચારથી વર્તે છે તો તેમને કોઇ રોકતું નથી, અને મર્યાદાને નામે મૌન ધારણ કરી જુવાન અને કામી દંપતીને તેમનાં વડીલો સ્વચ્છંદપણે વર્તવા દેછે એ કેટલી બેવકુફીની વાર્તા છે!! એક પાસ શાસ્ત્રો કાન ફુટી જાય એવા શબ્દોથી ઉગ્રબ્રહ્મચર્યનો બોધ કરે છે ત્યારે બીજી બાજુથી મર્યાદા નામના રીવાજે યુવાન દંપતીને સ્વતંત્ર અલગ વિષયાગાર સોંપાવી એક માસનું બ્રહ્મચર્ય કે જે ફરજ્યાત છે તે પાળવાની વૃત્તિ કોઇને ભાગ્યેજ થાય એવી વ્યવસ્થા કરી છે. શિવ શિવ!! જેમ મદ ઉત્પન્નકરનાર પદાર્થો સેવ્યાથી નીશો ચઢે છે તેમ પોતાની પત્નીના એકાન્તના રમતગમતના સંસર્ગથી કામ પ્રગટે છે, માટે પોતાની ધર્મપત્નીનો એકાન્તિક કામોત્પાદક રમતગમતનો સંસર્ગ ધર્મ-

શાસ્ત્રને અનુસરીને વર્તવા ઈચ્છનાર વિવેકી પુરૂષે રાખવો એ કેવળ અયોગ્ય અને અધર્મમાં દોરનારૂં વર્તન છે. કોઇને શંકા થાય કે આમ થતાં તો દંપતીને પાળવાના બ્રહ્મચર્યનો અંત કદાપિ ભાગ્યેજ આવે તો ધર્મશાસ્ત્રની આજ્ઞા ન જાણવાથી આ શંકાને અવકાશ મળે છે. ધર્મશાસ્ત્રની એવી આજ્ઞા છે કે સ્ત્રી ઋતુસ્નાત થતાં તેની ગર્ભધારણની યોગ્યતા જણાયેથી શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે ગર્ભાધાનનો સંસ્કાર કરવો જોઇયે. એ સંસ્કાર જાહેર રીતે કરવામાં આવે છે અને તે રાત્રીએ પુરૂષ વેદના મંત્રોના ઉચ્ચાર પૂર્વક સર્વને સુવિહિતપણે પરમેશ્વરની આજ્ઞારૂપ ધાર્મિક ક્રિયા સમજીને માત્ર પુત્રોત્પત્તિના હેતુથીજ પોતાની ધર્મપત્નીમાં માંગલ્યની ભાવના કરીને પ્રસન્ન ચિત્તથી પરમાત્માના પવિત્ર નામોચ્ચારણ સાથે ગર્ભનું આધાન કરે છે. આજના વિષયીઓ આ વાતને હસવા જેવી માને એવો સંભવ છે કેમકે ગર્ભાધાનની ક્રિયાને હાલના લોકોએ રમતગમતના ઉપયોગમાં લીધાથી અને તેમાં પણ વિષયની હદ તજ્યાથી તેઓ ઉપદંશ પ્રમેહ વિસ્ફોટક આદિ વ્યાધિયોના ભોગ થઇ પડયાથી એ ક્રિયા જુગુપ્સિત અને શરમભરેલી થઈ પડેલી છે. પણ યથાર્થ રીતે શાસ્ત્રના ધોરણથી વર્તનારને તે ક્રિયા તેવી સમજવાની નથી પરંતુ પરમાત્માની આજ્ઞારૂપ મહાન પવિત્ર અને પુણ્યરૂપ ક્રિયા તેને સમજવાની છે. આ ગર્ભાધાનની ક્રિયા જો જુગુપ્સિત અને શરમભરેલી હોત તો સુધન્વા નામના રાજાએ યુદ્ધમાં જતી વેળાએ પોતાની સ્ત્રીને ઇશ્વરની આજ્ઞા સમજીને ગર્ભાધાન આપ્યાનું જે મહાભારતમાં આખ્યાન છે તે તેવું ન હોત. યુદ્ધ મરણનું સ્થાન છે તેથી તેની પત્નીએ પોતાના ગર્ભધારણની યોગ્યતાવાળા ઋતુના દિવસો હોવાથી એક પુત્ર ફળ લઈ લેવા માટે પોતાના પતિને ગર્ભ આપવાને વિનતિ કરી. સુધન્વા મહાન ઇશ્વરભક્ત હતો. તે વખતે તેના પિતાએ પડો વગડાવી એવો હુકમ કહાડ્યો હતો કે આપણામાંથી જે કોઇ આ યુદ્ધમાં નહીં આવે



તેને ઉકળતા તેલમાં તળી નાંખવો. સુધન્વાને એ વાતની ખબર હતી, પણ ઇશ્વરની આજ્ઞારૂપ પત્નીની ગર્ભધાનની માગણી પણ પૂર્ણ કરવી જોઇયે. યુદ્ધમાંથી વખતે પાછા નજ અવાયું, માટે તેને ગર્ભ આપીનેજ યુદ્ધમાં જવું તેણે વ્યાજબી ગણ્યું. આ કામમાં રોકાયાથી સુધન્વા યુદ્ધમાં મોડો પ્હોચ્યો તેથી તેને ઉકળતા તેલમાં તળી નાંખવાનો ઠરાવ્યો. ઠરાવ પ્રમાણે મોટા કઢાયામાં તેલ ઉકાળ્યું અને સુધન્વાને તેમાં પડવાની આજ્ઞા કરી. સુધન્વાને કાંઈ ભય નહોતો. તે પરમેશ્વરની આજ્ઞા પ્રમાણેજ ચાલ્યો હતો તેથી તે તત્કાળ તેલમાં કુદી પડયો તો પરમાત્માની કૃપાથી તે ઉકળતું તેલ તેને ઠંડા પાણી જેવું લાગ્યું તેથી તે તેમાં ન્હાવા લાગ્યો. પ્રધાનોએ તેના પિતાને કહ્યું કે તેલ બરાબર ગરમ થયું નથી તેથી સુધન્વા દાઝતો નથી માટે તેની પરીક્ષા કરવી જોઇયે. ત્યારે રાજાએ તેમાં શ્રીફળ લાવીને નાંખ્યું. નાંખતાંજ તેલ એટલું બધું ઉકળી ગયેલું હતું કે તે શ્રીફળ તત્કાળ ફાટી ગયું અને તેનાં બે કાચલાં સુધન્વાનો દ્વેષ કરનાર પેલા બે પ્રધાનોના લલાટમાં વાગ્યાં. પછી સુધન્વા તેલમાંથી બહાર નીકળ્યો અને સર્વે લોકોએ તેને અભિનંદ્યો. આ ઉપરથી ગર્ભાધાનની ક્રિયા ઇશ્વરની આજ્ઞારૂપ છે અને તેથી તે વિષયસેવનમાં ગણાતી નથી એમ બુદ્ધિમાનને સ્પષ્ટ થયાવિના નહીં રહે. સ્ત્રીપુરૂષના સમાગમમાં વિષયીઓ કામક્રીડાને પ્રધાનપણું આપી તેથી ઉપજતા ક્ષણિકસુખની લાલચમાં મિથ્યા વીર્યવ્યય કરવામાં પ્રવૃત્ત થાય છે તેથી, તથા હાલનાં ભિખારી વૃત્તિનાં વ્યવાયનાં લાલચુ યુવાનો અને યુવતીઓ કે જેઓ અમૂલ્ય એવા ધાતુની કિંમતપર કંઇજ લક્ષ ન આપતાં વર્ણસંકરોની ઉત્પત્તિના કારણભૂત વ્યભિચાર જેવી અત્યંતનિંદ્ય ક્રિયાને પણ આદર આપવાને લલચાય છે તેમની આવી ધિક્કારવાલાયક પ્રવૃત્તિથી આ ક્રિયાને નિંદ્યપણું આવ્યું છે. વીર્યનો મિથ્યાવ્યય કરવાની શાસ્ત્ર ખાસ મનાજ કરે છે તેથી પ્રજાની



ઉત્પત્તિ કરવાના હેતુ રૂપ ખાસકારણ ન હોય તો શાસ્ત્ર પ્રમાણે દંપતીના સંગને અવકાશજ નથી. અર્થાત્ ગર્ભાધાન વિના અન્ય કોઈ પણ કાળે દંપતીને વિષયસેવનની આજ્ઞા શાસ્ત્ર આપતું નથી. વીર્ય એ પ્રજાને ઉત્પન્ન કરનાર બીજ છે અને સ્ત્રીનું ઉદર ભૂમિરૂપ છે. જેમ ખેતરમાં ચોમાસાની મોસમ વિના નાંખેલું બીજ નિષ્ફળજ જાય છે, તથા બીજ જેમાં ઉગીશકે એવું નથી તેવી ભૂમીમાં નાંખેલું બીજ પણ નિષ્ફળ જાય છે, અને તેનો વાવનાર ખેડુત મૂર્ખજ ગણાય છે, તથા બીજના બિગાડની હાનિ તેને સહન કરવી પડે છે, તેમ ધર્મશાસ્ત્રે આજ્ઞા આપેલા સમય વિના સિંચેલું વીર્ય નિષ્ફળ જાય છે અને તેથી બીજનો મિથ્યાવ્યય કરનાર પુરૂષને પ્રત્યેક વીર્યના નાશમાં ભ્રૂણહત્યાનું પાપ લાગે છે અને તેની શિક્ષાને પાત્ર તે થાય છે. ભ્રૂણહત્યાનું પાપ ગર્ભહત્યાના જેટલુંજ છે તેથી વિષયલોલુપ મનુષ્ય જેટલી જેટલી વખત વીર્યનો મિથ્યાવ્યય કરે છે તેટલી તેટલી ગર્ભહત્યાઓના પાપનો ભાગી તે અવશ્ય થાયજ છે. વિષયની તૃષ્ણાથી રહિત મોક્ષને અર્થે ધર્મ જ્ઞાન ઈશ્વરોપાસના તપશ્ચર્યા અને યોગ વિગેરે પરમાત્મા સંબંધિ વિચારો અને ક્રિયાઓમાં રત થઇ રહેલું એવું આ દિવ્ય આર્યાવર્ત અત્યારે વિષયી થઈ રહ્યું છે તેથીજ દંપતીના પુણ્ય સમાગમને નિંદ્યતા પ્રાપ્ત થઈ છે. લગ્નથી જોડાયેલાં સ્ત્રીપુરૂષો અત્યારે પોતાની મૈત્રી ધર્મજ્ઞાનને અર્થે હોવાનું સમજતાં નથી પણ કામવિલાસને અર્થે સમજે છે તેથી પ્રથમ પરમાત્માની આજ્ઞા રૂપ સમજીને કરાતી ગર્ભાધાનની ક્રિયા જે ખાસ નિયત સમયેજ કરવામાં આવતી તેનો રમતગમતમાં ઉપયોગ કરાયાથી વીર્યનો મિથ્યાનાશ કરીદેનારી એ ક્રિયાને સુજ્ઞો ધિક્કારની નજરથી જુએ એ યોગ્યજ છે. પણ શાસ્ત્રે આજ્ઞા આપેલા સમયેજ અને તે પણ પ્રજોત્પત્તિનો ખાસ હેતુ હોય ત્યારેજ પરમાત્માની આજ્ઞા સમજીને કરવામાં આવતી હોય ત્યાં તે



ક્રિયા જુગુપ્સિત નિંદ્ય અને શરમભરેલી કદાપિ નથી.[૧] સામાન્યરીતે જોઇયે તો પોતાના ઘરનાં ગાય ભેંશ વિગેરેને ગર્ભવાળાં કરવાને તેમનામાં ગર્ભનું આધાન કરવાની ક્રિયાને કોઇ પણ માણસ શરમભરેલી કે ધિક્કારવા લાયક ક્રિયા ગણતું નથી કેમકે તે ઘણા અગત્યના હેતુને લઇને હોય છે. પણ મનુષ્યો મર્યાદા પાળીયે છીયે એમ કહેવડાવતાં છતાં નિરંતર કામીપણાથીજ રહે છે, અને વડીલોના સમક્ષ બોલવા બેસવાનું બંધકર્યાં છતાં તથા તેમની ઘણી શરમ અથવા મલાઝો ધારણ કરીયે છીયે એમ જણાવતાં છતાં અત્યાચારથી વિષયસેવન કરે છે, તેથીજ તેમની તે પ્રવૃત્તિ અહેતુક અને શરીરનાં સામર્થ્યોનો નાશ કરનારી હોવાથી તથા યોગ કુયોગને જોયા વિનાજ પ્રયોજાયેલી અને બ્રહ્મચર્યથી રહિત નિર્બળવીર્યને લીધે નિર્માલ્યપ્રજા ઉપજાવી તે વડે દેશનું અહિત કરનારી હોવાથી ધિક્કારવા લાયક ગણાય છે કેમકે તે શાસ્ત્રની આજ્ઞાથી વિરૂદ્ધ હોવાથી અધર્મરૂપ છે અને તેથી તે પાપરૂપજ લેખાવા યોગ્ય છે.

સુદૃઢ બ્રહ્મચર્યવાન દંપતીનું શાસ્ત્રવિહિત રીતિ પ્રમાણે થયેલું ગર્ભાધાન કદાપિ નિષ્ફળ થતું નથી. તેથી પ્રસવ પર્યન્તના નવમાસ અને ત્યારપછી સવાવર્ષ સુધી સ્ત્રીનો આર્તવ બંધ રહે છે તે સમય બાદ ગણતાં બન્ને સ્ત્રીપુરૂષને પ્રજોત્પત્તિનો ક્રમ બંધ કરવાની ઇચ્છાવાળાં ન હોય તોપણ બબે વરસનું લાંબું બ્રહ્મચર્ય પાળવાનું સ્પષ્ટ સમજાય છે. આથી આર્તવ નષ્ટ થતા સુધી પ્રજાવૃદ્ધિની ઇચ્છા નિવૃત્ત ન થાય તોપણ શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તનાર દંપતીને એક ગર્ભાધાન પછી બીજું ગર્ભાધાન બે વરસે અથવા પ્ર-

---

૧ **धर्माविरुद्धो भूतेषु कामोस्मि भरतर्षभ ॥ भ. गी. ॥** શ્રી ભગવાન કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન! પ્રાણિયોમાં ધર્મથી અવિરૂદ્ધ કહેતાં ધર્મશાસ્ત્રની આજ્ઞાનુસાર પ્રયોજાયેલો કામ હું જાતે છું. અર્થાત્ એવો ધર્મરૂપ કામ મારૂં સ્વરૂપ હોવાથી આદરથી સેવવા યોગ્ય અને પૂજ્ય છે અને તેથી તે કદાપિ નિંદ્ય નથી. ભગવદ્ગીતા—૭-૧૧.

ની કામના મંદ હોય તો તેથી પણ વધારે મુદતે આપવાનું હોય છે. હાલમાં અત્રે ગર્ભાધાનનો શાસ્રોક્ત સંસ્કાર ઘણેભાગે લુપ્ત જેવો થઇ ગયો છે કેમકે દંપતીના ખેલનો વિષય તે થઈ ગયાથી તેનું માહાત્મ્ય જતું રહ્યું છે. આજ કારણથી અવિચારના યોગે દંપતીને સ્ફુરતી વ્યવાયની ઇચ્છાનો પ્રતિરોધ કરવા માટે તેમને સ્વતંત્ર એકાન્તસ્થાન ન આપતાં જનસમૂહમાંજ પોતાનો વ્યવહાર સાધવાની યોગ્યતા આપવી જોઇયે, અર્થાત્ તેમની પાસે મર્યાદાનો મિથ્યા ઢોંગ કરાવવો બંધ કરી તેમને એકાન્ત સેવવાદેવાં જોઇયે નહીં.

સ્રીપુરૂષના શુદ્ધપ્રેમમાં મર્યાદાજ ભારે અંતરાયરૂપ થઈ પડે છે. જ્યાં સુધી મનુષ્યને પોતાના પ્રેમના પાત્રની સાથે નિર્ભયપણે સર્વ વ્યવહાર સાધવાની યોગ્યતા આપવામાં આવતી નથી ત્યાં સુધી તે કૌતુકોથી ભરેલો અને એકાન્તને અર્થે તલસી રહેલો તથા પ્રતિબંધોથી વારંવાર હણાતો તેમનો પ્રેમ દુઃખરૂપજ થઇ પડે છે અને તેની સુદૃઢજમાવટ કદાપિ થવા પામતી નથી. અને કદાચ તેની જમાવટ ક્યાંહીં પણ થઇશકી હશે તો ત્યાં મર્યાદાના પ્રતિબંધોનાં વિઘ્નો નહીં નડવાના કારણથીજ એમ થયેલું જણાશે. મર્યાદાના પ્રતિબંધોથી હણાતા અંતઃકરણને બાળી નાંખનારા દુઃખીપ્રેમથી કંટાળી ઘણા પુરૂષો પછી મર્યાદાના પ્રતિબંધો જ્યાં નથી એવો પરકીયા સાથેનો પ્રેમ વધારે પસંદ કરે છે અને સ્રિયો પરપુરૂષના પ્રેમને વધારે ચ્હાય છે અને એમ કરી અન્યદ્વારથી પ્રેમના આનંદને રળવાની લાલચે શાસ્રની આજ્ઞા બાજુઉપર મૂકી તેઓ વ્યભિચાર જેવા નિંદ્ય કાર્યમાં પ્રવૃત્તિ કરવાને તૈયાર થાય છે એ મહાન અનર્થ પણ આ દુષ્ટ મર્યાદાનોજ પ્રતાપ છે. ખરી રીતે તો પરણેલાં સ્રીપુરૂષો એક થઈ રહેલાં હોવાથી જનસમૂહમાં તેમના વ્યવહાર છૂટથી થવા જોઇયે પણ મર્યાદાએ તેનું સ્વરૂપ ઉલટુંજ કરી દીધેલું છે. સ્રી પોતાના પતિ સાથે જનસમાજ કે વડીલોની સમક્ષ વાતચીત કે બીજા વ્યવહાર કરીશકવી



નથી પણ પતિ શિવાયના બીજા પુરૂષો સાથે તેવા સર્વ વ્યવહારો તે સર્વની સમક્ષ છૂટથી કરી શકે છે અને પુરૂષ પણ પરસ્રી સાથે જનસમાજ કે વડીલોની સમક્ષ છૂટથી વગર અંતરાયે સર્વ વ્યવહાર કરી શકે છે અને માત્ર પોતાની પત્ની સાથે તેમ કરવાને મર્યાદા તેને અટકાવે છે. આ શું ઉંધો રીવાજ નથી? પછી મર્યાદા વ્યભિચારને પોષે એમાં શી નવાઈ!! આ મર્યાદાના ઢાંગથી વળી એક અન્ય મહાન અહિત એ નિપજે છે કે સ્રી કુલિન અને ધર્મશાસ્રને અનુસરવાની બુદ્ધિવાળી હોય અને તેથી પોતાના પતિને પરમેશ્વર સમાન અતિ પૂજ્ય અને વંદ્ય ગણતી હોય છતાં મર્યાદાનો અત્યંત ધિક્કારવા લાયક ચાલ આડો આવવાથી તે પોતાનાં વડીલો આદિના દેખતાં પોતાના ઇશ્વરતુલ્ય પતિનાં પૂજન અર્ચન નમસ્કાર અને ઉચ્ચસ્વરથી સ્તુતિ આદિ કરી શકતી નથી, તેથી નિરૂપાયે તેને ધર્મશાસ્રનું ફરમાન બાજુ ઉપર મૂકી મર્યાદાના દાબમાં દબાઈ રહેવું પડે છે. આમ ધીમે ધીમે ધર્મવ્યવહાર લુપ્ત થતાં પરિણામે પતિમાંથી તેની પૂજ્યબુદ્ધિ ઉઠી જાય છે અને પછી દેવમૂર્તિ તથા ધર્મપંથના આચાર્યનાં પૂજન અર્ચન જે તેને નિર્ભયપણે સર્વની સમક્ષ કરવા દેવામાં આવે છે તેમનામાંજ તેની પૂજ્યપણાની બુદ્ધિ રહે છે. પતિ એજ સ્રીના ગુરૂ છે તેથી પતિ વિના અન્ય પુરૂષને ગુરૂ કરવાનો અધિકાર તેને શાસ્ર આપતું નથી કેમકે અન્ય પુરૂષને ગુરૂ કરવાથી પતિમાંથી તેની ગુરૂબુદ્ધિ ઉઠી જાય છે તેથી પછી તે તેને સામાન્ય મનુષ્ય તરીકે લેખવતી થઇ જાય છે. નહીં તો સ્રીના શ્રી સદ્ગુરૂ કહો કે ઇશ્વર કહો કે જ્ઞેય ધ્યેય અને ઉપાસ્ય કહો એવા તેના પતિ તરફ જેમ સત્ શિષ્યનો તેના સદ્ગુરૂ મહારાજ પ્રતિનો ઉત્કટ પ્રેમ તેને પુષ્કળ મનુષ્યોના દેખતાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવાને અત્યંત ઉત્સાહ અને પ્રીતિ ઉપજાવે છે તેવી પ્રીતિ અને ઉત્સાહ તેને પ્રગટે અને તેથી પોતાના પૂજ્યપતિને અનેક પરિચિત અને વડિલવર્ગનાં માતાપિતા

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

આદિ સર્વ મનુષ્યોના દેખતાં અત્યંત પ્રીતિ અને ઉત્સાહથી તે તેને દંડવત્ પ્રણામ કરે, તે એટલે સુધી કે અત્યંત ઉગ્ર પ્રેમ હોય તો હર્ષાશ્રુવડે પતિના ચરણો પણ ભીંજી જાય. પણ મર્યાદાના ભારે દબાણથી વડીલો આ કાર્યને અનુમતિ આપી શકતા નથી અને તેના એવા ભારે પ્રેમને માટે તેને કોઇ ધન્યવાદ પણ આપતું નથી પણ ઉલટું લોકલજ્જા આદિ મર્યાદાનો ત્યાગ કર્યાથી તેને સર્વ નિર્લજ્જ અને ઉચ્છૃંખલ ગણી કહાડે છે. પ્રણામ કરનાર પોતાની પ્રેમાળ અને વિનીત ધર્મપત્નીને પતિ પ્રેમથી હાથ ઝાલીને ઉઠાડે અને પ્રસન્ન મુખથી આશિર્વચન કહી કુશળ પૂછે. આમ થવાને બદલે મર્યાદાએ કેવળ ઉંધોજ ચાલ પાડી દીધો છે. ત્યાં પ્રથમ તો સ્ત્રીને પતિમાં પૂજ્યભાવ રાખવાનું શિક્ષણજ અપાયું હોતું નથી અને કદાચ માએ કે બાપે મ્હોએ સાસરે જતી વેળાએ પતિમાં પૂજ્યબુદ્ધિ રાખવા કહ્યું હોય અને ધર્મપુસ્તકોથી પણ તેણે એ વાત જાણી હોય તોપણ તે જ્ઞાન કાંઈજ કામમાં આવતું નથી. મર્યાદાની જબરી આડને લીધે એ વાત અમલમાં મૂકી શકાતીજ નથી. માના વખતમાં પણ આજ રીવાજો ચાલુ હતા તેથી પીયરમાં પોતાની માતાને તેના પતિમાં પૂજ્યબુદ્ધિ રાખતાં તેણે જોઇ હોતી નથી તેથી માતાપિતાનું શિક્ષણ તેને ભાગ્યેજ ખરૂં લાગે. ધર્મ-પુસ્તકોમાં ઉત્તમ સતીઓના ઇતિહાસોમાં તેને સ્ત્રીના વાસ્તવ કર્તવ્યનું યથાર્થ સ્વરૂપ જાણવા મળે છે. પણ મર્યાદાની આડને લીધે તથા બીજાં કેટલાંક કારણો જે હવે પછી આવશે તેથી પતિપત્નીનાં અંતઃકરણોમાં એટલી બધી ભિન્નતા વર્તતી હોય છે કે સતીનું કર્તવ્ય તેને કેવળ દુષ્કર જેવું લાગે છે. તે પોતાની આજુબાજુ નજર કરે છે પણ સીતા અનસૂયા દ્રૌપદી દમયંતી સાવિત્રી આદિ મહાન સતીઓના પગની રજ જેવી ગણાવાને લાયક હોય એવી કોઇ પણ સતી તેના જોવામાં આવતી નથી. કેમકે ઉપરનાં કારણો સર્વત્ર પ્રવર્તતાં હોવાથી આખા આર્યાવર્તમાં આમ થઈ ગયેલું છે. આથી મહાન સતીઓનાં વૃત્તાંત વાંચવાથી



સતીત્વ ધારણ કરવાનો તેનો થોડો ઘણો પ્રગટેલો ઉત્સાહ પણ ભાગી પડે છે. સતીત્વ ધારણ કરવાથી ભવિષ્યમાં પડનાર અડચણોને તે જુએ છે અને પછી અન્ય સામાન્ય સ્ત્રિયોના વર્ગમાંજ રહેવામાં તે પોતાને ભાગ્યશાળી માની લે છે.

પતિમાં પૂજ્યત્વ અને મહત્વની ભાવના ન થયાથી સ્ત્રીને તેમને વંદન કર્યાની કાંઈ જરૂર હોતી નથી કેમકે તેમના પ્રતિનો તેનો દિવ્યપ્રેમ હોતો નથી કે જે પ્રેમને કોઇ આડ નડી શકતી નથી. તેથી પતિ પ્રતિ સામાન્ય પ્રેમવાળી પત્નીને જો કે તેમને પ્રથમ વંદન કરવાની ઇચ્છા હોય છે તોપણ મર્યાદાના રીવાજના દાબથી તે પોતાની ઇચ્છિાને અસાધ્ય સમજીને નિરાશાથી તે ઇચ્છાને હૃદયમાંજ શાન્ત કરી રાખે છે, અને અન્ય ન્યૂનપ્રેમવાળી સ્ત્રીને તો તેવી ઇચ્છાજ હોતી નથી. તે પતિને કાંઇ સેવ્ય કે ઇષ્ટ માનતી હોતી નથી તે તો માત્ર પતિને વ્યવાયના સાધનરૂપ જોતી હોય છે. આથી સર્વ સ્ત્રિયોને પતિની સમીપતા થતાં સાળુના છેડાથી મુખને ઢાંકી નીચું મુખ કરી તેમના પ્રતિ કે કોઇપ્રતિ કિંચિત નહીં જોતાં સ્ત્રીવર્ગમાં ચાલ્યાં જવાનું મર્યાદા સમજાવે છે. મર્યાદાએ ધર્મને એટલે સુધી દાબી નાંખ્યો છે કે સ્ત્રી પતિને ના વંદે એટલુંજ નહીં પણ પોતાના સસરાને જેઠને અને બીજાં વડીલને પણ તે વંદે નહીં. મુખ્ય ધર્મ ડૂબ્યાથી તેના આશ્રિત ધર્મો પણ ડૂબે છે તેથી સ્ત્રીવર્ગમાં પણ વધૂજનને પૂજ્યબુદ્ધિ રહેતી નથી તેથી સાસુ જેઠાણી વિગેરે વડિલ સ્ત્રીવર્ગને પણ તે વંદ્ય સમજતી નથી. વળી ઉલટું ઘણે સ્થળે તો તેમનામાં અન્યો અન્યમાં ક્લેશ અને ઇર્ષ્યાથી નિત્ય કલહ થાય છે. એ બાબત સાસુ વહુની લડાઇ સર્વત્ર પ્રસિદ્ધ છે.

પ્રત્યેક સામાન્ય વિચારના મનુષ્યને પોતાની ઘણા કાળથી ચાલતી આવતી રૂઢી ખોટી છે એમ સાંભળવામાં આવતાં તેનાથી તે મનાતું નથી બલ્કે તે ખોટું છે એમ કહેવું તેને ગમતું નથી.

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

જેમ પોતાના કુટુંબમાં ઘણા કાળથી ચાલતી આવેલી માંસાહારની રૂઢી ભૂલભરેલી છે એમ કોઇ મુસલમાન કે અંગ્રેજને સમજાવતાં તે વાત તે માનતો નથી. અને કદાચ સત્ય ઉપર પ્રિયતાવાળા અંતઃકરણનો હોય તો ન તોડીશકાય એવાં અનેક પ્રમાણોથી સમર્થ પ્રતિપાદકના મુખે નિર્વિવાદપણે સિદ્ધ થતાં અને તેના અંતઃકરણના સત્યસ્વરૂપમાં તે વાર્તાની સત્યતા અંગીકાર થતાં એ વાતને તે ન ચાલ્યે સાચી કહે છે તથાપિ એ સત્યને આચારમાં મૂકવા તેનું મન ઉત્સુક થતું નથી કેમકે લાંબાકાળથી ચાલતી આવેલી રૂઢીનો તેના મનપર એટલો બધો ભારે દાબ પડી ગયો હોય છે કે પોતાના પિતા પ્રપિતાના મુખથી સ્તુતિ કરાયેલી તથા મહત્તાને પામેલી અને પોતાના મનથી પણ અનેકવાર અભિનંદન અપાયેલી એ રૂઢીને કાગવિષ્ટા જેવી ગણી તેનો સર્વથા ત્યાગ કરવો એ તેને કીડીના બળથી મેરૂ ખસેડવા જેટલું દુઃસાધ્ય લાગે છે અને તેથી ખોટી જણાયેલી છતાં પ્રથમની માફક તેની તેજ વિષભરેલી રૂઢીને અનુસરી તેનાં કડવાં ફળ અનુભવતાં પોતાના દુર્ભાગ્યને નિંદતાં દુઃખમાંજ પોતાનું મંદભાગી જીવન ગુજારે છે, પણ પ્રમાદ વગરની અડગદૃઢતાયુક્ત અંતઃકરણવાળો નહીં હોવાથી એવી કેવળ અનર્થનેજ ઉપજાવનારી તથા ચતુર્વિધ પુરૂષાર્થથી ભ્રષ્ટ કરનારી હળાહળ ઝેરથી ભરેલી રૂઢીને હમેશને માટે છેલ્લા રામ રામ કરી શકતો નથી પણ બળાત્કારે તેને અનુસરતો રહે છે.

મર્યાદા આ પ્રમાણે મોટા મોટા અનર્થોનું મૂળ હોવાથી સર્વથા ત્યાજ્ય ઠરે છે તે ઉપરથી કોઇ અવિવેકી ભ્રમથી સુધારાવાળાઓના ઉપરઉપરથી સારા જણાતા મનસ્વી વિચારોથી ઉપજતા સ્વચ્છંદી વર્તનને ટેકો મળે છે એમ સૂક્ષ્મવિચારદૃષ્ટિના અભાવથી સમજી બેસતા હોય તો તે તેમની ભૂલ છે. સુધારાવાળાઓનું વર્તન કોઇ પણ પ્રકારે ધર્મશાસ્ત્રને અનુસરતું નથી તથા તે યુરોપીય વિષયીપ્રજાના રીવાજોનું અનુકરણ છે.



સ્રિયોએ પોલકા પ્હેરવા, યુરોપીય રીતિ પ્રમાણે વાંકી સેંથી પાડીને વાળ ઓળવા, આંખ ઉપર ચસ્માં ધારણ કરવાં, પગે મોજાં અને લેડીફેશનનાં બૂટ પ્હેરવાં, માથે નાજુક છત્રી ઓઢવી, અને એક હાથમાં રૂમાલ લબડાવતાં ભરબજાર વચ્ચે ઠસ્સાબંધ ચાલવાનો પ્રયત્ન કરવો, પુરૂષો સાથે જાહેર મેળાવડાઓ નાટકો રાષ્ટ્રીય સભાઓ અને મિજલસોમાં ભાગ લેવો, સરકાર તરફથી આપવાંમાં આવતાં માત્ર દ્રવ્યપ્રાપ્તિનોજ અર્થ સારી શકે એવાં નિઃસાર શિક્ષણો પરપુરૂષોના ગુરૂપણા નીચે પ્રાપ્ત કરવામાં પોતાની ઉન્નતિ સમજવી, પરપુરૂષો સાથે ગાડીમાં બેસીને કે પગે ચાલીને ફરવા જવું, તથા પોતાના પતિના મિત્રો અને બીજા ઓળખીતાઓ અને મળતાબાબસતાઓની મુલાકાત લેવી તથા તેમની સાથે શેકહેન્ડ કરવા, એ પવિત્ર આર્યસ્રિયોની નીતિરીતિ નથીજ. એવી વહીગયેલી રીતથી વર્તવા દેવીતુલ્ય મહત્તાવાળી આર્યાવર્તની દિવ્ય પતિવ્રતા સ્રિયો કે જેમના ઉગ્રપતિવ્રતનાં જ્વલંત દૃષ્ટાંતો જ્યાં ત્યાં પુરાણો અને ઇતિહાસોમાં પ્રસિદ્ધ છે તેઓ ગમે તેવાં વૈભવી વિષયસુખોની લાલચ બતાવ્યા છતાં પણ પ્રાણાન્ત પર્યન્ત લલચાય તેમ નથી. સુધારાવાળાઓના પશુવૃત્તિને ઉત્તેજન આપનારા સ્થૂળવિષયો સાથેની રમતવાળા કામુકરીવાજો કે જ્યાં શરીરનીજ મોટાઇ જાળવવામાં અને તેને શબ્દ સ્પર્શાદિ વિષયો પૂરા પાડવામાં અખંડ મચ્યાં રહી નાશવંત અને બલ્કે કલ્પનામય માટીનાં પુદ્ગલોનીજ નવધા ભક્તિ નિરંતર કરવામાં આવે છે અને આત્મા પરમાત્માનો જ્યાં કોઇ ભાજી સાટે પણ ભાવ પૂછતું નથી તે ક્યાં, અને નિરંતર દૈવીસંપત્તિઓને ધારણ કરી, સમસ્ત દુર્ગુણોના ત્યાગપૂર્વક મનુષ્યદેહને પરમાત્માની મહત્કૃપારૂપ સમજી, કર્મ ઉપાસના અને જ્ઞાનની વેદોક્ત અને શાસ્રપ્રતિપાદિત શ્રેણી અનુસાર અંતઃકરણની પૂર્ણ દૃઢતાથી સર્વદા અપાર મહીમાવાળા તે અનંત જગદધિરાજ પરમાત્માના શરણમાં રહી, અસ્ખલિતપણે યમનિયમાદિના સજ્જડ અનુષ્ઠાનપૂર્વક

વર્તન કરતાં ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થની સિદ્ધિને પ્રાપ્ત કરતાં કૃતકૃત્યતાને પામનાર આ નૈષ્ઠિક આર્યોના દૈવીમહત્તાવાળા ધર્મશાસ્ત્રોક્ત રીવાજો કયાં ? કાગવિષ્ટા અને અમૃતમાં જેટલો ફેર છે તેટલોજ ફેર સુધારાવાળાઓના અને સનાતન વેદધર્મી આર્યોના વર્તનમાં છે. કુલીન અને પવિત્ર આર્યબાળાઓનું વર્તન તો એવું છે કે નાનપણમાં પોતાની પૂજ્ય માતાના હાથનું સ્ત્રિયોના કર્તવ્ય સંબંધી યથાશક્તિ શિક્ષણ પામીને, માતાપિતાએ પોતાની સંમતિથી પસંદ કરેલા વરને ૮થી ૧૦વરસ સુધીની વયમાં વેદવિહિત લગ્નથી વરી તેને પોતાના જીવન પર્યન્તના નિયંતા ભર્તા ગુરૂ ઇષ્ટ અને પરમાત્મા તરીકે ગ્રહણ કરીને, તેમની આજ્ઞામાંજ રહીને, તેમની ઇચ્છાનુસાર પ્રાપ્ત ભોગોમાં સંતોષને સેવીને તથા અપ્રાપ્તને નહીં ઇચ્છીને, તેમનાજ હાથથી પોતાના અધિકારને અનુસાર ધર્માર્થ કામ અને મોક્ષની સિદ્ધિને આપનાર શિક્ષણને પામીને, સાચા પ્રેમથી તેમના હૃદય સાથે પોતાના હૃદયની એકતા કરી તેમને પોતાની સંપૂર્ણ પ્રીતિનું કેન્દ્ર ગણીને અને તેમનામાં સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા સમાન પરમપૂજ્ય બુદ્ધિ ધારણ કરી નીરંતર તેમની સેવાપરાયણ રહેવું.

વેદશાસ્ત્રની આજ્ઞાથી વિરૂદ્ધ મુસલમાનોના અનુકરણરૂપ પાડેલો આ મર્યાદાનો આગંતુક રીવાજ બંધ કરવામાં આવ્યાથી આખો બગડેલો ગૃહસ્થાશ્રમ સુધરી જવાનો પૂર્ણ સંભવ જણાય છે. બ્રહ્મચર્યના અવસાનમાં ગૃહસ્થ થયેલા પુરૂષને સોંપેલી સ્ત્રી સાથે તેની અકાળે પશુધર્મપ્રવણતાની શંકા મર્યાદાનો અંતરાય બંધ થયા પછી કોઇને લાવવાને કારણ રહેતું નથી કેમકે ત્યારે તેઓ જનસમૂહની સમક્ષ પોતાના શુદ્ધ વ્યવહારને સાધી શકતાં હોવાથી પછી તેમને એકાન્તની જરૂર નથી, તથા સ્ત્રીની પુખ્ત વયે પણ તેમને સ્વતંત્ર વિષયાગાર મુકરર કરી આપવાની વડીલોને અગત્ય નથી. કેમકે ગર્ભાધાનનો સંસ્કાર તેના નિયત સમયે સુયોગમાં સર્વને સુવિહિત-

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

પણે શાસ્ત્રવિધિ પ્રમાણે વેદમંત્રોચ્ચાર સહ કરવાની ધર્મશાસ્ત્રની આજ્ઞા છે. તેથી પોતાને ગમે તે વખતે દંપતીએ વ્યવાયનું સેવન કરવાનું નથી પણ સુદૃઢ બ્રહ્મચર્યયુક્ત રહેવાનું છે. આ પ્રમાણે થવાથી તેમનું લગ્ન વિષયસેવન માટે નહીં પણ ધર્માચરણ માટે છે એ વાર્તા તેમને સમજાય એમ છે તથા લજ્જાથી નાસતાં ફરવાનું મટવાથી તેમની કૌતુકભરેલી અને કેદી જેવી સ્થિતિ પણ મટી જાય છે અને તેઓ ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થને સિદ્ધ કરવા સમર્થ થઈ શકે છે. સર્વસમક્ષ સ્ત્રીને કરાવાતો ધર્મશાસ્ત્રનો અભ્યાસ, વડીલોની આજ્ઞાઓનું અસ્ખલિત પાલન, અગ્નિહોત્ર દેવાર્ચન વિગેરે ધર્મકૃત્યોનું પતિપત્નીએ સાથે રહીને નિત્ય કરાતું અનુષ્ઠાન, પતિનું પરમેશ્વર તરીકે સ્ત્રી વડે કરવામાં આવતું પૂજન, વિગેરેથી તમામ વિષયના વિચારો નષ્ટ થઇ અંતઃકરણમાં દૈવીવિચારોનો પ્રવાહ અખંડ ચાલ્યા કરે છે. સંપૂર્ણ દૈવીસંપત્તિઓ ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે. કામ ક્રોધાદિ દુર્જય શત્રુઓનો સહજમાં પરાજય થઇ જાય છે. અને ગૃહસ્થાશ્રમમાંજ વૈકુંઠનાં કૈલાસનાં કે બ્રહ્મલોકનાં સુખોનો અખંડ અનુભવ કરતાં પરમેશ્વરની પૂર્ણકૃપાનાં પાત્ર રહી દુસ્તર એવા સંસારને સુખથી તરી જવાય છે. પ્રથમ આર્યાવર્તમાં મહાન ઉગ્ર પતિવ્રતા સતીઓ આમજ ઉત્પન્ન થતી, આમજ પરમાત્માના મહાન ભક્ત એવા મહાત્માપુરૂષો તે સતીઓના ઉદરથી પાકતા, અને આર્યાવર્તનો તેથીજ તે કાળે અસાધારણ ઉત્કર્ષ હતો.

આ પ્રમાણે જોતાં જણાય છે કે બ્રહ્મચર્યનું સત્યાનાશ, ધર્મકાર્યોનો કેવળ લોપ, સદ્ગુણોનો અનુદ્ભવ, દેવત્વની અપ્રાપ્તિ, અને તેથી સંપૂર્ણ ગૃહસ્થાશ્રમની અવદશા, એ બધાંનું કારણ આડકતરીરીતે એક મર્યાદાજ છે એમ સિદ્ધ થાય છે. પ્રિય આર્યો ! તમે નેત્ર ખોલીને જુઓ. ધર્મશાસ્ત્રની આજ્ઞાથી વિરૂદ્ધ એવા મર્યાદાના ચાલને પાડીને તમારો ધર્મ વધ્યો છે કે ડૂબ્યો છે ? જો નિષ્પક્ષપાતી દૃષ્ટિવડે બારીક તપાસ કરીને જોશો તો તમને

◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆

સ્પષ્ટ માલમ પડશે કે તમારા ધર્મને છેક ડુબાવી દેનાર મુખ્ય હેતુ આવી સમજણ વિનાની મર્યાદા અને એકલી **મર્યાદાજ** છે.

આ મર્યાદાથી બીજે નંબરે આર્યોનું અહિત કરનાર મુસલમાનોનાં કરારલગ્નોના અનુકરણરૂપ એક બીજો " પલ્લું " એ નામનો કન્યાને માટે વર પાસેથી વિવાહકાર્ય થતા અગાઉ કર લેવાનો ચાલ અત્રે દાખલ થઇ ગયેલો છે. કન્યાને માટે એ કર લેવાનો રીવાજ કરારનાં લગ્નોનેજ ઘટે કેમકે તે લગ્નોનો હેતુ ધર્મ અને પ્રેમ નથી તેથી પુરૂષને એવા દબાણમાં રાખવાની અગત્ય તેમણે ગણી હશે, પરંતુ પવિત્ર આર્યાવર્તમાં અને તેમાં પણ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ વેદના અધિકારવાળી દ્વિજાતિવર્ણમાં કરારનાં લગ્નો કદાપિ કરાતાં નથી છતાં તેમાં પલ્લાનો કરારનાં લગ્નોને ઘટતો ટેક્ષ દાખલ કરાયો છે તેથી પતિપત્નીમાં જુદાઇ અને અવિશ્વાસની સૂચના થઇ અમૃતરૂપ એકતાને બનાવી દેનારાં અહીંનાં પવિત્રલગ્નો ભૃષ્ટ થઈ જાય છે અને તેથી પતિના હૃદયથી પત્નીનું હૃદય ભિન્ન પડી જાય છે. લગ્નમાં વેદના મંત્રોનું ઉચ્ચારણ, અને દેવ બ્રાહ્મણ અગ્નિ ઉભયપક્ષનાં વડીલો બાંધવો તથા અન્ય સજ્જનો વિગેરેની સન્નિધિ અને સાક્ષીની અગત્ય ગણવામાં આવે છે એથી શું સમજાય છે? એજ કે તે દંપતીનું અમૃતરૂપ આત્મીય પ્રેમવાળું ઐક્ય ઉપજાવી પતિપત્નીનાં હૃદયોને ભેદની કિંચિત શંકા ન રહે એવી રીતે એક એકની સાથે ઝાળીને એકરૂપ કરી દેવાની તેઓ સર્વ પ્રત્યક્ષપણે સંમતિ આપે છે. જો માત્ર કોન્ટ્રાકટજ કરવાનો હોય તો આ બધાની કંઇજ અગત્ય નથી. લગ્નને કરાર સમજતાં પતિનું શરીર પડી જવાથી સ્ત્રી વિધવા થતાં તેનો કરાર પૂરો થાય છે અને તેથી તેને ગમે તેટલીવાર લગ્ન કરવા કંઈજ હરકત નથી. કરારમાં તો એક પતિ છતે પણ તેની સાથેનો કરાર પૂરો કરી દઈ અન્ય સાથે બાંધવામાં કોઇ પ્રકારે અન્યાય સમજાતો નથી. આમ છતાં હાલના આર્યો વ્યવહારસિદ્ધિ વિગેરે બાબતમાં લગ્નને



કરાર જેવું ગણે છે અને પુનર્લગ્ન વિગેરે બાબતમાં મૂળ સિદ્ધાન્તને વળગી રહે છે. આમ આ લોકની સમજણને કાંઈ ઢંગધડોજ નથી. બ્રહ્મચર્યના અવધિએ જ્યારે બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે ત્યારે આજે તો બ્રહ્મચર્યાશ્રમ તેણે પાળેલો નહીં હોવાથી બ્રહ્મચારીનો તેનો વેશ હોતો નથી, તેથી જટાને બદલે તેને માથે ફૂલનો ખુંપ પ્હેરાવી કૃત્રિમ બ્રહ્મચારી બનાવે છે. પગમાં પાદુકાઓ પ્હેરાવે છે અને ઉપવસ્ત્રને સ્થાને શાલ ઓઢાડે છે. એમ બ્રહ્મચારી નહીં છતાં બ્રહ્મચારીનો કૃત્રિમ વેશ ધારણ કરાવી તેને વિવાહના મંડપમાં લઈ જાય છે. આટલું મૂળ રીવાજનું અનુકરણ કાયમ રાખી પછી તેમાં કોન્ટ્રાકટની સમજણ ભેળવે છે અને પરણનાર મરી જશે ત્યારે પુનર્લગ્નનો ચાલ નહીં હોવાથી અથવા બીજાં કારણોને લીધે મારી છોકરી ઉદરનિર્વાહ શીરીતે કરશે એમ સમજીને તે કૃત્રિમ બ્રહ્મચારી પાસે નાણું અથવા ઘરેણાં થાપણ (ડીપોઝીટ) મૂકવા માટે માગવામાં આવે છે. અને એમ કરી લગ્નના શુદ્ધ હેતુમાં પ્રપંચનું મોટું કારણ ઉભું કરે છે. બિચારાં નિર્દોષ દંપતી જેમને કપટની શંકા સ્વપ્નમાં પણ આવવાનો સંભવ નથી તેમનામાં આપ્રમાણે વરનો અવિશ્વાસ કરી કન્યાનાં માબાપો કન્યાને નામે જે દ્રવ્ય વર પાસેથી લઈને પોતાના કબજામાં રાખી મૂકે છે તે વડે ખુલ્લી રીતે ભેદની સૂચના કરે છે. પોતાની વ્હાલી કન્યા જેને દાનમાં અર્પણ કરીદે છે અને તે કન્યાને જેનીપાસે રહીને તેની ઈચ્છાનુસાર પોતાનું જીવન ગાળવાનું છે તથા જે વરને તેના ઈશ્વરતુલ્ય પૂજ્યપદે ગણવા ગણાવવામાં આવે છે તેજ તેમણે જાતે પસંદ કરેલા વરના પ્રમાણિકપણાનો કન્યાનાં માબાપને અવિશ્વાસ છે તેથી તેની પાસે નાણાં હાજર ન હોય તોપણ પાછળથી કન્યાને નામે એમ થાપણ મૂકવા માટે નાણાં તે આપશે નહીં એવું જાણીને તેની પાસે દેવું કરાવી કન્યાના નામની થાપણ પોતાના કબજામાં લે છે અને વરના પૈસાથી



જુદા એવા પોતાના પૈસા વરના અવિશ્વાસથી પોતાનાં માબા-પના કબજામાં મૂકવામાં આવ્યા છે એવી સમજ કન્યાના મગજ-માં મૂકે છે. આથી કન્યા માતાપિતાને પોતાનાં આપ્તજન ગણતી રહે છે અને વરને તે એક પારકોમનુષ્ય ગણી કહાડે છે તથા તેના ઉપર તે કશો વિશ્વાસ લાવતી નથી. વળી લગ્ન પછી તેની પાકી વય થતાં સુધી હાલના સમયમાં તેને પીયરના ઘરમાં રહે વાનું થાય છે તેથી જ્યારે તેનું શરીર ગર્ભધારણની યોગ્યતા વાળું થાય છે ત્યારેજ તેને પોતાના તે ઠરાવેલા વરની સાથે ઓ-ળખાણ થવાનો પ્રસંગ આવે છે. તે દરમ્યાનમાં તેને કોઇ કોઇ વાર સાસરાના ઘરમાં લઈ જવામાં આવે છે પણ તે સમયે વર-સાથે તેને બોલવા સરખો પણ પ્રસંગ આવતો નથી તેથી તે વરના દરજ્જાનો કે તેની સાથેના પોતાના ધર્મશાસ્ત્રે ઠરાવેલા સંબંધનો તથા તેના તરફની પોતાની ફરજોનો તેને સ્વપ્ને પણ ખ્યાલ આવવા પામતો નથી. આથીકરીને ઘણીમોટી વયની થતા સુધી તે પીય-રનેજ પોતાનું ઘર અને પીયરીયાંનેજ પોતાનાં માણસ માનતી રહે છે તથા સાસરાનું ઘર અને શ્વશુરપક્ષનાં માણસોને તે પ-રાયાં ગણતી રહે છે, અને વરને તો તે પોતાને બઝાડેલી એક ભયરૂપ બલાજ લેખવતી હોય છે કેમકે તેની સાથે વ્યવાયનો સંબંધ તેને રાખવાનો હોય છે તેથી એકાન્તમાં તેની પાસે જવું પડયાથી આજ સુધીની વય પીયરમાં ગાળ્યાથી પતિથી ભિન્ન પ્રકારની ચાલચલકત અને સ્વભાવ તેને દૃઢ થઇ ગયા હોવાથી પતિની ઇચ્છાનુસાર વર્તન ન રાખ્યાથી તેને પોતાની સ્વતંત્રતાથી વર્તતી અટકાવવા માટે પતિ તરફથી કહેવામાં આવતા ક્રોધી શબ્દો અને માર વિગેરેના ત્રાસ તેને વેઠવા પડે છે તથા અન્ય પુરૂષ સાથે કેમ બોલી કે કેમ ચાલી તે બાબતની તેની ભારે તકરાર-ને લીધે તેને એક કેદીની માફક વર્તતાં રહી ફડકમાંને ફડકમાં તેણે બાંધેલી મર્યાદા પ્રમાણેજ વર્તવું પડે છે તેથી સાસરામાં તેના દુઃખીદિવસો કેમે કર્યા જતા નથી અને તે નિરંતર પીયર પીયર

ઝંખ્યા કરે છે તથા જ્યારે પીયર જાય છે ત્યારેજ તે સુખી થાય છે, તેથી પીયરથી સાસરે જવાની તે પોતાની મેળે ચાલતા સુધી ઇચ્છા કરતી નથી પણ તેનું ન ચાલ્યેજ તે પાછી સાસરે જાય છે. ઘણાં વરસ પછી તેને ડબગરની ગંધની પેઠે પછી તેવું જીવન સ્વાભાવિક થઇ જાય છે તથા પ્રજાની ઉપાધિ વળગે છે તેથી પછી સ્વાર્થ બંધાયાથી તે સાસરાના ઘરમાં પગ બાંધીને રહે છે તથાપિ જ્યારે તે પીયરમાં જાય છે ત્યારેજ પોતાના મનને સુખ શાન્તિ માને છે અને ત્યારે પણ પોતાનાં માતાપિતાનેજ તે આપ્તજન માનતી હોય છે તથા પતિ અને સાસરીયાંને પારકાં ગણતી હોય છે. મંગળમાં અમંગળની પ્રથમથીજ શંકા લાવીને આ અક્કલનાં બારદાન માબાપો વરકન્યાનાં અંતઃકરણમાં આવડો મોટો ભેદ ઉભો કરીને પછી તેમની એકતા જોવાની ઇચ્છા રાખે છે તે વંધ્યાનો પુત્ર જોવાની ઇચ્છા રાખવા સરખી અસંભવિત ઇચ્છા છે.

કરારનાં લગ્નોનો બંધ કરાર પુરતોજ હોય છે તેથી ત્યાં પરણનાર સ્ત્રીને તે વર સાથે અને સાસરાના ઘર સાથે જીવત જાગતનો સંબંધ હોતો નથી તેથી સાસરાના ઘરને પોતાનું ઘર તથા વરને પોતાનું મનુષ્ય માનવાનું તેને કાંઈ કારણ નથી. તેને સ્વાભાવિક રીતે પીયરજ પોતાનું ઘર અને પીયરીયાંજ પોતાનાં માણસ રહે છે અને ત્યાં તેમજ બરાબર છે. કેમકે વરની સાથેનો કરાર પૂરો થતાં કે તેનો દેહાન્ત થતાં પાછી તે સ્ત્રી પીયરમાં આવે છે અને તેનાં માતાપિતા વળી તેને અન્ય સાથે પરણાવવાની યોજના કરે છે. આ કરારનાં લગ્નનો વહુએ પીયર સાથે પોતાપણાનો સંબંધ રાખવાનો રીવાજ દુર્દૈવે આર્યોનાં જીવતા સુધીનાં કાયમનાં લગ્નોમાં કન્યાને માટે વર પાસેથી પલ્લું લઇ કન્યાનાં માબાપે પાસે રાખ્યાથી માબાપમાંજ કન્યાને જીવતાં સુધી પોતાપણું કાયમ રહ્યાથી ઇચ્છ્યા વિના પણ દાખલ થઇ ગયો છે, અને લગ્નનો બંધ મૂળ પ્રમાણે કાયમ રહ્યો છે. આથી આર્ય ગૃહસ્થાશ્રમ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઈ ગયો છે. વેદશાસ્ત્ર પ્રમાણે તો



કન્યાને વેદ વિધિથી વરને દાનમાં અર્પણ કરવામાં આવી ત્યારથી જ તેનો પીયર સાથેનો સંબંધ બિલકુલ તુટી જાય છે. પણ તેની પરણનાર સ્ત્રીને ખબર સરખીએ પડે નહીં અને તેથી જીવ. તાંસુધી તે પોતાના ઘરનું માણુસજ રહે એટલા માટે કન્યાનાં માબાપ પોતાને તેનાં આપ્તજન ગણાવીને વર પાસેથી તેને પરણાવતા પહેલાં તેને માટે નાણું કઢાવી તે પોતાના કબજામાં રાખીને તેને વરના ઘરનું માણુસ થવા દેતાંજ નથી. વાસ્તવ દૃષ્ટિથી જોતાં વિદ્યાર્થી અવસ્થા પૂરી કરી ગૃહસ્થ થવાને ઇચ્છનાર પુરૂષ પાસે પોતાને માટે ધર્મપત્ની પ્રાપ્ત કરવા અર્થે દ્રવ્ય આપવાની સવડ હોવાનો કેવળ અસંભવ છે. તથા તેની પાસેથી દ્રવ્ય લઇ તે પોતાના બાપના કબજામાં મૂકી પછી તેની ધર્મપત્ની કહેવરાવી તેને ઘેર આવીને રહેવું એ ધર્મપત્નીનું નહીં પણ દગાખોર સ્ત્રીનું કામ છે. વળી ગૃહસ્થાશ્રમ ધારણ કરવાની ઇચ્છા આવા રૂઢી રીવાજોમાં દ્રવ્ય વિના પૂરી પડી શકે એવી નહીં હોવાથી તે પુરૂષને સ્ત્રી પ્રાપ્ત કરવાનો આધાર પોતાનાં વડીલો ઉપર રાખવો પડે છે. તે વડીલો કરજ કરીને તે વરની મીલકતને સાનમાં કે ગીરો આપી દઇને કે વેચી દઇને તેને પરણાવે છે. એમ થતાં જે કન્યાનું કન્યાનાં માતાપિતા વરને દાન કર્યું ગણાવે છે તે કન્યા તેને પોતાનો સર્વ જીવારો ખોઇને ભીખારી થાય ત્યારેજ મળી શકે છે. શ્રીમંત માતાપિતાના પુત્રોને આમ થતું નથી પણ શ્રીમંત હમેશાં સોમાં બહુ બહુ તો પાંચ સાતજ હોય છે. તેથી તેટલાને અપવાદમાં ગણતાં લગભગ બધાજ પરણનાર પુરૂષોને માત્ર સ્ત્રી પામવાને ખાતર દેવાદાર થઈ ગરીબ અવસ્થામાંજ જીંદગી કહાડવાની આવે છે. શાસ્ત્ર પ્રમાણે કન્યા દાનમાં આપી ગણાવીને પછી આ પૈસા અમારે માટે નહીં પણ પરણનારી કન્યાને માટે અમે લઇયે છીયે તેથી તે વરનેજ ઘેર પાછા આવવાના છે એમ કહીને પેલા વરના જેમ સારી ચાલના તેટલા રૂપીયા ડીપોઝીટ મૂકાવીને કન્યાનાં માબાપ જામીન લેતાં હોય એવું સ્પષ્ટ દેખાય છે. નાણું

વિગેરે કીમતી પદાર્થો કબજામાં આવે એવી નોકરીમાં જેમ સરકાર પાંચસેં કે હજાર કે જોખમના પ્રમાણમાં તેથી વધારે રૂપીયાના જામીન લે છે તેવા કન્યાને દાનમાં નહીં આપતાં હમેશને માટે પોતાનીજ રાખેલી તે કન્યા પ્રજોત્પત્તિ માટે પારકા માણસને સોંપતાં તે વરના જામીન ડીપોઝીટ રૂપીયા મુકાવીને કન્યાનો બાપ તેને પોતાની કન્યા પરણાવતા પહેલાં તેની પાસેથી રોકડ રૂપીયાનાંજ આકારમાં લે છે. ત્યાં સરકારે મુકાવેલા રૂપીયા તો તેવો સંબંધ થઈ રહેતાં મૂકનારને પાછા મળે છે અને અહીં તો તે નાણું "પલ્લુ" એવા નામને પામીને પરણનાર સ્ત્રીની મીલકત થઈ જાય છે. પરણનાર સ્ત્રી વરને દાનમાં અપાય છે તેથી તે વરની માલકીની થઈ જાય છે તોપણ પેલાં નાણું વરની માલકીમાંથી નીકળીને તે સ્ત્રીની માલકીમાં જઇ તેના વિશ્વાસપાત્ર અને આપ્તજન એવા તેના બાપના કબજામાં રહે છે. આ શું છે? વેદશાસ્ત્ર પ્રતિપાદિત બ્રાહ્મ આર્ષ દૈવ કે પ્રાજાપત્ય લગ્નોમાંનું કોઈ પણ લગ્ન આ નથી. પણ માત્ર મુસલમાની કરારનાં લગ્નોનું અનુકરણ હોવાથી કરાર છે. પોતાની છોકરીની સલામતી જાળવવાને કન્યાનો બાપ પ્રથમથીજ પરણનાર વરપાસે એક પારકા માણુસ સાથે કામ પાડવા માટે તેને લુચ્ચો અને અપ્રમાણિક ગણીને પોતાને ત્યાં ડીપોઝીટ નાણું મૂકાવે છે, તેથી એમ સ્પષ્ટ નીકળે છે કે તે પોતાની પુત્રીને પેલા પુરૂષને દાનમાં આપતો નથી પણ પોતાનાથી તે સ્ત્રીમાં પ્રજા ઉપજાવવી અયોગ્ય છે માટે પારકા માણુસને પોતાનું માણુસ પ્રથમથી આવો સજજડ બંદોબસ્ત કરી લઈ પછી સોંપે છે અને તે પોતાના માણુસ ઉપર માલકી હમેશને માટે તે પોતાનીજ રાખે છે.

જેમ બ્રાહ્મણને દાનમાં આપેલી ગાયની સલામતીને માટે દાન કરનાર તે બ્રાહ્મણ પાસેથી કાંઇ અવેજ લઇને પોતાની પાસે રાખતો નથી કેમકે તે ગાય ઉપર તેનો હવે હકક નથી, તેમ કન્યાના બાપે પણ કશોપણ અવેજ લીધા વિનાજ પોતાની કન્યા

વરને દાનમાં આપી દેવી જોઇયે કેમકે દાનમાં આપ્યા પછી તે કન્યા ઉપર તેનો કશો હક્ક રહેતો નથી તેથી તે કન્યાના પૈસા તે કયા હક્કથી પોતાના કબજામાં રાખી શકે ? કન્યાના નામથી વરપાસેથી નાણું લઇને તે પોતાના કબજામાં રાખી કન્યા ઉપરની પોતાની માલકીને તે સ્પષ્ટ રીતે કાયમ રાખે છે ત્યારે પછી કન્યા હું વરને દાનમાં અર્પણ કરી દઉં છું એમ કહેવું અને તેને દાનમાં આપી એમ ઠરાવવું એ લુચ્ચાઇ નથી તો બીજું શું છે ? કન્યાને જો તેણે દાનમાંજ આપી દીધી હોય તો દાન કરી દીધેલી કન્યા ઉપર હવે તેનો શો હક્ક છે ? તેણે શામાટે કન્યાના બધાજ પૈસા તેના સાચા આપ્તજન તેના પતિને ન સોંપતાં પોતાના કબજામાં રાખવા ? હવે તે તેનો વાલી નથી તેમ ધણી નથી. તેના ઘર સાથેનો સંબંધ તે કન્યાને ક્યારનોએ તુટી ગયેલો છે અને વરના કુળગોત્રનું માણસ તે થઇ ગયેલી છે છતાં પુત્રીનું ભલું ઇચ્છીયે છીયે એમ કહીને તેના નામના પૈસા વરપાસેથી કઢાવીને પોતાના કબજામાં રાખી તેને પીયરનો સંબંધ છોડવા ન દેવો અને પોતાનાજ ઘરની થઇને તે જીવતાં સુધી રહે એવી સ્થિતિમાં તે કન્યાને લાવી મૂકવી અને વળી તેને વરને દાનકરી દીધેલી ગણાવવી એ કેટલી પ્રપંચ ભરેલી અને નાલાયક વાત છે તેનો વિચારવાનોએ ખ્યાલ કરવો. આ બાબત સર્વ નાતના આગેવાનોએ ખાસ કરીને ધ્યાનમાં લેવાની છે. ઘણું કહ્યાથી શું ? ટુંકામાં એટલુંજ કે આ પલ્લું લેવાનો રીવાજ કશરનાં લગ્નોનું અનુકરણ છે. કન્યા દાનમાં આપી દીધાપછી કન્યાના બાપે તેની સાથે કશોજ સંબંધ રાખવો જોઇયે નહીં, કેમકે તેના ઘરનું તે કન્યાને સ્નાન સૂતક પણ આવતું નથી એટલી બધી તે તેના ઘરથી જુદી પડી ગયેલી છે. તે સ્રીનો વાલી હવે તેનો વર છે તેથી તે વર લાયક ઉમરનો હોય ત્યારે તો તેનેજ પોતાની કન્યા અને તેની સઘળી મીલકત સોંપી દઇ તે ઉપર શક્તિ પ્રમાણે તેને દક્ષિણા આપવી, અને તે નાની ઉમરનો હોય



ત્યારે તેના જે વડીલ તેના વાલી હોય તેને પરણનારી કન્યા અને તેની સઘળી મીલકત સોંપવાં. વરપાસેથી પલ્લું કે કાંઇજ કન્યાના બાપે લેવું નહીં કેમકે દાન આપનાર દાન લેનાર પાસેથી જ્યારે પૈસા લે ત્યારે તે પછી દાન રહેતું નથી. આશ્ચર્ય છે• કે શાસ્ત્રવિરૂદ્ધ એવો મુસલમાની રીવાજના અનુકરણ રૂપ આ કન્યાને માટે અને પોતાને માટે વર પાસેથી નાણું લેવાનો રીવાજ વર્ષોનાં વર્ષોથી અંધપરંપરાની પેઠે ચાલ્યો જાય છે પણ શાસ્ત્રજ્ઞ પુરૂષોએ આબાબતમાં કાંઇજ બોલતા નથી. કન્યાના બાપે વરપાસેથી કશું પણ કેમ લેવાય ? તે દાતાના પદે સ્થિત છે અને વર પ્રતિગ્રહ કરનારના પદે સ્થિત છે. તેથી કન્યાના દાન સાથે શક્તિ પ્રમાણે દક્ષિણા આપી વરને પગેલાગવાનોજ તેનો ધર્મ છે પણ કન્યાને માટે અને પોતાને માટે પ્રથમથી વરપાસેથી નાણું ઓકાવીને પછી હું કન્યાનું દાન આપું-છું એમ કહેવું એ કેવળ ગેરવ્યાજબી અને અધર્મરૂપ છે. ખુદ કન્યાનેજ જ્યારે તેના વરને દાનમાં આપી ત્યારે તેને માટે વરપાસેથી નાણું લઇને કન્યાના બાપે પોતાની પાસે રાખવાં એ શું ? તેને અન્ય પુરૂષને દાનમાં અર્પણ કરી દઇને પછી તેના હિત અહિતની ચિંતા તેણે રાખવી અયોગ્ય છે. તે હવે વરના ઘરનું માણસ છે તે બાબતની ખાત્રી થવા માટે તે કન્યાને વિવાહની ક્રિયા સમાપ્ત થયા પછી શ્વશુરપક્ષના વડીલોના ભેગું ખવડાવવાનો શ્વશુરકુટુંબમાં ભેળવાનો આચાર કરવામાં આવે છે તથા ત્યારપછી તુરત તેને સાસરાના ઘરમાં લઈજવામાં આવે છે અને પછી તેને તેમની કુલવધૂ તરીકે ત્યાંજ રહેવાનું હોય છે. આમ છતાં તેની ન્હાની વયને લીધે તેના લગ્નના હેતુરૂપ તેના પૂજ્ય પતિની અને વડિલોની સેવામાં તેને ન મૂકયાથી પછી તેનું ત્યાં રહેવું નિરર્થક જેવું થઈ પડયાથી તેને સાસરાનું ઘર કે જે હવેથી તેનું પોતાનું ઘર છે ત્યાં જેને તે દાનમાં અર્પણ કરાઈ છે એવા તેના પતિની પાસે નહીં રાખતાં સાસરાવાળાં તેને પાછી પીયર મોકલીદે છે અને પછી પાકી ઉમરની થતાસુધી



પીયરમાંજ રહેવાદે છે. એથીજ તેને ઉછરતી વયમાં પીયરનો સહવાસ ગાઢ થઈ ગયાથી પછી સાસરાનું ઘર તે પોતાનું ઘર અને સાસરાનાં માણુસ તે પોતાનાં માણુસ તેને લાગતાં નથી અને તેનું ચિત્ત પીયરમાંજ પોતાપણું દેખે છે. જ્યાં તેને જીવતાસુધી રહેવાનું છે અને જેમની સાથે તેને જીવતાસુધી સંબંધ બાંધવાનો છે તે પારકું મનાયાથી અને જે ઘર અને માણુસો હવે તેનાં મટી ગયાં છે તેઓ પોતાનાં મનાયાથી તે સ્ત્રીનું જીવન પણ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઈ જઇ દુઃખમયજ થઈ રહે છે તથા એવા સ્ત્રી સાધનથી માંડેલો તે પુરૂષનો ગૃહસ્થાશ્રમ પણ દુઃખરૂપજ નીવડે છે.

વળી સાંપ્રતમાં આર્યોએ વેદધર્મ અને તેના સિદ્ધાન્તોનું અનુકરણ કરવાનું બાજુ ઉપર મૂકીને અન્ય પ્રજાના અનુકરણરૂપ "વિષયપ્રિયતા" સ્વીકાર્યાથી તેમણે જીવનમાં પ્રાધાન્યહેતુરૂપ ધર્મને ગણવો જોઇયે તેને બદલે વિષયોનેજ ગણ્યા છે. અન્યપ્રજાના સહવાસથી તેમને એવું ઉંધું સમજાયું છે કે જે માણસની પાસે પુષ્કળ દ્રવ્ય હોય તેજ આ જગતમાં સુખીમનુષ્ય છે કેમકે તેને ભોગના પદાર્થો બીજા અલ્પ દ્રવ્યવાળા ગરીબો કરતાં વિશેષ મેળવવાની શક્તિ છે. પુષ્કળદ્રવ્ય એટલે શું તેનું કાંઈ તેમણે માપ બાંધ્યું નથી તેથી ઘણા શ્રીમંત એવા રાજાથી તે નિષ્કિંચન ભિખારી સુધીનાં તમામ માણુસો વગર વિચારે પોતાની પાસે ઓછું છે એમ માની તેથી વધારે મળે એવી ઇચ્છા હૃદયમાં રાખ્યાં કરે છે. ભોગના પદાર્થોમાં હવે બસ છે એવી તૃપ્તિ સંતોષ વિના થતી નથી તેથી ભોગોને ઉપજાવનાર દ્રવ્યને મરણ પર્યન્ત રળ્યાં અને સંચ્યાં જવાની કદાપિ ન છીપે એવી લાલસા પ્રત્યેક સંસ્કારમોહગ્રસ્ત પુરૂષના અંતરમાં નિરંતર બળતી રહે છે. માતાપિતાના નિશ્ચયો સાચા અને અનુકરણીય સમજી બિચારાં વિશ્વાસુ બાળકો માબાપના આવા ઉલટસમજના નિશ્ચયોને પોતાના કરીને માને છે અને તે પ્રમાણે શ્રદ્ધાથી વર્તે છે. આ માબાપો પોતાની



કન્યાઓનું કલ્યાણ તેમને જેમ વૈભવી વિષયસુખોની મોજ વધારે માણવા મળે તેમાં સમજતાં હોવાથી તેમને બનતા સુધી દ્રવ્યવાન વરને પરણાવે છે અને પોતાની પુત્રીને વિષયી મોજ શોખ ભોગવતી જોઇને તેઓ ઘણાં પ્રસન્ન થાય છે. પણ મનુષ્ય જેમ જેમ વિષયોમાં વધારે પ્રીતિવાળું થાય છે તેમ તેમ તે પોતાના સત્યધર્મથી વધારે અને વધારે દૂર ખસતું જાય છે અને પરિણામે તેનું હૃદય જડ અને નાસ્તિક બની જાય છે. ધર્મની સત્તા મર્યાદામાંથી બહાર જતાં મનુષ્ય પ્રયત્ન વિનાજ અધર્મના કબજામાં આવી પડે છે. જ્યાં સુધી તેણે ધર્મનું શરણ ત્યજ્યું હોતું નથી ત્યાં સુધી અધર્મનું તેના ઉપર કાંઇ ચાલતું નથી. પણ ધર્મની ટેકોને વિષયભોગોની લાલસાથી ઢીલી મૂકતાંજ અધર્મ પોતાનો અમલ તેના ઉપર પૂરા બળથી ચલાવવા માંડે છે. મુસલમાનો અને ઇંગ્રેજો અધર્મનેજ સેતાન કહે છે. એ અધર્મનું એવું મોટું બળ છે કે એકવાર કોઇ મનુષ્ય તેના પંઝામાં સપડાયો કે પછી તેની પાસેથી છૂટી ધર્મને શરણે આવવું એ તેને ઘણું મુશ્કેલ થઈ પડે છે. કેમકે અધર્મ એ રાક્ષસ છે, તેથી તેને કોઇની કાંઈજ દયા નથી. ધર્મને છોડતાંજ એ અધર્મ સ્વાભાવિક રીતેજ પ્રવેશ કરી દે છે. જેમ ઉત્તમ ભૂમિમાં સારા છોડ ન વાવ્યાથી નીંદણ અને જડીયાં ઉગી નીકળી જમીનને બગાડી નાંખે છે તેમ અંતઃકરણ પણ ખેતર જેવું છે તેમાં પણ જો સદ્‌ગુણો ધર્મ ભક્તિ જ્ઞાન વિગેરે ઉત્તમ પ્રકારનાં બીજો ઉગાડવામાં આવતાં નથી તો દુર્ગુણો તેમાં આપોઆપ આવીને ભરાઈ જાય છે અને પછી ધીમે ધીમે એવાં દૃઢમૂળ ઘાલી દે છે કે તેઓ અનેક પ્રયત્ને પણ પછીથી નીકળતા નથી. આ કારણને લીધે સામાન્ય રીતે હાલનાં સર્વ દંપતીઓ પરણીને કરવાયોગ્ય મદન મહારાજની અખંડ ભક્તિજ સમજે છે. તેમનો આનંદ વિષયાનંદમાંજ પૂરો થાય છે. શરીરના નિર્વાહને માટે અને કામના સહાયક પદાર્થોની પ્રાપ્તિ માટે દ્રવ્યની અગત્ય હોવાથી બીજે નંબરે તેઓ લક્ષ્મીદેવીની ઉપાસના કરે છે. આમ આર્યોના ઉપા-

સ્યદેવતા આજે કામદેવ અને લક્ષ્મીદેવી એ બેજ જણાય છે અને તેઓ તેમને તેમની ભક્તિના સ્વરૂપ પ્રમાણે પ્રસન્ન પણ થયેલા છે. કામદેવની પ્રસન્નતાથી ગ્રામ્યધર્મનું અત્યાચારથી સેવન થવાથી નમાયલી પ્રજા સંખ્યાબંધ ઉત્પન્ન થઇ છે અને થતી જાય છે તથા લક્ષ્મીદેવીની પ્રસન્નતાથી દ્રવ્યલોભવૃત્તિ અત્યંત પોષાયાથી દ્રવ્યને માટે મનુષ્યવધાદિ અનેક ઘોર પાપકર્મો કરી તેમનાં ફળરૂપ દુષ્કાળ મહામારી આદિ આપત્તિઓ પ્રજાને સહન કરવાની થઈ છે. આમ થવામાં તે તે દેવતાનો દોષ નથી કેમકે લોક કંઇ તેમના ખરા સ્વરૂપની ભક્તિ કરતા નથી પણ તેઓ તો કામદેવને વ્યવાયના રૂપમાં અને લક્ષ્મીદેવીને જડદ્રવ્યના રૂપમાં ભજે છે તેથી તેમના ચિંતન પ્રમાણે તેમને ઉપર પ્રમાણેજ ફળ થવું ઘટે છે અને તેથી તેવુંજ ફળ તેમને થાય છે.

પોતાની આસપાસનાં સર્વ સ્ત્રીપુરૂષોની પ્રવૃત્તિ કેવળ વિષયોને અધીન જોઇને નવાં થયેલાં દંપતીને પણ પોતાને માટે વિષયસેવન શિવાય અન્ય કર્તવ્યનું ભાન થવાનો યોગ બનતો નથી. માતાપિતા અને વડીલો તરફથી તેમને દ્રવ્ય અને વ્યવાયની ઉપાસનાનો ઉપદેશ મળે છે તથા તેઓપણ તેમને એજ ઉપાસનામાં લાગેલાં દેખવામાં આવે છે. તેથી પોતાના ખરા કર્તવ્યનું ભાન તેમને ઘણા લાંબાકાળ સુધી થઈ શકતું નથી અને પછી જ્યારે પોતાના સત્યકર્તવ્યનું ભાન તેમને થાય છે ત્યારે તે એટલું મોડું હોય છે કે એ જ્ઞાન તેમને પછી કાંઈજ કામમાં આવતું નથી. આ વખતે તેમની પશુવૃત્તિયો બહુજ બ્હેકી ગયેલી હોય છે તથા લોભવૃત્તિ ઘોરઅધર્મને પણ ન ગાંઠે એટલા ધાષ્ટ્ર્યવાળી થઈ ગઈ હોય છે, અને આ વૃત્તિયોને અંગે બીજા પુષ્કળ દુર્ગુણોએ આવીને તેમના અંતઃકરણમાં વાસ કર્યો હોય છે. ઘણી બાબતમાંતો અભ્યાસના બળથી તેઓ અધર્મને ધર્મ અને અન્યાયને ન્યાય સમજતાં થયાં હોય છે અને તેની તેમના મને એની સજ્જડ ગાંઠ વાળી હોય છે કે



સાક્ષાત્ બ્રહ્માને પણ તે છોડાવવી મુશ્કેલ પડે. આવી અવસ્થામાં તેમના વાસ્તવ કર્તવ્યનો ઉપદેશ તેમને શું કામ આવે? ઘર ચારેપાસથી સળગીગયા પછી તેના ઉપર માત્ર કોગળા કર્યેથી શો અર્થ સરે? એવો પાછળથી મળેલો ઉપદેશ કોઇકજ મનુષ્યને કામમાં આવે છે અને તે પણ કોને કે જેમને પ્રથમથીજ સદ્‌ગુણોના માહાત્મ્યનો બોધ મળેલો છે છતાં કુસંગબળથી સદ્‌વૃત્તિયો ઢંકાઈ જઇ ન્હીતે ન્હીતે મન અયોગ્ય પ્રવૃત્તિ કરતું થયું છે તેમને કામમાં આવે છે, અન્યને તો નહીંજ.

મનુષ્યના મનનો એવો સ્વભાવ છે કે તે જે ઘરેડમાં ચાલતું હોય તે ઘરેડ (ચીલો) ધીમેધીમે ઉંડી થતી જાય છે અને જેમ જેમ વધારે ઉંડી ઘરેડ થતીજાયછે તેમ તેમ તેને તેમાંથી કહાડવાનું કામ વધારે વધારે મુશ્કેલ થતું જાય છે. માણસોને વારંવાર ટોકણી થવા છતાં, વારંવાર નુકશાન સહન કરવું પડયા છતાં, વારંવાર શિક્ષા પામ્યા છતાં, પોતાને પડેલી લત છોડવાની તેમની મરજી છતાં, પણ તેઓ છોડી શકતા નથી તે આજ કારણથી. લાંબાકાળસુધી તેમનું મન તેજ લતમાં ચાલ્યાં કર્યું છે અને તેથી તેની ઘરેડ એટલી ઉંડી થઇ ગઇ છે કે તેને તેમાંથી કહાડવું અશક્ય જેવું થઈ પડયું છે. ઘણીજ ઉંડી પડી ગયેલી ઘરેડમાંથી મનને કહાડવા માટે જુની ઘરેડને કેવળ બંધ કરીદઈ બહુજ સાવધાન રહીને જુનામાર્ગમાં તે ફરીથી નાશી ન જાય તે માટે મનના ઉપર જાગૃતિનો સતત પેહેરો મૂકીને તેને નવી ઘરેડમાં ચલાવવા માંડવું એજ માત્ર તેને માટે ઉપાય છે. પ્રથમતો નવી ઘરેડમાં ચાલતાં તેને બહુજ મુશ્કેલી અને અણગમો લાગે છે અને વારંવાર તે પોતાને અભ્યસ્ત માર્ગે વળી જવા માટે ભારે પ્રયત્ન કરે છે, તથાપિ પ્રમાદનો કેવળ ત્યાગ કરીને નિરંતર સાવધાન રહી આગ્રહથી તેને નવામાર્ગમાં જવાની ફરજ પાડનાર થોડાસમયમાં તેને નવામાર્ગની ટેવવાળું કરે છે. જેમ જેમ તે નવામાર્ગમાં ચાલતું જાય છે તેમ તેમ તેને જુનામાર્ગની

ટેવ છુટી નવામાર્ગનો અભ્યાસ બંધાતો જાય છે અને પરિણામે અભ્યાસના બળથી તે નવો માર્ગ પછી તેને એટલો જુનો થઈ જાય છે કે તેમાંથી તેને બળકરીને કોઈ કહાડવા મથે તોપણ તે અનેક પ્રયત્ને નીકળતું નથી અને કોઈનું નહીં માનતાં પોતાના અભ્યસ્ત માર્ગમાં તે આંખો મીચીને ચાલ્યાંજ કરે છે. મનની પડેલી લત છોડાવી તેને નવો અભ્યાસ પાડવાનું કામ આટલું મુશ્કેલ હોવાથીજ પુસ્તકો અને મહાપુરૂષો દ્વારા કર્તવ્ય પ્રાપ્તવ્યના સ્વરૂપને અને તે સિદ્ધકરવાના વિધિને જાણ્યા છતાં પણ અનેક મનુષ્યો હાલ કેવળ વાચકજ્ઞાની થયેલાં દૃષ્ટિએ પડે છે. તેઓ મનનો અભ્યાસ ફેરવવાના કામમાં પ્રમાદ અને કાયરતાને લીધે પોતાના જ્ઞાનને આચારમાં મૂકી શકતાં નથી, અને પૂર્ણ બ્રહ્મસ્વરૂપ થવાની કળાને જાણતાં છતાં પૂર્ણ જીવસ્વરૂપ રહી કર્મના મારથી પડતાં દ્વંદ્વોને લાચાર થઈ મુંગેમ્હોએ સહનકરતાં લક્ષચોરાસીના ફેરા ફર્યાંજ કરે છે અને જીવત્વને પોષ્યાંજ કરે છે. અરે ! અરે ! અત્યંત ખેદ કરવા જેવી વાર્તા છે અને પુનરૂકિત થતા છતાં ફરીફરીને કહેવું પડે છે કે પ્રમાદરહિત બળવાન ઉત્સાહવાળા ધૈર્ય વિનાજ મનની આવી કાયરતા ઉત્પન્ન થાય છે અને એ ખંતવાળો ઉત્સાહ વીર્યસંપત્તિની મંદતાને લીધેજ ઉત્પન્ન થતો નથી. આથી "**બ્રહ્મચર્યનો વારંવાર ભંગ**" એજ શરીરનું મનનું અને બુદ્ધિનું બળ ઘટવામાં મુખ્ય કારણ છે એજ છેડા ઉપર આવીઆવીને વાત અટકે છે. જ્યાંથી જોઇશું ત્યાંથી તપાસતાં વિષયલોલુપતાજ આર્યાવર્તના નિપાતમાં કારણરૂપ થયેલી જણાશે. બીજાં સર્વ કારણો પણ આજ મૂળકારણની શાખાઓ છે, તેથી આજ એક કારણને લીધે બ્રહ્મસ્વરૂપ થઈ રહેલું એવું આપવિત્ર આર્યાવર્ત આજે જીવસ્વરૂપ થઈ રહ્યું છે એમ સિદ્ધ થાય છે. શિવ. શિવ ! ! !

આ પ્રમાણે લગ્નવડે કરીને સિદ્ધ કરવાયોગ્ય જે ધર્મ અને સત્યપ્રેમ તે સિદ્ધ નહીં થવાથી અન્ય ત્રણ આશ્રમોના સ્તંભરૂપ



ચારે પુરૂષાર્થને સિદ્ધ કરી આપવામાં મદદગાર એવો ગૃહસ્થાશ્રમ હાલ કોઇપણ પુરૂષાર્થ સિદ્ધ કરી શકતો નથી. હાલનો આવો નામનો ગૃહસ્થાશ્રમ જ્યારે કોઇજ અર્થને સિદ્ધ કરી શકતો નથી ત્યારે તો વિષયો ભોગવવાની લાલચવાળાં સ્ત્રીપુરૂષોને પોતાના અમૂલ્ય આયુષ્યને વ્યર્થ ગુમાવતાં રહેવાદઇને ઉંચા અધિકારવાળાં અને પશુવૃત્તિને જીતવાના સામર્થ્યવાળાં મનુષ્યોએ આં સંસારપ્રવાસમાં ગૃહસ્થાશ્રમનો આશ્રય ન લેવો એજ તેમને પોતાના જીવનને સાર્થક કરવાનો અવશિષ્ટ ઉપાય છે.

આર્યાવર્તમાં મુસલમાનોનું આગમન થતાં પહેલાં જ્યારે આ દેશ બુદ્ધિમાન વિદ્વાન બળવાન શૂરા અને ધર્મવીર ક્ષત્રિયરાજાઓના હાથનીચે રક્ષાતું હતું ત્યારે તે ઘણુંજ ઉન્નતિવાળું હતું કેમકે પરધર્મના સિદ્ધાન્તોથી પ્રજાનાં મગજ તે વખતે સંશય વિપર્યયવાળાં થઈ ગયેલાં નહોતાં. પ્રજાના વર્ણાશ્રમ ધર્મોને શાસ્ત્રની આજ્ઞાનુસાર રાજ્ય યથાર્થ સાચવતું. મનુસ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રોજ રાજ્યના કાયદા હતા. વિદ્વાન સદ્ગુણી અને ધર્મનિષ્ઠ બ્રાહ્મણોજ ન્યાયાધીશ અને શિક્ષકનું કામ કરતા. બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણના બાલકોને શાસ્ત્રમાં કહેલી વયે ઉપવીત આપી બ્રહ્મચારી અવસ્થામાં રાખી ઉત્તમ વિદ્વત્તાવાળા સર્વજ્ઞ મહાત્માઓ પાસે વેદાધ્યયન અને અન્ય વિદ્યાનો અભ્યાસ કરાવવામાં આવતો. વિદ્યાર્થીઓ ગુરૂપત્ની અને તેમની કન્યા કે જેઓ ધર્મનીજ મૂર્તિરૂપ મહાદેવી સરખાં હતાં તેમના વિના અન્ય સ્ત્રિયોના સંસર્ગમાં આવવા પામતા નહીં. તેઓ નગરથી દૂર રહેતા અને ભિક્ષા માગી લાવવાના કાર્ય વિના નગરના મનુષ્યો સાથે તેમને અન્ય સંસર્ગ નહોતો. સંગની અસર બહુજ ઉતાવળે બેસી જાય છે. શ્રી વસિષ્ઠઋષિના લવસત્સંગનું ફળ શ્રી વિશ્વામિત્રઋષિની દશહજાર વર્ષની તપશ્ચર્યાની બરાબર થયાનું દૃષ્ટાંત પ્રાચીન ઇતિહાસોમાં પ્રસિદ્ધ છે. એજ પ્રમાણે લવકુસંગનું ફળ તેથી વિરૂદ્ધ તેટલા પ્રમાણમાં થવાનુંજ. હાલ વિદ્યાર્થીઓને કેટલા કુસંગ

છે તે જુઓ. તેઓ કુસંગીઓની સોબતમાં બીડીઓ પીતાં, ભાંગતમાકુખાતાં, દારૂમાંસ ખાતાં, પરવર્ણની સાથે જમતાં, ચોરી કરતાં, અસત્ય બોલતાં, કપટ કરતાં, વિગેરે અનેક દુરાચરણોને તેવી સોબતને લીધે શીખે છે અને તેથી કામ ક્રોધ મદ લોભ મોહ અને શોક એ છ મનુષ્યના કટ્ટા શત્રુઓ તેમને વળગે છે. આથી તેઓ પોતે ખરાબ થાય છે અને બીજાને ખરાબ કરે છે. અને અમૂલ્ય મનુષ્યજીવન વિષયીવર્ગમાં રહી સંસારમાં પૂર્ણ ગીરફતારપણે ફોકટ ગુમાવી નાંખે છે તથા તે ઉપરાંત આગળ વ્યવહારમાં ભાથા તરીકે સાથે રાખવા માટે પાપોનો એટલો મોટો ડુંગર તૈયાર કરે છે કે તેનું માપ કરીએ તો તે હિમાલય પર્વતથી સોગણો મોટો થાય. જે વિદ્યા તેઓ હાલની શાળાઓમાં ભણે છે તે વિદ્યા પ્રકૃતિતત્ત્વના જ્ઞાન સંબંધિ હોવાથી તે તેમને દુર્ગુણો અને પાપોથી બચાવી શકતી નથી. પ્રાચીન કાળના તે વિદ્યાર્થીઓ તો પોતાના ગુરૂના, તેમના પુણ્યકુટુંબના, અને પ્રસંગે ગુરૂના જેવા તેમના મિત્રો અને સગાંઓનાં કુટુંબનાજ સહવાસમાં આવતા. તેથી તેમનાંમાં વિદ્યાની સાથે સત્સંગના બળથી ઉત્તમ ધર્મબળ, સ્વાત્માર્પણ, દયા, ઉદારતા, નીતિ, અને વૈરાગ્ય પૂર્ણપણે વિકાસને પામતાં. યતિના ધર્મો પળાયાથી તેમનામાં વિષયતૃષા, લોભ, પ્રમાદ વિગેરે દુર્ગુણો પ્રવેશતા નહીં. તેથી આર્યાવર્તને પૂર્ણશોભા આપનાર અમૂલ્યરત્નરૂપ પુરૂષો તેઓ થઈ રહેતા. બ્રહ્મચર્યની સમાપ્તિએ તેઓ જ્યારે લગ્ન કરતા ત્યારે કાંઇ આજના જેવી કન્યાઓ તેમને ધર્મપત્ની તરીકે આપવામાં આવતી નહોતી. આવી ધર્મભ્રષ્ટ કન્યાઓ સાથે તેઓ કદાપિ લગ્ન કરેજ નહીં. નૈષ્ઠિક બ્રહ્મચારી રહી જીવન ગાળવા તો તેઓ અત્યંત ખુશી હતા, પણ પ્રજાનો ઉચ્છેદ ન થઈ જાય માટે બુદ્ધિમાન ગુરૂઓ તેમને ગૃહસ્થાશ્રમ ગ્રહણ કરવા આજ્ઞા કરતા. તેથી તે બ્રહ્મચારીઓ ઉત્તમરૂપવતી, વિદુષી, ખોડખાંપણ વિનાની, ધર્મજ્ઞ, અને દૃઢપતિવ્રત ધારણ કરવાના સત્યસંકલ્પવાળી પવિત્ર અને ધર્મનિષ્ઠ



કન્યાને ધર્મપત્ની તરીકે સ્વીકારતા. માતાપિતા જેવાં હોય છે તેવીજ તેમની પ્રજા બને છે. હાલની ધર્મભ્રષ્ટ અને દુર્ગુણીમનુષ્યોના સંગમાં ઉછરેલી, કન્યાશાળામાં નિર્માલ્ય શિક્ષણને પામેલી, માતાના અવગુણોના અનુકરણવાળી, અને ધર્મભ્રષ્ટ કન્યાઓમાં ધર્મપત્નીનો હોદ્દો ધીરણ કરવાની યોગ્યતા બિલકુલ નથી. કુલવધૂનો પત્નીનો માતાનો સાસુનો અને વડીલનો એવા પાંચ પ્રકારના ધર્મો તેને લગ્ન પછી ક્રમે કરીને પ્રાપ્ત થવાના હોય છે તેથી તે તે હોદ્દાઓને ધારણ કરવાની યોગ્યતા, તેમના ધર્મોને અસ્ખલિતપણે પાળવાનું ધર્મબળ, અને મોક્ષના માર્ગમાં જવાનું આત્મબળ તેને પ્રાપ્ત હોવું જોઇએ. આમાંનું એક પણ આજની વધૂઓમાં જોવામાં આવતું નથી. તેથી મનુષ્યમાં જે "ધર્મ" નામના તત્ત્વની વિશેષતાને લીધે અન્ય શરીરોથી તેની ઉત્કૃષ્ટતા છે તેજ અત્રે નહીં હોવાથી આજના ગૃહસ્થાશ્રમો જનાવરના ગૃહસ્થાશ્રમો કરતાં ઉંચા નથી. કૃષ્ણપક્ષની અંધારી રાત્રીમાં ચમકતા તારાઓની પેઠે કોઇ કોઇ સ્થળે ધર્મવાન મનુષ્યો દૃષ્ટિગોચર થાય છે તથાપિ એ તારાઓ જેમ અંધકારને દૂર કરી શકતા નથી પણ પોતાની જાતનેજ પ્રકાસી શકે છે તેમ આ ધર્મવાન મનુષ્યો સર્વત્ર વ્યાપી ગયેલા એ અધર્મના ઘોર અંધકારને દૂર કરી શકતા નથી. તેથી તેઓ માત્ર પોતાનુંજ કલ્યાણ સાધી શકે છે.

કામ ક્રોધ મદ લોભ મોહ અને શોક એ છ એ વિકારોને હાલની પ્રજાએ પાળી પોષીને એટલા બધા મોટા કરી દીધા છે કે તેમના વિરોધી ગુણો જે વિતૃષ્ણા ક્ષમા નિર્માનતા સંતોષ વૈરાગ્ય અને વિવેક તે કેવળ દબાઇજ ગયા છે. લોકની નિત્ય નવું નવું જાણવાની તૃષ્ણાથી ન્યુસપેપરો અને માસીકો ઢગલાબંધ વધી પડયાં છે. હદપારના વિષયસેવનથી તેમણે શરીરો એવાં બગાડી દીધાં છે કે દાકતરોં અને વૈદ્યોનો ધંધો અત્યારે બહુજ વજનદાર થઇ પડયો છે. શરીરો વિષયીપણાને લીધે નિર્બળ થવાથી તેમને ઉત્તેજત આપવા માટે વ્યસનો પણ પુષ્કળ વધી પડયાં છે.



રમતગમતની પ્રિયતા વધવાથી નાટકવાળા અને તમાસાવાળાઓની કમાઇ વધી પડી છે. સ્પર્ષસુખની લોલુપતા વધ્યાથી વેશ્યાઓના ધંધાને ઉત્તેજન મળ્યું છે. એમ અનેક રીતે પોષીને કામને હૃષ્ટપુષ્ટ કર્યો છે. કામ પોષાવાથી અન્ય વિકારો એની મેળેજ પોષાયા છે કેમકે કામ સર્વ દુર્વિકારોના મૂળ રૂપ છે. લોભ વધી પડ્યાથી મનુષ્યો દ્રવ્યના લોભથી હડકાયાકુતરાની માફક વલવલતા જ્યાં ત્યાં ભટકતા દેખાય છે. વ્યવહાર ખેડવામાં જૂઠ પ્રપંચ ઠગાઇ ચોરી અને નિર્દયતા એ તો તેમનો નિત્યનો ખોરાકજ હોય છે. તકરારો અને લઢવાડો એટલી બધી વધારી દીધી છે કે તે ઉપર ઠામઠામ સરકારને સીવીલકોર્ટો સ્થાપવી પડી છે, તથા કુશળપણે લડાઈ લઢવા માટે વકીલો અને બારીસ્ટરો પણ સંખ્યાબંધ વધી પડયા છે. નિત્ય ઉઠીને કરોડો રૂપીયા કોર્ટને વકીલોને અને અન્યને આપી લોકો લઢે છે એ વાત પ્રાચીન આર્યભૂમિનો કોઇ મનુષ્ય સાંભળે તો તેને તેમના અજ્ઞાનને માટે અત્યંત આશ્ચર્ય અને કરૂણા ઉપજયાવિના ન રહે. કયાં સુધી વર્ણન કરવું. ટુંકામાં એટલુંજ કે ધર્મને સ્થાને અધર્મ, સદ્‌ગુણને સ્થાને દુર્ગુણ, પુણ્યને સ્થાને પાપ, અને નીતિને સ્થાને અનીતિનું સેવન કરી હાલની પ્રજાએ આ પવિત્ર આર્યભૂમી જે સત્યરીતે દેવભૂમી છે તેને પિશાચભૂમી સરખી બનાવી મૂકી છે. આર્યધર્મશાસ્ત્રોની આજ્ઞાઓનું યથાર્થ પાલન કરવા ઇચ્છનાર આથી આ લોકની સાથે સંબંધ રાખી દુઃખનેજ રળે એમ છે. હંસ જો કાગડાઓ સાથે રહે તો તેણે અમૃતભોજનની આશા રાખવી ફોકટ છે. કાગડાઓનો ખોરાક જે વિષ્ટા તેજ તેમના સંગમાં તેને મળશે. તેને અમૃતભોજનનીજ ઇચ્છા હોય ત્યારે તો તેણે કાગમંડળીનો સંગ ત્યજીને જ્યાં રાજહંસો રહેતા હોય ત્યાં જઇને રહેવું એજ તેને માટે યોગ્ય છે.

હાલ કેળવણી પુષ્કળ વધી છે. ધર્મશાસ્ત્રો અને વેદાન્તો પર્યન્તના નિશ્ચયો પ્રજાના ઘણા ભાગના જાણવામાં છે. એમ



છતાં સર્વ કોઈ જાણે કાંઈજ જાણુતા ન હોય અને ગર્દભ કરતાં વધારે બુદ્ધિ ન જ રાખતા હોય એમ વર્તે છે. જેને તેને એમજ કહેતાં સાંભળીયે છીએ કે ભાઇ ! આપણો ધર્મ હવે કેવળ પડી ભાગ્યો. લોક કેવળ અધર્મી થઇ રહ્યા છે અને ઘોર કળિ પ્રવર્તી રહ્યો છે. પણ તેમને પૂછીયે કે તમે કેમ તેમાંના એક થઇ રહ્યા છો ? સર્વ કોઇ તમારી પેઠેજ પોતાને બાદ મૂકીને વાત કરે છે. પણ પ્રજા અથવા લોક એટલે, કે આર્યાવર્ત એટલે શું ? એક એક માણસ થઇનેજ દેશ છે. એકે એક માણસ પોતાની જાતે પોતાના ધર્મને સજ્જડપણે ચુસ્તરીતે જાળવે તો સંપૂર્ણ આર્યાવર્ત હવણાંજ એકદમ ઉન્નતિમાં આવી જાય. પણ "વો દિન કહાં કે મીયાં કે પાઉંમેં જૂતી." સર્વ કોઇને અજ્ઞાનજ દબાવે છે. અજ્ઞાન અથવા દેહાધ્યાસ એવો છે કે તે વાઘની બકરી કરીનાંખે. તે અજ્ઞાન આજ ધીમે ધીમે વધારે અને વધારે સજડાતું જાય છે. થોડા અપવાદ વિના બધાજ ભણેલાઓ અત્યારે જડવાદી થઈ ગયા છે. પશ્ચિમના લોકો જડવાદી છે તો તેમના વ્યવહાર અને શાસ્ત્રરચના તથા તેમના જીવનનો ઉદ્દેશ પણ તે અનુસારે છે. તેથી તેઓ તેવી રીતે સુખી છે. પણ આર્યોને તો જેમ "ધોબીનો કુતરો ગામનો એ નહીં અને ઘાટનો એ નહીં" તેમ થયું છે. આર્યધર્મશાસ્ત્રો ચૈતન્યવાદી છે તેથી વર્ણાશ્રમવ્યવસ્થા અને તેના અંગના સર્વ વ્યવહારો મૂળમાં તેને અનુસરીને છે. પણ આ ચૈતન્યવાદી આર્યો સેંકડો વર્ષોથી પરધર્મીઓના સંસર્ગમાં અને તેમની સત્તામર્યાદામાં રહ્યા તેથી અન્યધર્મના અને આ ધર્મના સિદ્ધાન્તો ભેળસેળ થઈ લોકનાં મગજ કરોળીયાની જાળના જેવાં ઘુંચાઇ ગયાં છે. સત્ય શું છે તેની કોઇને સમજણ પડતી નથી. ત્યારે આજના વિદ્વાનો જેઓ જડવાદના ભણતરને ભણેલા છે તેમણે શાસ્ત્રોના રહસ્યવેત્તા બની આ ચૈતન્યવાદને જડવાદમાં સમજવાનો પ્રયત્ન કર્યો અને તે પ્રમાણે તેઓ બીજા ચૈતન્યવાદીઓને સમજાવવા લાગ્યા તેથી આર્યાવર્તની છેકજ અવદશા આવી ગઈ અને સર્વ ધર્મભ્રષ્ટ અને નાસ્તિક સરખા થઈ રહ્યા.



જડવાદી એટલે શું તે ઘણાં મનુષ્યો સમજી શકતાં નથી તેથી જડવાદના સિદ્ધાન્તોને ચૈતન્યવાદમાં લાવીને ગોઠવેલા જોઇને તેઓ પ્રસન્ન થઇ તે નિર્ણયોને સાચા માની લે છે. તેથી હવેથી તેવી ભૂલ થવા ન પામે માટે તેવાં મનુષ્યોએ એ વાત લક્ષપૂર્વક સમજવા જેવી છે. જડપદાર્થનાં બળોને સ્વીકારનાર તે જડવાદી છે. તે શરીરના સાંચાની હીલચાલને બહુ બારીકીથી તપાસે છે. કયો પદાર્થ કયાં જઇ કેવો ગુણ કરે છે એ વિગેરે વૈદ્યક સંબંધિ નિર્ણયો તે અત્યંત સાવચેતીથી કરે છે. શરીર અને શરીરની આજુબાજુના પદાર્થોના સ્વભાવનો તે ઝીણવટથી અભ્યાસ કરે છે અને તેમણે ઉપજાવેલાં પરિણામોથી તે સ્વભાવોને નિત્યસિદ્ધ થઈ રહેલા તે ગણે છે. આવો ભગીરથ પ્રયત્ન કર્યા છતાં હજી સુધી તે કંગાલ ભીખારીજ રહ્યા છે. તે ના કહેતો રહે છે અને વ્યાધિ ઉપજી આવે છે, તે કરીઓ પાળી પાળીને મરી જાય છે તોએ તેની ઈચ્છાનુસાર તેનું શરીર નીરોગ થતું નથી, કડવાં કડવાં ઓસડો પીને થાકી જાય છે તોએ પણ રોગો હઠતા નથી. રામબાણ દવાઓ પણ જ્યારે કશીજ અસર કરતી નથી ત્યારે તેના ચારે હાથ હેઠા પડે છે. ભૂગોળ અને ખગોળ આદિ અનેક પ્રકારના સૃષ્ટિવિલાસના જ્ઞાનને જડવાદી અપાર શ્રમે પામ્યો છે અને હજી પણ પામ્યાં જાય છે. જડસૃષ્ટિના સ્વભાવથી વાકેફ થવાને તેણે ભગીરથ પ્રયત્ન કર્યો છે ખરો, ઘણી કળા કુશળતા અને ડહાપણ તે રળયો હોય એમ તેને લાગે છે ખરૂં, પણ એ બધું કાંઈજ કામનું નથી. તેની બે આંખો મીચાઇ કે સર્વજ રદ છે. તેનો બધોજ શ્રમ ધૂળ રાખ થઈ ગયો છે અને શરીર ત્યાગતાંજ તે પાછો નિષ્કિંચન થઈ રહ્યો છે. સેંકડો અને હજારો બલ્કે લાખો કરોડો વાર તેણે એમ કર્યું પણ એ તેના ઉકરડા ઉથામવાના કામનો કદાપિ પાર આવતોજ નથી અને ચોરાસી લક્ષ યોનિયોના ફેરમાં તે ફર્યાજ જાય છે. શરીરથી જૂદો એવો હું અવિનાશી જીવ છું એ વાર્તા તેના લક્ષ


ઉપર નથી તેથીજ પ્લેગવખતે માંડવામાં નીકળ્યા હોય એવા શરીરજેવા હંગામી અને જોતજોતામાં નાશ પામી જાય એવા એક તુચ્છ મકાનનીજ કડાકુટમાં મચી રહી પોતાને માટે કાંઇજ કરતો નથી, તેથી અનંતકાળ સુધી નિર્ધનજ રહ્યાં કરે છે. શરીરની જરૂરીયાતો તે શ્રમથી પ્રાપ્ત કર કર કરે છે અને શરીર છોડતાંજ ફરી તે પાછો અકિંચન થઇ રહે છે. આવો તેનો બેહદ શ્રમ વારંવાર મિથ્યા જાય અને શરીર છોડતાંજ વળી પાછું તેણે જાણે કાંઈ જ ન કર્યું હોય એમ થઈ રહે એ શું ઓછું શોચનીય છે ? શરીર કે જે પ્લેગના માંડવા જેવું ટુંકી મુસાફરી માટે બનાવ્યું હોય એવું પ્રત્યક્ષ છે તેને છોડી દીધા પછી સાથે રહે એવી કમાઇ શી છે તે વાતનો વિચાર જડવાદી કરતો જ નથી. તે તો સર્વત્ર જડનું જ સામ્રાજ્ય સ્વતંત્રપણે પ્રવર્તી રહેલું સિદ્ધ માની રહયો છે એટલે માતા મહાદેવ દેવ દેવસ્થાન પીર પેગંબર આદિ દેવો અને તેમનાં અમાનુષી સામર્થ્યોમાં તેનું જડહૃદય શ્રદ્ધા કરતું નથી. બહુ બહુતો તે કર્મોને માને છે, અને જડ કર્મોજ પોતાનાં જડ બળોને પ્રવર્તાવી રહ્યાં છે એમ તેને પોતાની સ્થૂલમતિમાં લાગે છે. સર્વવ્યાપી સર્વશક્તિમાન અને સર્વજ્ઞ એવા ઇશ્વરનું અસ્તિત્વ વખતે હશે એમ તે ધારે છે ખરો પણ તેમાં તેની શ્રદ્ધા થતી નથી, કેમકે વિશ્વમાં સ્થળે સ્થળે ઘણીજ અવ્યવસ્થા તે જુએ છે તેથી ઈશ્વરના હોવાપણાના સંબંધમાં પણ તેના મનમાં ભારે શંકા બની રહે છે.

જડવાદી વેદોએ ફરમાવેલાં સઘળાં કર્મકાંડ શરીરનાં આરોગ્ય બહુ ઉત્તમપ્રકારે સચવાઇ રહે એજ એક હેતુને લઇને પ્રવર્તેલાં છે એમ સમજી તે સર્વ ક્રિયાઓ આરોગ્યને કેવી રીતે મદદ કરનારી છે તેના રહસ્યને શોધવા પશ્ચિમના જડવાદીઓએ શોધેલાં રસાયણશાસ્ત્ર અને શરીરશાસ્ત્રોમાં ફાંફાં મારે છે. અને કોઇ યુક્તિ બંધ બેસતાં આર્ય શાસ્ત્રોનો મોટો રહસ્યવેત્તા બની જાય છે અને આજના વેદધર્મ ઉપર અનાસ્થા અને અશ્રદ્ધાના વખતમાં

જડવાદને માન આપતી થઇ ગયેલી અજાણુ પ્રજાને શાસ્ત્રોના ગુપ્તમર્મ સમજાવતા હોય તેવા ડોળથી સર્વના આગળ પોતે તથા તેમના જેવા બીજા જડવાદીઓએ બંધ બેસાડેલી યુક્તિયોને બહુ ગંભીર મુખ કરી કહી બતાવે છે અને આ ક્રિયાઓ શોધી કહાડનાર આગળના ઋષિયોને ઇંગ્રેજી વિદ્વાનોનાં પ્રમાણોના આધાર આપી એમ આડે રસ્તે આરોગ્ય પ્રાપ્તિ થાય એવી યુક્તિથી ક્રિયાઓની યોજના કર્યા બદલ ધન્યવાદ પણ આપે છે અને એમ કહીને આ નાશવંત અને મિથ્યા શરીરના આરોગ્ય પાછળજ પૂર્વના આજે પણ મહાસમર્થ અને નમવા પૂજવા યોગ્ય મહત્તાવાળા ગણાતા ઋષિયો જાતે મથતા અને સર્વને મથાવતા એવી ઉંધી સમજણ સમજાવવાનો પ્રયત્ન કરતા હોય છે. યજ્ઞોને તેઓ હવા સુધારવાના પ્રયત્ન તરીકે લેખવે છે. તેઓ કહે છે કે અગ્નિમાં ઘી બાળ્યાથી અમુક તોલા ઘીએ અમુક ઘનઇંચ હવા શુદ્ધ થાય છે. જવ તલ વિગેરે બાળ્યાથી પણ હવાની શુદ્ધિમાં મદદ થાય છે. યજ્ઞમાં કાષ્ઠોના નિયમો તથા ક્ષીર વિગેરે સર્વ હુતદ્રવ્યો પણ એજ એક હેતુને સિદ્ધ કરવાને ઠરાવેલાં છે એમ માને છે. સંધ્યા પૂજા જાપ પ્રાણાયામ ધ્યાન યોગ વિગેરે સર્વકાંઈ શરીરને માટે જ કરવાનું છે એમ તે ઠરાવે છે. માર્જનથી ઠંડું પાણી કેટલીકવાર મુખ વિગેરે ભાગો ઉપર છંટાયાથી જાગૃતિ સતેજ થાય છે. આચમનથી ધીમે ધીમે પાણી પીવાયાથી શરીરમાં સંચિત થઇ રહેલા મળો પીગળીને સ્રવી જાય છે. સ્નાનથી શરીરની ઉપર અંદરથી નીકળીને તથા બહારથી આવીને ચોટેલા મેલ ધોવાઇ જાય છે. શીત જળમાં વીજળીક બળ આપવાનું સામર્થ્ય રહેલું છે તેથી ઉષ્ણુ કરતાં શીતજળના સ્નાનનું માહાત્મ્ય વધારે છે. રેશમી અને ઉનનાં વસ્ત્રોમાં વીજળી રહેલી છે તેથી બહારની ખરાબ અસરો થતી અટકે છે. વિગેરે શરીર સંબંધિ લાભ એ સર્વ ક્રિયાઓથી થાય છે એવું સમજાવવાને તે પોતાનાથી બનતો સર્વ પ્રયત્ન કરે છે. પણ જડવાદીની આવી

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

સમજણ કેટલી બધી ભૂલભરેલી અને ઉંધે રસ્તે દોરવાયેલી છે તે નીચેના સત્યના પ્રકાશથી સર્વ સુવિચારકોના જાણવામાં આવશે.

દેહ કે જે મિથ્યા દેખવામાત્ર જડ અસત્ વસ્તુ છે તેના ભજનમાંથી જીવને છોડાવી આત્મા પરમાત્મા કે જે ચૈતન્ય સત્ય વસ્તુ છે તેના ભજનમાં લગાડી દેવાનો અને એમ કરીને આત્મસાક્ષાત્કારથી સત્યના અપરોક્ષ અનુભવથી જીવન્મુક્ત વિદેહમુક્ત કરી સંસારચક્રભ્રમણમાંથી તેને મુક્ત કરી દેવાનો એવો પોતાના ખરા અને ન ચાલે એવા તથા શરીરના ભજનમાં લાગી જવાય તો કોટી કલ્પ પર્યન્ત પણ ન પામી શકાય એવા દુર્લભ કલ્યાણને પમાડવાનો સત્યહેતુ વેદો અને સત્શાસ્ત્રોનો છે. માત્ર આ જ એક સાચાહેતુને પોતાનું લક્ષ્ય અથવા મધ્યબિંદુ કરીને વેદો વેદાંગો શાસ્ત્રો પુરાણો અને અન્ય સર્વ પ્રમાણગ્રંથો પ્રવર્તે છે નહીં કે વિષયીનાં પ્રાપ્ય એવાં શરીરનું પૂર્ણઆરોગ્ય પૂર્ણસુખ ભોગોની યથેચ્છ પ્રાપ્તિ અને ઉત્તમ આરોગ્યવાળી ઇન્દ્રિયોથી રસવડે કરાતો તેમનો યથેચ્છ ભોગ ઇત્યાદિક સ્વપ્નચર્યાવત્ આભાસ અથવા પડઘા કે છાયા જેવા સંવદેનરૂપ ભોક્તા ભોગ્ય અને ભોગની ત્રિપુટી કે જે મિથ્યાભાન છે તેમાં રસવૃદ્ધિ થાય એવા હેતુને લક્ષીને વેદો અને તેમને અનુસરતાં સર્વ શાસ્ત્રો પ્રવર્તે છે. શરીરનાં સુખોની વૃદ્ધિનોજ હેતુ જો વેદોનો હોત તો ચાર વર્ણ અને ચાર આશ્રમની વ્યવસ્થા તેઓ કરત નહીં. તેમ હોત તો વ્રતાદિક કૃચ્છ્ર તપો ઉપાસનાઓ આઠ અંગવાળો યોગ વિગેરે કોઇજ વિધાનો આર્ય શાસ્ત્રોમાં હોત નહીં. શરીરનાં સુખોની વૃદ્ધિ તો શરીરબળ અને ભોગોની વૃદ્ધિથી થાય છે અને તે અર્થે સર્વ અજ્ઞાનીઓ સ્વાભાવિક રીતે મથે છે પણ ખરા તેમાં વેદ જેવા ગહનરહસ્યવાળા ઇશ્વરીજ્ઞાનથી ભરેલા અપૂર્વ શાસ્ત્રની કાંઇજ અગત્ય પડે એમ નથી.

“હું આરોગ્યસ્વરૂપ છું” “હું બળવાન છું” “મારા પટારાઓ ધનથી ભરાઈ જાઓ” “ઉત્તમ વ્યવહારસુખ મને



મળો ” “ મારૂં આત્મબળ વધો ” એ આદિ ભાવનાઓ તે તે સુખોની પ્રાપ્તિ માટે કરવાનો ઉપદેશ કોઈ જડવાદીવિદ્વાનો પ્રજાને આપે છે. તેઓ સંયમનો ઉપયોગ વ્યવહારના કામમાં કરવાનું સર્વને સમજાવે છે પણ સત્યદષ્ટિવાને જોવું જોઇયે કે ચિત્તની એકાગ્રતા પ્રાપ્તકરી પરમાત્મદર્શન અથવા પોતાના સત્યસ્વરૂપના જ્ઞાનને ઇચ્છિવામાં મુમુક્ષુનું કલ્યાણ છે કે જડ ભાવનાઓ કર્યા કરવામાં તેનું કલ્યાણ છે? જડભાવનાઓ તો તે જ્યારથી દેહના મોહમાં ફસ્યો છે અને તે વડે થયેલા અજ્ઞાને વૃક્ષની પેઠે વધીને તેને નાંખેલા પાશોમાં તે સજ્જડ બંધાયેલો છે અને સ્થૂળશરીરના સુખને વધારવા અને દુઃખને ઘટાડવા પાછળ મથેલો છે ત્યારથી કર્યાજ કરતો હતો. [1] તેમાં પ્રારબ્ધથીજ અથવા ઇશ્વરઇચ્છાથીજ જેમ થવાનું હશે તેમ એની મેળેજ સહજ પ્રયત્નથી અથવા પ્રયત્ન વિનાજ બની આવશે એમ તે માનતો હતો તેથી તેની માનસવ્યથા અને તેના કાર્યનો બોજો તેને ઓછો થઇ ગયેલો હતો અને હવે તો તેમાં ઘણોજ વધારો થઈ ગયેલો છે. ચિત્તની એકાગ્રતા અથવા ખળભળાટ વિનાનું એક નિશ્ચિત લક્ષ્યમાં દૃઢ સ્થિર થયેલું શાન્ત સ્વરૂપ તે લક્ષ્યને વીંધીને તદરૂપ થાય છેજ પણ લક્ષ્યમાંજ જ્યાં ભેદ હોય ત્યાં સિદ્ધિમાં મોટો ભેદ હોયજ. જડને પોતાનું લક્ષ્ય કરવાથી ચિત્ત જડમાં તદરૂપ થઈ જડસ્વરૂપ બને છે પણ તે જાતે ચૈતન્યસ્ફુરણ હોવાથી તે જેમનું તેમ રહે છે અને તેણે તદરૂપ થઈ રચેલું પોતાનું જડસ્વરૂપ કાયમ રહી તે ધ્યાતાને પોતાના ધ્યાનની સિદ્ધિરૂપ દેખાય છે. પણ ભાવના અને ભાવિત વસ્તુ ચિત્તની જ્યાં સુધી ગતિ છે તેવાંજ એટલે

---

[1] ભ—ગીતા—અ—૨—શ્લો—૧૪ માં શ્રી ભગવાન તો કહે છે કે—“ હે ભારત ! ઇન્દ્રિયો મારફત ઉપજતાં ટાઢ તાપ વિગેરે સંવેદનોથી પ્રગટનારાં (અભ્યાસથી માનેલાં) સુખદુઃખ (વીજળીના ઝબકાની પેઠે,) પ્રગટ થઇને તુરત ગેબ થઈ જવાના સ્વભાવવાળાં છે તેથી એવાં અનિત્ય સુખદુઃખને સહન કરીલેવાં.” મતલબ કે તેમનામાં ચિત્ત પરોવી તેમને ફેરવવા પાછળ મથની કરીશ નહીં પણ તેમને મિથ્યા જાણીને તેમના પ્રતિ અલક્ષ કરજે.



દશ્ય અને તેથી જડજ હોવાનાં, અને તેથી એ જડનું ભજન છે પણ ચૈતન્યનું એટલે આત્મા પરમાત્માનું ભજન નથી.

પ્રારબ્ધથી સર્વકાંઇ નિયંત્રિત છે છતાં, જ્યોતિઃશાસ્ત્ર, સામુદ્રિક એટલે હસ્તરેખા ઉપરથી ભવિષ્યને જાણવાનું શાસ્ત્ર, પ્રાણ અને તત્વોની ગતિથી ભવિષ્યને જાણનાર સ્વરોદયશાસ્ત્ર, તથા રમળવિદ્યા આદિક અન્ય સર્વ ભવિષ્યને પ્રથમથી કહી આપનારી વિદ્યાંઓ પ્રથમથી ભવિષ્ય કહે છે કે દેહના આરંભથી તે અંત સુધી અમુક અમુક સ્થિતિયો આવશે, તે પ્રમાણે તેઓ નાટકના પ્રવેશની પેઠે અછંગ આવીને ઉભી રહે છે છતાં, પુરાણોમાં જન્મેજય વિગેરે પ્રથમથી જાણતા હતા છતાં પુરૂષાર્થથી તેઓ ભાવિને ફેરવી શકયા નહીં એવાં દૃષ્ટાંતો સ્થળે સ્થળે વિદ્યમાન છે છતાં, અને અનુભવથી પણ સર્વકોઈ પુરૂષાર્થને પ્રારબ્ધની નાથથી નથાઈ ગયેલું અને પ્રારબ્ધને વશ વર્તનારૂંજ જુએ છે છતાં, તે પ્રારબ્ધોને દૃઢભાવના કર્યાથી ફેરવી નાંખી શકાય છે અને સર્વ કોઇથી વિચારબળના સામર્થ્ય દ્વારા બળવાન આંદોલનો પ્રવર્તાવી આ દુનિયાંમાં પોતે જેમ ધારે તેમ ફેરફાર કરીનાંખી શકાય છે એવો એક પથરો આપી જડ દેહનાં જડ સુખો કે જેમના તરફ લક્ષ સરખુંએ ન આપતાં એવાં મિથ્યા સંવેદનોને સ્વપ્નના અનુભવ જેવાં અસત્ ગણી ગણકારવાંજ નહીં એવું શ્રી કૃષ્ણ ભગવાન "तांस्तितिक्षस्व" એ શબ્દો વડે કહે છે તેમની પાછળ અજ્ઞાની લોકને મથાવ્યાં કરવાનો આ એક હાસ્યકારક અપકાર છે. મહાત્મા તુલસીદાસજીએ પોતાના રામાયણમાં કહ્યું છે કે " સો હોઈહી જો રામ રચરાખા, કો કરી તર્ક બઢાવહી શાખા." ઈશ્વરે એટલે અહીં વિધાતાએ અર્થાત્ સૃષ્ટિકર્તાએ નકકી કરી મૂકયા પ્રમાણેજ બનવાનું છે તો તે વિષે તર્ક કરીને કયો સમજુપુરૂષ તેનાં ડાળાં પાંખડાં વધારવાનો મિથ્યાપ્રયત્ન કરે. સંકલ્પસિદ્ધિ હોય છે પણ તે અષ્ટાંગયોગને માર્ગે ધારણા અને ધ્યાનની સ્થિરતાને પામેલા સિદ્ધયોગીનો વિષય છે. સંકલ્પનું મનન ધ્યાન કરીને તે સં-

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

કલ્પ સિદ્ધ કરાતો નથી પણ સંકલ્પ અથવા વિચાર કરનાર ચિત્ત જે જે ભૂમિકામાં હોય છે તે તે પ્રમાણે તે સંકલ્પ તત્કાળ અથવા લાંબી મુદતે ફળવાન થાય છે. યોગ એ એક સ્વતંત્ર વિદ્યા છે અને પ્રકૃતિતત્ત્વ ઉપર સામ્રાજ્ય મેળવવાની તે એક અજબ કળા છે. પણ યોગ સિદ્ધ કરવા ઈચ્છનારને યોગશાસ્ત્ર એમ ફરમાવે છે કે તેણે અરણ્યમાં એકાન્તવાસે વસીને નિયમિત આહાર વિહારથી દૃઢ બ્રહ્મચર્યયુક્ત રહીને યોગ કરવાનો છે. નહીં કે સંસારમાં સ્ત્રી પુત્રાદિકની સમીપ રહીને ભોગોને ઉપજાવતાં અને ભોગવતાં રહીને યોગ કરી શકાય છે એમ બતાવ્યું છે. એમ ભાવનાથી જ સર્વકોઇ ધાર્યું કરી શકતા હોત તો શ્રી નૃસિંહ મેહેતાનાં મીરાંબાઈનાં બોડાણાનાં વિગેરે પુષ્કળ ભક્ત લોકોનાં કામ શ્રીભગવાને કર્યાં એમ દુનિયાં માને છે અને તેથી ભગવાન ભક્તની લાજ રાખે છે અને શરણનું બિરદ જાળવે છે એમ ગણે છે તેમ માનવાને કાંઇ કારણ રહેતજ નહીં. તે તે લોકની ભાવનાથીજ તેમ થયું એમ સમજતાં પછી ભગવાનનો ત્યાં શો ખપ રહયો ? પરંતુ આજે યોગસિદ્ધ થયા વિનાજ માત્ર ઇચ્છિત અર્થમાં એકાગ્ર થઇને કરેલી ભાવના અને વિચાર સિદ્ધિ આપે છે એવા સિદ્ધાન્તને પશ્ચિમના જડવાદીઓના મતને અનુસરનારા અત્રેના સર્વ જડવાદીઓ જાણે છે તો પછી તેમણે પોતાની ભાવનાસિદ્ધિના બળથી શ્રીનૃસિંહ મેહેતા આદિના જેવાં અથવા તેથી હલકાં પણ કોઈ કામો કર્યાં હોત તો પરમેશ્વરમાં આસ્થાવાળી અમારી આ સત્યવેદધર્મી પ્રજા ચૈતન્યનીજ ઉપાસક હોવાથી નિશ્ચયથી તેમનાં તે તે કામો શ્રી ભગવાને કર્યાં એમ માની તેમને મહાન ભક્તરાજ કે તેથી પણ વધારે પૂજ્ય પદ્વીથી માનત અને સમગ્ર દુનિયાં એકે અવાજે તેમની કૃપા ઈચ્છત. પણ એ વાતને સાચી પાડવાને અત્યારસુધી કોઇ સમર્થ જણાયો નથી, તો હું કહું છું કે ભવિષ્યમાં પણ કોઈ જણાનાર નથીજ. સુંઠનો કાંકરો હાથમાં આવ્યાથી ગાંધી થઈ બેસાતું જ નથી. એમ છતાં કદાચ નિરંતર



'જડનુંજ' ભજન કર કર કરતાં કોઈ સમે તેમાં ચિત્તની તાદાત્મ્યતા થતાં તે મિથ્યારૂપ જડ સામું પ્રગટ દૃષ્ટિગોચર થાય તોપણ તેથી તે જડનો ભકત શું ભારે કમાયો ? અરે ! અરે ! પરમેશ્વરનું ભજન કે જે સત્ય કલ્યાણનું સાધનારૂં છે અને જે એકજ સાધવા અર્થે સત્શાસ્ત્રો અને મહાત્માઓનો આવો ભગીરથ પ્રયત્ન છે તે છોડાવી દઇને અજ્ઞાનીઓને માયાની ભભકમાં આંજી નાંખી મિથ્યા એવાં નામરૂપગુણધર્મને સાચાં ગણાવી તે મિથ્યારૂપ જડપદાર્થોનીજ પાછળ મથાવાનો પ્રયત્ન કરનાર શશશૃંગની પાછળ કે વંધ્યાપુત્રની પાછળ મથાવનાર છે તોપણ અંધ અજ્ઞાનીઓ આ વાતને જાણતા પણ નથી અને જડના જ ભજનમાં લાગી જઈ પોતાના સત્યકલ્યાણનો માર્ગ જે પોતાના સત્યસ્વરૂપ પરમાત્માનું શરણ અને અનન્ય પ્રેમવડે તેમનું ભજન તેનાથી કેવળ વિમુખ થઈ રહ્યા છે એ શું ઓછા ખેદની વાત છે ! ! ! શ્રીમત્ શંકરાચાર્યજી તો કહે છે કે "શરીરને પોષવાની ઈચ્છાવાળો રહીને અર્થાત્ પ્રારબ્ધોને ફેરવવાને મથતો પુરૂષાર્થવાદી કે દેહાત્મવાદી થઇને જે કોઈ તે સાથે આત્મસાક્ષાત્કાર કરવાની પણ ઈચ્છા રાખે છે તે લાકડાની ભ્રાન્તિથી મગરને વળગી તે વડે નદી તરીજવાની ન સંભવે એવી ઇચ્છા કરે છે." વિષયીપણું અને બ્રહ્મસાક્ષાત્કારવાળું જીવન્મુકતપણું કે વિદેહમુકતપણું એ બન્નેને મીયાં મહાદેવ જેટલું અથવા આકાશ પાતાળ જેટલું છેટું છે. વિષયીપણું એ અવરોહ એટલે ઉતરતી ગતિ છે અને કૈવલ્ય બ્રહ્માભ્યાસ એ આરોહ એટલે ચઢતી ગતિ છે તેથી એ બન્ને સામસામી દિશામાં છે.

ખરી વાત છે કે પ્રત્યેક અજ્ઞાની પ્રાણિ સ્વાભાવિકરીતે શરીરવડે પમાતા મિથ્યાસુખને માટે યત્નવાન છે. પણ ત્યારે ત્યાં દુઃખ પણ સાથે પામે છેજ. દિવસ અને રાત્રીનું જેમ જોડું છે, સદ્ગુણ અને દુર્ગુણનું જેમ જોડું છે. રાગ અને દ્વેષનું જેમ જોડું છે, એમ સુખ દુઃખનું પણ જોડું છે. એવાં સર્વ જોડાંને દ્વંદ્વ કહે છે, શાથી કે તેઓ છૂટાં પડી શકતાં નથી. સત્યજ્ઞાન અથવા



વિદ્યા અને ઉલટજ્ઞાન અથવા અવિદ્યા એ એનો આ સર્વ પરિવાર છે. વિદ્યા અને અવિદ્યા માયારૂપ એટલે સત્યસ્વરૂપ પરમાત્મામાં કલ્પનારૂપ છે તે જેમ સોનામાં આકારો કલ્પિત છે તેવી રીતે છે તેથી તે વસ્તુથી સત્ય નથી. આથી સુખ દુઃખ પણ સત્ય પરમાત્મ તત્ત્વના અજ્ઞાનથી ઉપજેલાં વિદ્યા અવિદ્યાનુંજ કાર્ય હોવાથી અને સત્યજ્ઞાનથી સૂર્ય ઉગ્યે ઝાકળની પેઠે ઉડી જતાં હોવાથી વસ્તુથી સત્ય નથી. જે સ્થિતિ વા જે સંબંધ મનને બુદ્ધિના ગમતાપણાના નિશ્ચયથી અને અભ્યાસથી અનુકુળ સમજાતા હોય તેની પ્રાપ્તિથી થતા ગમતા સંવેદનનું નામ સુખ છે અને તેથી વિરૂદ્ધનું નામ દુઃખ છે. પ્રાપ્ત વ્યવહારબંધને અનુસરતાં સૃષ્ટિના તે કાળના સ્વરૂપ પ્રમાણે જેટલી અનુકુળતા પમાવી શકય હોય તેમાંથી કોઈ કાળબળને લીધે ન સધાયાથી પ્રતિકુળ લાગે છે ત્યારે દુઃખ મનાય છે તેથી સૃષ્ટિના મર્યાદિત પદાર્થો અને તેમના મર્યાદિત ધર્મોમાં મનુષ્યના સુખદુઃખની પરિસીમા છે. પોતાને ગમતા કોઇ પદાર્થની અપ્રાપ્તિથી દુઃખ માનનાર એ પદાર્થ જગતમાં સૃષ્ટ હોવાથી પોતાને કેમ ન મળવો જોઇએ એવા આગ્રહથી દુઃખનાં જ્વલનો હૃદયમાં ઉપજાવે છે અને તેથી અનંતદુઃખ સહે છે પણ તે વિચાર કરતો નથી કે એ પદાર્થ દૃષ્ટિએ પડયો ન હોત તો પોતાની પ્રાપ્ત સ્થિતિમાં તેને દુઃખ લાગત નહીં. બાળકો બોર જામફળ શેરડી આદિ જોઇને લેવાની જક કરે છે અને નથી જોતાં ત્યારે તેનું સ્મરણ પણ તેમને નથી તેવી રીતે જે પદાર્થ સુખબુદ્ધિથી જોયો જાણ્યો નથી તેની અપ્રાપ્તિથી મનને અનુકુળતામાં કશી ખામી આવતી નથી તેથી "**ઉપાધિની જેમ વિશેષતા તેમ સુખદુઃખની વિશેષતા છે.**" જેવા ધર્મવાળા જે પદાર્થો સૃષ્ટ જણાય છે તે સર્વની સૃષ્ટિચક્રના યથાર્થ વહનમાં જરૂર છે એમ કોઈ માને તો તે યોગ્ય નથી કેમકે બરાબર વહનની કાંઈ વ્યાખ્યા નથી. ઘણા ભોગો અભુકત રહે છે તેથી આવશ્યકતા કે અનાવશ્યકતા મનુષ્યના મનોરાજ્યમાં



કલ્પિત છે. યોગ્ય અને અયોગ્યના નિર્ણયો બુદ્ધિના નિશ્ચયાનુસાર મનજ બાંધીલે છે. આપણા આ મનુષ્યશરીરનો આકાર અને રંગ હાલનાથી જુદાજ પ્રકારનો હોય તોપણ અભ્યાસના યોગે આપણે વિરૂપ દેખાઇશું નહીં કેમકે રૂપવત્તા કે વિરૂપતા કપોલકલ્પિત છે. આપણે જાણીયે છીયે કે જુદા જુદા દેશના લોક શરીરના જુદા જુદા પ્રકારના આકારને રૂપવાળા ગણે છે. એક દેશમાં પણ જુદી જુદી પ્રકૃતિના માણસો જુદા જુદા પ્રકારને રૂપ કહે છે. તેથી રૂપનું વાસ્તવ સ્વરૂપ કાંઇજ નથી. આ શરીર મળમૂત્રથી ભરેલું ઘણી ખોડાવાળું છે તોપણ અભ્યાસથી એટલી ઓછી અનુકુળતા ભોગવતાં છતાં તે એમજ સરજાયેલું હોવાથી સર્વસામાન્યપણાના કારણથી કોઇને તેમાં ખામી જણાતી નથી. જ્યારે ઘણા જણ કામચારી એટલે ઇચ્છા થાય ત્યારે ભૂખ તરસ લાગે એવા તથા શરીરનાં સર્વ કામો ઇચ્છાનુસાર કરી શકે એવા કેટલાએક સિદ્ધયોગિયો હોય છે તેવા હોત અને બાકીનાને હાલ છે તેવી સ્થિતિ હોત ત્યારે તે થોડા જણને દુઃખ દેખાત, પણ થોડાનેજ એક વિશેષ અનુકુળતા હોય તો તેઓ પાછા ખોડ ગણી પોતાને વધારે અનુકુળતા છતાં દુઃખ માને. ભૂત લોકોને મનુષ્યો કરતાં શરીરની અનુકુળતા ઘણી છે કેમકે તેમને ભૂખ તરસ લાગતી નથી તથા તેમનાથી ઇચ્છા પ્રમાણે ગતિ કરી શકાય છે અને જડસૃષ્ટિમાં ધાર્યો ફેરફાર કરી શકાય છે, તોપણ મનુષ્યોના જેવા ઇન્દ્રિયોવડે શબ્દસ્પર્શાદિક પંચ વિષયોના ભોગો તેમને ભોગવવાના નથી તેથી તેઓ દુઃખ માને છે અને તેથી મનુષ્યોનાં શરીરોમાં પ્રવેશ કરી તે દ્વારા તેઓ ભોગોને ભોગવે છે. બીજા સાથે પોતાની હાલત સરખાવીને ન્યૂનાધિકતા જોઇનેજ અજ્ઞાનીને અસંતોષ કે હર્ષથી દુઃખ અને સુખની લાગણીઓ પ્રગટે છે એથી અન્ય રીતે સુખદુઃખની ઉત્પત્તિ નથી. એક માણસને જગતના સર્વ વિષયોથી અજ્ઞાત રાખો તો તેને અપ્રાપ્તિ જણાશે નહીં. પણ માણસે પ્રથમ એક પ્રકારની સ્થિતિ સુખબુદ્ધિથી અનુભવી હોય અને પછીથી તે સ્થિતિ નષ્ટ થાય



છે ત્યારે મનને પોતે સુખરૂપ માનેલી સ્થિતિથી વિરૂદ્ધ સ્થિતિમાં વસવાનું આવ્યાથી તે સ્થિતિમાં તે દુઃખ માને છે. વળી સુખ દુઃખ અજ્ઞાનથી કલ્પી લીધાથી છે એટલુંજ નહીં પણ તે સ્મૃતિથી છે કેમકે સુષુપ્તિ અને મૂર્છામાં તેમની સ્મૃતિ નહીં હોવાથી તેમના હોવાપણાનું આપણે જાણતા નથી અને તેથી તેમમાં હર્ષ શોકરૂપ ફળ પણ આપણને અનુભવમાં આવતાં નથી. વળી શરીરના સંબંધનાં સુખદુઃખની લાગણીઓ ઉપજવાનું બીજું કારણ સહનશક્તિની નિર્બળતા છે. શીત વર્ષા તપન વિષભક્ષણ સર્પદંશ માર વ્યાધિ એ આદિ ઉપાધિયોના યોગે સહનબળ ફસકી જવાથી દુઃખની લાગણી ઉપજી આવે છે અને તે સર્વના પ્રતીકાર થતાં તે તે લાગણીઓ શાન્ત થઈ જાય છે. ક્ષુધા આદિક તથા કામ ક્રોધાદિકનું પણ વ્યાધિમાંજ લેખું છે કેમકે ક્ષુધા તૃષા એ પ્રાણવાયુના ચલનથી પ્રગટેલી વ્યાધિયો છે તથા કામક્રોધાદિક છ વિકારો અને રાગદ્વેષ એ સૂક્ષ્મશરીરના એટલે અંતઃરણના વ્યાધિયો છે. ભતૃહરી તેના એક શ્લોકમાં લખે છે કેઃ—

तृषा शुष्यत्यास्ये पिबति सलिलं स्वादु सुरभि
क्षुधार्तःसन् शालीन् कवलयति शाकादि मिलितान् ।
प्रदीप्ते कामाग्नौ सुदृढतर मालिंगति वधूम्
प्रतीकारं व्याधेः सुखमिति विपर्यस्यति जनः ॥

(અર્થ) તરસથી ગળું સુકાઈ જતું હોય ત્યારે તે દુઃખ મટાડવાને માટે મનુષ્ય સુવાસવાળું (વાસ એટલે અહીં પ્રવાહની પેઠે નીકળતું જળનું ઓજસ્ નામનું વાયુજેવું સૂક્ષ્મતત્ત્વ જેના ગંધથી ઉંટ દૂરથી પાણી છે એવું જાણી શકે છે તે છે) સ્વાદિષ્ટ જળ પીયે છે, ભૂખથી દુઃખી થયો હોય ત્યારે શાક ચટણીઓથી યુક્ત ભાત જેમાં મુખ્ય છે એવા ભોજનનું ભક્ષણ કરે છે. કામની આગ જોસથી સળગે છે ત્યારે વહુને દૃઢ આલીંગે છે. આમ શરીરમાં ઉપજેલાં વ્યાધિરૂપ દુઃખનાં



બળતાં શમાવવાના ઉપાયોને એટલે વિષયોને મનુષ્ય ઉલટી સમજથી સુખરૂપે માને છે. આથી સુખદુઃખ એ સ્થૂળસૂક્ષ્મ શરીરની સ્વાભાવિક તથા મનુષ્યે પોતાના અજ્ઞાનથી કલ્પીને ઉપજાવેલી વ્યાધિયો છે એ સ્પષ્ટ છે. તેમાંથી સુખ એ માણસને ગમતી વ્યાધિ છે અને દુઃખ એ તેને અણગમતી વ્યાધિ છે. તથાપિ સુખ અને દુઃખ વિચારમાત્રથી પ્રગટતા અંતઃકરણના વિકારરૂપ હોવાથી તથા તેઓ સંવેદન માત્ર રૂપ અસત્ પદાર્થ હોવાથી તેઓ બન્ને કલ્પિત ઉપાધિરૂપ હોઈ આભાસ જેવાં મિથ્યા છે. તેમાંથી અજ્ઞાની સુખ નામની વ્યાધિને વધારવા મથે છે અને દુઃખ નામની વ્યાધિને નષ્ટ કરી દેવા મથે છે તેથી તે વ્યાધિયોના પ્રતીકારો એટલે ઔષધોરૂપ નાના પ્રકારના પ્રાકૃત વિષયોને પ્રાપ્ત કરવા માટે મથવાનું તેને આવે છે. એ મથનીનું કાર્ય કે જે અંધારાં ઉલેચવાનું કામ છે તેમાંથી મુક્ત કરી કર્તવ્ય પ્રાપ્તવ્યથી રહિત સર્વ ઉપાધિથી મુક્ત નિત્યાનંદરૂપ કૈવલ્ય સ્થિતિને પમાડવાનો વેદશાસ્ત્રોનો હેતુ છે. તેથી જડ ભાવનાઓ કરી જડ સુખોને પામવા પ્રતિ યત્ન કરાવવાનો તેમનો હેતુ બિલકુલ નથી.

આર્યાવર્તમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવી ચાર વર્ણોની વ્યવસ્થા અને તેમના વેદાદિકના અધિકાર પ્રમાણે તેમની ઉત્કૃષ્ટતા અને નિકૃષ્ટતાનો નિયમ બીજને અવલંબીનેજ રાખવામાં આવ્યો છે તે યથાર્થ સત્ય છે. બીજ તેનું તેજ કાયમ રહે અને વંશપરંપરા તેનું તેજ ચાલ્યાં કરે એ વાત સ્ત્રિયોના હાથમાં છે તેથીજ ભગવદ્દગીતાના અધ્યાય ૧ શ્લોક ૪૧ માં અર્જુન શ્રી કૃષ્ણ પ્રતિ કહે છે કે "ધર્મબળ ઘટતાંજ અધર્મ પ્રવેશ કરી દઈ પોતાનું સામ્રાજ્ય પ્રવર્તાવીદે છે, અને અધર્મનું બળ થાય છે ત્યારે સ્ત્રિયો કે જેમના પવિત્રપણાવડે કુળવાનનું કુલીનપણું અખંડિત ચાલ્યાં જાય છે તેઓ શિયળભ્રષ્ટ થાય છે અને વ્યભિચાર કર્મ કરી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરે છે." તેથી કુળની

સ્રિયો ધર્મભ્રષ્ટ ન થાય ત્યાં સુધી બીજ તેનું તેજ કાયમ રહ્યાં કરે છે. મનુસ્મૃતિ જે કહે છે કે "બીજ અને યોનિ એટલે બીજને ઉગવાનું સ્થાન જે ભૂમી અથવા સ્રીનું ગર્ભાશય એ બેમાંથી બીજની ઉત્કૃષ્ટતા છે, કેમકે સર્વભૂતોની ઉત્પત્તિ બીજનાં જેવાં લક્ષણો છે તેવાં લક્ષણોવાળી થાય છે. અધ્યાય ૯ શ્લો ૩૫." એ વાત સર્વરીતે સત્ય માલમ પડે છે તેથી આર્યસમાજીઓ વિગેરે નાસ્તીકો એમ જે કહેવા લાગ્યા છે કે માણસ જાત સર્વત્ર એકજ છે તેમાં વળી વર્ણોના વિભાગ શીરીતે હોય તે કેવળ ખોટું છે. ગોઠલાનો આંબો ચીચુડાની આમલી વિગેરે બીજ પ્રમાણેજ વૃક્ષ થતાં સર્વત્ર અનુભવગોચર થાય છે. પણ પ્રતિપક્ષી કહેશે કે આંબો અને આમલી એ ભિન્ન જાતિનાં બીજો છે તેથી તેમનાથી ભિન્નજાતિનાં વૃક્ષ પ્રગટ થાય છે પણ જેમ સર્વ ગોઠલાના આંબાજ થાય છે અને સર્વ ચીચુડાની આમલીઓજ થાય છે તેમ એક મનુષ્યબીજમાંથી બધા મનુષ્યોજ પ્રગટ થાય છે તેથી સર્વમનુષ્યો સરખા છે અને તેમનામાં વર્ણવિભાગ કપોળકલ્પિત છે અને ઈશ્વરે સરજેલા નથી. જોકે ઈશ્વરીપ્રમાણરૂપ વેદોજ પુરૂષસૂકતમાં આ વર્ણવ્યવસ્થાને જાતેજ પ્રતિપાદન કરે છે તથા ભગવદ્ગીતા અ-૪ શ્લો-૧૩ માં ગુણકર્મના વિભાગ પ્રમાણે ચાર વર્ણો મેં મૂળથીજ સરજેલી છે એમ ભગવાન શ્રીમુખે કહે છે તેથી વર્ણવ્યવસ્થા અનાદિ છે અને મનુષ્યકૃત નથી એ સિદ્ધ છે તોપણ આધુનિક નાસ્તિકો અને જડવાદીઓ જેઓ શાસ્રપ્રમાણમાં શ્રદ્ધાવાળા નથી તેમને અન્ય યુક્તિપ્રમાણોની અગત્ય છે. આપણે જોઇયે છીયે કે એકજ જાતિના બીજમાં પુનઃ જાતિભેદ હોય છે. સર્વ ગોઠલાના આંબાજ થાય છે એ ખરૂં છે પણ તેમાં જુદીજુદી જાતના ગોઠલાથી જુદાજુદા પ્રકારના આંબા થાય છે. કોઈ મોટાં ફળવાળા અને કોઈ નાનાં ફળવાળા, કોઈ રેસાવાળાં અને કોઈ રેસાવિનાનાં ફળવાળા, કોઇ ઘણું રસદાર અને કોઇ થોડા રસવાળાં ફળવાળા, કોઈ વધારે મીઠા, કોઈ થોડા મીઠા, કોઈ ખાટા, કોઈ

ભાદરવામાં અને કોઈ આસોમાં ફળનારા, એમ એક જાતિમાં પણ બીજની ભિન્નતા હોય છે. એવીરીતે સર્વ મનુષ્યબીજનાં માણુસજ પ્રગટે છે ખરાં તથાપિ બીજના ભેદ પ્રમાણે તેમનાં અંતઃકરણના અધિકારમાં ભેદ પડે છે. તેનો ઉઘાડો પુરાવો આજે જોઇયે છીયે કે જે વેદનો દ્વિજશરીરધારી જીવાત્માનેજ અધિકાર છે તેના સિદ્ધાન્તો અન્ય અનધિકારીના શ્રવણમાં આવ્યાથી તેનો તે પોતાના અધિકારની વાતમાંજ ઉપયોગ કરે છે અને તેથી આગળ તે એક ડગલું પણ ચાલતો નથી કેમકે પોતાના અધિકારને ફેરવવાને તે અસમર્થ છે. ક્ષત્રિયના બ્રાહ્મણ થવામાં વિશ્વામિત્રઋષિને સાઠહજાર વર્ષ પર્યન્ત તપશ્ચર્યા કરવી પડી ત્યારે તેમનું અંતઃકરણ ક્ષત્રિયના અધિકારમાંથી બ્રાહ્મણના અધિકારમાં આવી શક્યું એ વાર્તા પુરાણોમાં પ્રસિદ્ધ છે. આ બાબતનાં ચાલતા સમયનાં ઐતિહાસિક દૃષ્ટાંતો વિલાયતના લોકો છે. વિલાયતના વિદ્વાનો અહીંથી વેદશાસ્ત્રોનો અભ્યાસ કરી તેમનાં ભાષાન્તરો પણ કરી ગયા છે, તેમ સ્વામી વિવેકાનંદ જેવા અહીંના વિદ્વાનો અહીંનાં શાસ્ત્રોના સિદ્ધાન્તોનો ઉપદેશ ત્યાંના લોકને આપી આવ્યા છે તથા તેમને તે સિદ્ધાન્તો બરાબર સમજાય અને સ્મરણમાં રહે તે અર્થે તેમણે તેમને માટે ઇંગ્રેજી ભાષામાં ગ્રંથો પણ રચ્યા છે. આવાં મહાન ઈશ્વરી રહસ્યજ્ઞાનથી ભરેલાં શાસ્ત્રોને પામીને પણ ત્યાંના લોકોએ તેમનો ઉપયોગ મિથ્યારૂપ સ્થૂળશરીરને માટેજ કર્યો કેમકે તેઓ મૂળથીજ દેહાત્મવાદી છે. કોઈ યુવાન રહેવાની ભાવનાઓ કરવા લાગ્યું, કોઈ ધોળા વાળને કાળા કરવાની, કોઈ ફરી દાંત ઉગાડવાની, કોઈ સ્થૂળ શરીરના અજરામરત્વની, વિગેરે દેહ સંબંધિ ધારણા ધ્યાનને તેઓ કરવા લાગ્યા. સંયમનો અને તેની અંતર્ભૂત અન્ય યોગકળાઓનો ઉપયોગ દેહવ્યવહારમાં તથા ચમત્કારો અને ખેલોમાંજ તેમણે કર્યો. અને એમ તેમના દેહમાત્રત્વના જ્ઞાનનો અધિકાર તેઓ ઉંચો લાવી શક્યા નહીં, પણ વેદોના અધિકારથી રહિત હોવાથી તેમણે એવી મહાન વિદ્યાઓનો દેહના



અર્થમાંજ ઉપયોગ કર્યો અને પોતાને જન્મથીજ જેનો અધિકાર પ્રાપ્ત છે એવા જડચિંતનનો પરિત્યાગ તેમણે કર્યો નહીં. તે ભારે પુરૂષાર્થી લોક હોવાથી તેઓજ ખરૂં સમજ્યા છે એમ ભ્રમથી જાણીને અહીંના ઘણા ઇંગ્રેજી ભણેલા લોક તેમનું દેખાદેખી જડવાદી થયા. તેમાં મુખ્યત્વે કરીને જેમને જન્મથીજ વેદનો અધિકાર નથી તેમણેજ એ જડવાદને આગ્રહપૂર્વક સ્વીકાર્યો. વેદના અધિકારવાળા પુરૂષોએ પણ પોતાના અધિકારની વિદ્યાથી અજાણ હોવાથી સત્યના અભાનમાં કેટલાએકે તે જડવાદને ઉપર ઉપરથી માન્યો ખરો પણ તેમણે કર્તવ્યરૂપે તેને સ્વીકાર્યો નહીં અને બીજા માનવા ન માનવા બન્ને વાતથી દૂર થઈ તટસ્થજ રહ્યા. આમ અધિકાર પ્રમાણેજ વિદ્યા ફળીભૂત થાય છે અને અનધિકારીને જેમાં તેનો અધિકાર નથી તે વિદ્યા આપ્યાથી પણ તેનો તે પોતાના અધિકાર પુરતા કામમાંજ ઉપયોગ કરે છે એ વાર્તા નિર્વિવાદપણે સિદ્ધ સમજાય છે. આથી વર્ણવિભાગની મહત્તા શી છે તે બુદ્ધિમાનને સહજ લક્ષમાં આવશે.

આ પ્રમાણે મુસલમાની અને ઇંગ્રેજી પ્રજાઓના સિદ્ધાન્તો આર્યશાસ્ત્રોના સિદ્ધાન્તો સાથે ભેળસેળ કરી દઈને તથા તેમનાં કરારનાં લગ્નોના રીવાજો પોતાનાં દૈવી લગ્નોમાં દાખલ કરીને હાલના આર્યોએ પોતાના ગૃહસ્થાશ્રમોમાં મોટી મોટી શૂળો ભોકી છે. તેની વેદનાઓને તેઓ મુંગે મ્હોએ સહ્યાં જાય છે પણ તેઓ જાણતા એ નથી કે તેમના આશ્રમની અવદશા લાવનાર એ કારણો છે. જુદી જુદી પ્રજાઓ ભેગી થઇને રહે એવા ઇશ્વરીહેતુ વિરૂદ્ધ કળિયુગની ઇચ્છાથી તેમ લાંબો વખત થયાથી ઉતરતે ઢાળે જવું જેમ સરળ છે તેમ ધીમેધીમે આર્યો અદૃશ્ય અને અસ્પૃશ્ય એવા ગુપ્ત પરમાત્મ ચૈતન્યવાદમાંથી જડવાદમાં પ્રવેશતા ગયા અને દિનપ્રતિદિન વધારે વધારે દેહાત્મવાદી થતા ગયા. કોઈ ઈશ્વર અમૂર્તજ છે એમ માની સર્વ કર્મ ઉપાસના યજ્ઞો દેવપૂજાઓ વિગેરે ધર્મશાસ્ત્રોકત અને વેદોકત ઇશ્વરભક્તિના માર્ગને ન માની નાસ્તિક

બની રહ્યા અને વિશ્વાસ વિનાનાં હૃદયથી તે પરમાત્માની સ્તુતિ રીવાજને ખાતર બબડીજવા લાગ્યા. બીજાઓ ઇશ્વરને એક નિત્ય-સિદ્ધ મૂર્તિવાળા માનવા લાગ્યા તેથી તેજ ઇશ્વરનાં બીજા પ્રભુભક્તોનાં માનેલાં માન્ય અને પૂજ્ય નામો અને સ્વરૂપોને નિંદવા લાગ્યા. આમ ઇશ્વરના સ્વરૂપ સંબંધમાં ભારે અજ્ઞાન છવાઈ ગયું. સનાતન વેદધર્મ જે એક હતો તે નાના પ્રકારના પંથોના રૂપમાં વ્હેંચાઇ ગયો અને સર્વ કોઈ પોતાનાં ભિન્નમંતવ્યોને સત્યરૂપે સ્વીકારવા લાગ્યા. પંથવાદીઓએ પરમાત્માને ઉત્તમોત્તમ ભોગોની પ્રિયતા-વાળા ગણ્યાથી લોકની વિષયપ્રિયતા વધી ગઈ. પરમાત્માને નામે ભોગો તૈયાર કરી પ્રસાદપ્રિયતાને નામે તેમના સેવનનો અભ્યાસ વધી પડ્યાથી તથા તેમનું બ્રહ્માર્પણ તેમનાથી આચાર પુરતુંજ થઈ શકતું હોવાથી પ્રજાનો મોટો ભાગ વિષયીવર્ગનો થઈ રહ્યો. આથી વિષયીપણું અટકાવવા માટે મર્યાદાનો ચાલ પેઠો પણ તેથી જુવાન દંપતીઓને એકાન્ત વધારે મળ્યાથી તેઓ બહુ વિષયી થઈ ગયાં અને તેમણે ગર્ભાધાનની પવિત્ર ક્રિયાને રમતગમતનો વિષય કરી નાંખ્યાથી તેને નિંદ્યપણું પ્રાપ્ત થયું. નિંદ્ય ગણાતાં છતાં પણ પ્રજાને તેનો રસ વધ્યો. ડાકતરો અને વૈદ્યો તેમાં મદદગાર થયા. તેથી સંપૂર્ણ આર્યાવર્ત કામી બની રહ્યું. નાના બાળકથી તે વૃદ્ધસુધી સર્વ કોઈ સ્રીવિષયને મોહની રૂપે જોવા લાગ્યા. આમ મુક્તભૂમિકારૂપ આર્યાવર્ત જીવપણાથી બદ્ધભૂમિકારૂપ થઈ રહ્યો. શિવ શિવ ! ! ! જે આર્યાવર્ત પૂર્વે દિવ્ય શોભાવાળું, ધર્મના ચારે પાદની સુસ્થિર સ્થિતિવાળું, દેહાધ્યાસ રહિત હોવાથી અત્યંત શૂરાવટવાળું, અને સત્ય જ્ઞાનથી ભરપૂર એવું તેના " મોક્ષભૂમિકા " એ નામને યથાર્થ રીતે સાર્થક કરનારૂં હતું, તે સ્વર્ગીય આર્યભૂમી અત્યારે તેજ વિનાની શુષ્ક, ધર્મભ્રષ્ટ, બાયલી, અને ઘોર અંધઅજ્ઞાનથી છવાઈ ગયેલી થઇ રહી છે, એ વાત નીચે કાવ્યરૂપે વર્ણી પ્રસ્તુત વિષયની સમાપ્તિ ઇચ્છીયે છીયે.

---



(શિખરિણી વૃત્ત)

જહાં સર્વે લોકો શિશુ તરૂણુ ને વૃદ્ધ સઘળાં
મહારૂપાળાં ને અતિશય દયાળુ હૃદયનાં
બધાં વિદ્યાવંતાં પથિક સહુએ મોક્ષપથનાં
મહા દિવ્યપ્રેમી સજડ વ્રતધારી શિયળનાં.— ૧
ન કામી ક્રોધી કે મદગ્રસિત લોભી જરિક એ
ન મોહે ઘેરેલા નહિજ વળી દુઃખી કદિ હૃદે
મહાટેકી સૌએ નિજનિજ તણા ધર્મ વિષયે
પ્રભૂભકતી માંહીં જિવન ગમવે ભક્તહૃદયે.— ૨
નહીં ચોરી જારી કપટ છળ લુચ્ચાઇ જનમાં
નહીં રાગદ્વેષો નહિજ વઢવાડો સ્વપરમાં
મહા પ્રેમીદષ્ટે સકળ પણ અદ્વૈત સરખાં
સદા સાચાન્યાયે સકળ વ્યવહારોય કરતાં.— ૩
પિતાની પુત્રો જ્યાં વિનયથકી આજ્ઞા શિર ધરે
પિતામાતાને તો પરમ નિજનું દૈવત ગણે
અતીશે પ્રીતીથી પતિમય રહેતાં વધુજનો
કરે સેવા ન્હાનાં બની વડિલનાં સેવકજનો.— ૪
ઘણા યજ્ઞો જ્યાં ત્યાં નિતપ્રતિ થતા દષ્ટિ પડતા
મહા તેજસ્વી જ્યાં તપધનવતા બ્રાહ્મણ હતા
શુરા ક્ષત્રી રક્ષે સ્વભુજબળ ગો બ્રાહ્મણ બિચો
કરે વૈશ્યો ધર્મે રહી સકળ વાણિજ્ય કૃષિયો.— ૫
કરે શૂદ્રો સેવા દ્વિજતણી રહી દાસપદમાં
મહામાંગલ્યો ને નિત સ્ફુરિત આનંદ જનમાં
ત્યજીને હું મારૂં હરિમય રહે નિત્ય સઘળાં
વહે સાચાધર્મે સકળ પ્રભુપ્રેમે નિમજતાં.— ૬
તહાં આજે તો હું વિપરિત અવસ્થા નિરખતો
વિલોકીને આવી ભરત ભુમિને ગુપ્ત રડતો
અરેરે! દુર્દૈવે સ્પરષમણિ પાષાણ કરિયો
મટીને સ્વર્ભૂમી બની મૃતભુમી કાળ ફરિયો.— ૭



॥ ॐ श्रीगणेशायनमः ॥

# ॥ श्री सत्यप्रेम अने आर्य गृहस्थाश्रम. ॥

## પ્રકરણ ૫ મું.

## વિધવાલગ્ન નિષેધ અને તેમના સંન્યાસનું દૃઢીકરણ.



જ્યારે કોઈની યુવાનપુત્રી વિધવા થાય છે ત્યારે તેના વિધવાપણાને માટે તેનાં માબાપ પોતાના મનમાં ભારે કષ્ટ ધારણ કરે છે. પતિ વિનાની થયાથી હવે તેનાથી સંસારીક સુખો ભોગવી શકાશે નહીં, સર્વ શૃંગાર ઉતારી સન્યાસ ધારણ કરવો પડશે, નાતનાં જમણો તેને તજવાં પડશે, સર્વ માંગલિક કાર્યોથી તેને દૂર રહેવું પડશે, તથા ભવિષ્યની આખી જીંદગી ઓશીયાળાં રહીને પૂરી કરવી પડશે, વિગેરે વિચારોથી તેઓ દુનિયાંના બીજા અજ્ઞાની અને મૂર્ખ લોકની દેખાદેખી ભારે કલેશ માંડે છે. તેઓ અજ્ઞાનથી સંસારજાળથી મુક્ત થયેલી અને સન્યાસિનીના પદને પામેલી પોતાની પુત્રીને દુઃખી થઇ ગયેલી ગણે છે, અને તેથી ઘણું માઠું થયું છે માનીને સખત ખાણાં પાળી પુત્રીના મનમાં તેના ફુટી ગયેલા નસીબના દુર્ભાગ્યને બહુજ ભારે દુઃખરૂપ સમજાવી તે બિચારીને મિથ્યાજ દુઃખરૂપ કરી મૂકે છે. યૌવનનો ઉપયોગ ભોગોમાંજ સાર્થક છે એમ તેમને ભૂલભરેલું સમજાયાથી શબ્દ સ્પર્ષાદિ ભોગોનાં સુખથી વિરક્ત રહેવાનું આવતાં યૌવન નિરર્થક જતું રહે છે એમ સમજી નિરંતર તેનો શોક કર્યા કરે છે અને લોકોની ભૂલભરેલી સમજમાં આંખો મીંચીને ઘેટાંની હાર પ્રમાણે ચાલી સત્ય શું છે તે આંખ ઉઘાડીને જોતાંજ નથી; અને તેથી આપણે લોકનું દેખાદેખી ઉંધે રસ્તે દોરવાયાં છીયે, અને અજ્ઞાનથી તેમનું અનુકરણ કરી સત્યકલ્યાણના માર્ગથી દૂર

ખસીને ગતાનુગતિક થઇને આપણા અને પુત્રીના હૃદયને મિથ્યાજ દુઃખમાં તાણ્યાં કરી કરવાનું ન કરી નહીંકરવાનું કરીને ભારે હાનિને મિથ્યાજ સહન કરીયે છીયે અને કરાવીયે છીયે તે વાતનું તેમને ભાનજ થવા પામતું નથી.

સત્ય દૃષ્ટિથી જોતાં તો અકાળે હોવા છતાં વૈધવ્ય પ્રાપ્ત થતાં વિધવાનો સંસાર પૂરો થાય છે અને ધર્મશાસ્ત્ર તેને પુનર્લગ્ન કરવાની આજ્ઞા તેના પરમકલ્યાણના હેતુથી આપતું નથી તેથી હવે પોતાને સન્યાસધર્મ અંગીકાર કરવાનો છે એવા નિશ્ચયથી વિધવાના મનમાં પરણવાના ઉદ્દગાર ઉપજતા નથી. તેનું ચિત્ત પ્રથમ નિરૂપાયે અને પછીથી સાચી સમજ આવતાં ખુશીથી, સર્વને સમાનપ્રેમસ્વરૂપ થઈ રહેલા સર્વકોઇના ઉપાસ્ય એવા પરમાત્મા તરફજ વળે છે જે તેનું સત્ય અને પરમ પ્રારબ્ધ છે. આગળ સંતસમાગમ વિગેરે સાધનો મળતાં તેના કલ્યાણનો માર્ગ ખુલ્લો થાય છે, અને તે સહજમાં થોડા શ્રમે દુસ્તર સંસાર સમુદ્રને તરીજઇ કૃતકૃત્ય થઈ રહે છે. આ સમજણ માબાપો વિધવાને આપતાં નથી. તેના વૈરાગ્યના વેશને વખાણવાને બદલે સર્વસગાં તેને જોઇને આંખમાંથી ડળક ડળક આંસુ પાડે છે તેથી તે બિચારી દયામણી જેવી થઈ જાય છે અને સર્વને પોતાને માટે અત્યંત શોક કરતાં જોઇને પોતાના ઉપર જાણે દુઃખનો પહાડ તુટી પડયો હોય એમ તેને લાગે છે. દિવસો જતાં દુઃખ વિસરતાં તે વ્યવહારમાં વળગે છે. તેને ગૃહસ્થાશ્રમી સ્ત્રિયોથી ઉંચા દરજ્જાની કે માન્યતાવાળી સન્યાસિની કોઇ ગણતું નથી પણ ઉલટી દુર્ભાગ્યવાળી અને દુઃખીયારી તથા જ્યાં ત્યાં અપશુકન કરનારી મનાયાથી તિરસ્કારને પાત્ર સર્વકોઈ ગણે છે. આથી લોકોના સમજાવ્યા પ્રમાણે વિષયોના ત્યાગરૂપ સન્યાસ અવસ્થા તેને ખરેખર દુઃખરૂપ લાગે છે અને પછી તેના પ્રતીકાર રૂપ વિષયોને તે ઇચ્છે છે, અને આમ થતાં દુરાચારીણી સ્ત્રિયોના સહવાસથી તે પછી પુનર્લગ્નને પણ ઈષ્ટ ગણતી થાય છે જે અ-



પ્રાપ્ય જણાતાં આડમાર્ગથી વિષયસંબંધોને મેળવી પોતાના પવિત્ર જીવનને માબાપો અને સગાંના અજ્ઞાનથી તે ભ્રષ્ટ ભ્રષ્ટ કરી નાંખે છે.

માબાપો અને સગાંએ વિધવાને ઘરમાં ઉંચા દરજ્જાની ગણી કોઇ ત્યાગી કે સન્યાસીની સાથે વર્તતાં હોઇયે તેમ વર્તવું જોઇયે કેમકે વિધવાનો આશ્રમ સન્યાસીનો છેલ્લો છે અને ગૃહસ્થાશ્રમથી તે ઘણો ઉંચો છે. તેનો વૈરાગ્ય મંદપડી ન જાય પણ નિરંતર સતેજ રહે માટે તેના મ્હો આગળ સંસાર વ્યવહારની વાતો કોઇએ કરવી નહીં પણ માત્ર ઈશ્વરભકિત અને વૈરાગ્ય સંબંધિ વાતોજ તેના આગળ તેમણે કરવી અને તેના તે આશ્રમને ધન્યવાદ આપી તેનો ઉત્સાહ વધારવો. સર્વકોઇએ તેના મગજમાં એવી સમજ મૂકવી અને એજ સમજને વારંવાર દૃઢ કર્યા કરવી કે તમે પરમેશ્વરની ઇચ્છાથી સંસારના કળીજવાય એવા કીચડમાંથી બહાર નીકળ્યાં છો તેથી તમે ભાગ્યશાળી છો. તમારાથી હવે પોતાના જીવાત્માના કલ્યાણનું સાધન થઈ શકશે અને તમે ભગવાનની ભકિત કરીને સંસારસમુદ્રને તરી જશો. અમે તો ચારેપાસથી સંસારના બંધનમાં સજ્જડરીતે સપડાયાં છીયે તેથી અમારાથી પોતાના કલ્યાણનું સાધન કાંઈ થઈ શકતું નથી. અમારી શકિત પ્રમાણે વ્રતવ્રતાદિ કરીને, કોઇને ચપટી આપીને, ભગવાનના નામની પાંચ માળાઓ ફેરવીને, દેવતાઓનાં પૂજન કરીને, ઈશ્વરાવતારની કથાવાર્તા સાંભળીને તથા ભજન કીર્તન વડે ભગવાનના ગુણ ગાઇને અમારા મનમાં સંતોષ માનીયે છીયે કેમકે અમને એટલો અવકાશ પણ માંડમાંડ મળે છે. તમેતો આઠેપ્હોર ભગવાનની ભકિતમાંજ ગાળીને થોડા સમયમાં કૃતકૃત્ય થઈ જશો. આ વિગેરે કહીને તેનું વિધવાપણું દુઃખરૂપ નથી પણ તેને પરમકલ્યાણ સાધવાની સવડ આપે એવું હોવાથી પરિણામની દૃષ્ટિથી સુખરૂપ છે એમ તેના મનને ઠસાવવું અને ભક્તિમાર્ગમાં તેનો ઉત્સાહ વધારવો. જેમ કોઈ બાળક પડી જાય છે ત્યારે આપણે તેને જોઈ દયા

કરવાથી કે તે પડી ગયો તે સારૂં થયું નથી એમ તેને સમજમાં લાવ્યાથી તે પુષ્કળ દુઃખ માની લાંબા વખત સુધી રૂવે છે પણ તેને ઉલટી સર્વકોઇએ શાબાશી આપવાથી તે દુઃખ ન માનતાં ખુશી થાય છે. એવા ભૂશકાથી તેનું શરીર મજબૂત થતું જાય છે એ શુભપરિણામની નજરથી તે પડી ગયો તે જાણે ઉત્તમ થયું હોય એમ તેની સમજમાં આવે એવો પ્રયત્ન જેમ માબાપો કરે છે અને તેથી બાળકનું પડયાનું દુઃખ જતું રહી તે ઉલટો ખુશી થઇ હસવા લાગે છે, તેમ વિધવાનું દુઃખ મટાડવાને તેના વિધવાપણાને દુઃખરૂપ ચીતરી મૂકવાને બદલે તેને નિર્ભયપણે ઈશ્વરીપ્રેમ કે જે સાચોપ્રેમ છે તેમાં ચિત્ત જોડી દેવાનો ઉપદેશ આપવો જોઇયે અને એ કામ તેનાથી સરળરીતે અને ભારે ઉત્સાહથી થઈ શકે માટે તેના સન્યાસઆશ્રમને ઘણોજ વખાણી, વિધવાને ઘરમાં બહુજ માન આપી, તેને સર્વકોઇએ સંસારથી વિરક્ત ગણી ગણાવી, સંપૂર્ણ મૃગજળ સમાન સંસારીક વ્યવહારથી તેને કેવળ અમિલિત રાખી, તથા સંતસમાગમ અને ભક્તિજ્ઞાનના ગ્રંથોનાં સાધનો તેને પૂરાં પાડી તેના પરમાત્મા તરફના પ્રયાણના ઉત્સાહને અત્યંત વધારી નાંખવો જોઇયે.

પ્રથમ જ્યારે આર્યાવર્તમાં વેદધર્મ યથાર્થરીતે પળાતો ત્યારે સર્વ સ્રિયો સત્યધર્મની ટેકવાળી અને સત્યપ્રેમી પતિવ્રતાઓ હતી તેથી તેઓ પતિના દેહોત્સર્ગ પછી તેમની સાથે જવા માટે પૂર્ણપ્રેમથી તેમના શવ સાથે પોતાના દેહને બાળી દેતી. સતી થનાર સ્રી પોતાના પતિના લોકને પામે છે અને ત્યાં તે પુનઃ તેનીજ પત્ની થઈ તેની સાથે મહા આનંદમાં અનંતકાળસુધી રહે છે અને પછી પરમાત્માના સત્યજ્ઞાનથી પતિસહ જન્મમરણથી મુક્ત થઈ નિર્વાણમોક્ષને પામે છે. આજથી લગભગ ત્રણસેં [૩૦૦] વરસ ઉપર આર્યાવર્તમાં અકબર નામના મોગલ પાદશાહે સતી થવાનો ચાલ બંધ કર્યો ત્યાંસુધી અહીં સર્વ પતિવ્રતા સ્રિયો પોતાના સત્યપતિવ્રતના પ્રતાપથી અને અન્ય સ્રિયો પણ.



પોતાનાં માતાપિતા અને પતિના કુળને કલંક ન આવે માટે સતી થતી. માત્ર પુત્રવાળી સ્ત્રિયો સતી થતી નહીં પણ પુત્રના રક્ષણ નીચે પોતાનો સત્યધર્મ સાચવી તેઓ રહેતી તેથી તે કાળે વિધવાપણાનું દુઃખ વેઠવાનું કોઇ સ્ત્રિયોને આવતું નહીં. અકબર પાદશાહે સતી થવાનો ચાલ બંધ કર્યો પછી સતી થવાનો ઉત્સાહ સર્વ સ્ત્રિયોનો મંદ પડી ગયા છતાં પણ ખરી પતિવ્રતાઓ સતી થયા વિના રહેતી નહીં તેથી સતી થવાનો ચાલ છેક બંધ થઇ ગયો નહીં. ઇંગ્રેજી રાજ્ય આવ્યા પછી ગવર્નર જનરલ લૉર્ડ વીલીયમ બેંટીકે સતી થવાનો ચાલ કેવળ બંધ કરી દીધો અને સર્વ સતીથનાર સ્ત્રિયોની મદદમાં રહેનારને કેદ અને દંડની સજા કરવાનો કાયદો કર્યો ત્યારથી સ્ત્રિયો સતી થતી છેક બંધ થઇ ગઈ અને સર્વ વિધવા થનારી સ્ત્રિયો ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે સન્યાસિનીઓ થઇ ત્યાગાશ્રમ ધારણ કરી વિરક્ત થઇ રહેવા લાગી. તે સમયે પ્રજાની વિષયપ્રવણતા ઓછી હતી તેથી વિધવાઓ ગૃહસ્થાશ્રમીઓ ભેગી રહીને પોતાના ત્યાગાશ્રમના ધર્મોને બહુ સારી રીતે પાળી શકતી, અને તે સમયનાં ગૃહસ્થાશ્રમીઓ વિધવાઓ પોતાના આશ્રમધર્મથી ભ્રષ્ટ ન થાય તેવી રીતેજ તેમની સાથે વર્તતાં અને તેમને વારંવાર સંતસમાગમ મળતો રહે અને તેમનું જીવન પરમાત્માની ભક્તિપરાયણ જ ગળાય એવી વ્યવસ્થા તેઓ કરતાં અને તે કામમાં સર્વ કોઇ પોતાથી બનતી મદદ તેમને કરતાં; તથા તેમને સાધુ ગણી તે ગૃહસ્થાશ્રમીઓ તેમની યથાશક્તિ સેવા કરતાં અને તેમનામાં પૂજ્યબુદ્ધિ રાખી તેમની પાસેથી ભક્તિ જ્ઞાન વૈરાગ્યની વાર્તાને શ્રવણ કરી તેમના સમાગમથી પોતાના જીવનને ધન્ય માનતાં. પણ સર્વનો અંત લાવનાર કાળે વિધવાઓની એ ઉચ્ચ સ્થિતિનો અંત આણ્યો અને અત્યારે જણાય છે તેવી વિષયલોલુપ સ્થિતિમાં તેમને ધીમે ધીમે લાવી મૂક્યાં.

આ વખતે વિષયીપણાનો પોષક મુસલમાની રીવાજના અનુ-

કરણરૂપ દાંપત્ય મર્યાદાનો રીવાજ પ્રજામાં દાખલ થયો હતો. તેથી પરણેલાં સ્ત્રીપુરૂષો માતાપિતા આદિ વડિલવર્ગની સેવા કરવાની છોડી દઈ, તેમની તત્કાળ પાળવા યોગ્ય ઈશ્વરાજ્ઞાઓ સમાન માન્ય અને પૂજ્ય આજ્ઞાઓને કાન તળે કહાડી નાંખી, વિનય અને ધર્મનો ત્યાગ કરી, ધીમે ધીમે વિષયોન્મત્ત થઈ જવા લાગ્યાં હતાં. તે જુવાન દંપતીને વશમાં રાખવાને અસમર્થ નીવડેલાં તે વડીલો આંખ આડા કાન કરી જેમ તેમ સંસાર નિભાવતાં હતાં. દંપતીઓ વડીલો આગળ શાણાં થઇ હૃદયમાં અખંડ જાગૃત રાખેલા કામવિકારોને ચોરી રાખી મર્યાદા પાળ્યાનો ઢોંગ બતાવવા લાગ્યાં હતાં અને એકાન્તમાં અમર્યાદપણે વિષયસેવન કરતાં રહી માત્ર વડીલોની નામની આયના ધારણ કરતાં હોય એમ બતાવી તેમને છેતરતાં હતાં તેથી મર્યાદાનો અર્થ ઉપર ઉપરથી દેખાડવાની લજ્જાસૂચક ક્રિયાઓજ માત્ર થઇ રહ્યો હતો. વિષયીપણાનો અટકાવ કરવાના હેતુથી મુસલમાનોનાં કરારનાં લગ્નોની દેખાદેખી દાખલ કરાયેલો આ મર્યાદાનો ચાલ ધીમે ધીમે જુદાજ અર્થને ધારણ કરી ઉલટો વિષયીપણાને અમર્યાદ પોષણરૂપ થઈ પડયો હતો. અને તેથી અત્યારે સ્ત્રીપુરૂષનાં લગ્નો અને તેમનું વરવહૂપણું એક કૌતુક જેવું અને ઘણાં કુતૂહલોથી ભરેલું હાસ્યરસનાટક તુલ્ય થઇ રહેલું હતું. ગુરૂજનમાં પૂજ્યતા માહાત્મ્ય સેવ્યતા અને પ્રેમની ભાવના રાખવાને બદલે વિષયીપણાના અટકાવને ઇચ્છનાર એવાં તે પૂજ્ય વડીલોના તરફ મર્યાદાએ તે વિષયી દંપતીને અણગમો અને ધિક્કારની ભાવના પ્રગટાવી દીધી હતી. કળિએ સંકોચી નાંખેલાં ખાબોચીયા જેવાં સાંકડાં હૃદયોમાં જ્યાં ત્યાં દોષોજ જોઇ શકાયાથી સર્વનાં હૃદયોમાંથી પ્રેમની લાગણીઓ પાછી હઠી જઇ તેઓ પ્રેમવિનાનાં શુષ્ક થઇ રહ્યાં હતાં. તેથી મર્યાદાને માત્ર લાજ પાળવાના આચારમાંજ ઘાલી દઇ પતિ અને વડીલો કે જેઓ સ્ત્રિયોને પૂજ્યપદે છે તેમની પત્નીને તેઓએ તેમના ઉપર પ્રેમના અભાવને લીધે તેવી ગણી નહીં અને તેથી માત્ર

મર્યાદાનો અર્થ ઘુમટો તાણવા પુરતોજ તેમણે કરી મૂકયો. તેથી પછી સમય જતાં પરંપરાથી વડીલો પણ મર્યાદાનો અર્થ એવોજ જાણુતા આવ્યા અને એમ થવાથી વડીલોના દેખતાં વાત કરતાં કે બાળક રમાડતાં દંપતી અટકે એટલે તેમની મર્યાદા પળાઇ એમ આ વખતે ગણાતું હતું, અને તેમને નિર્ભયપણે પોતાના કામવિકારોને પાળી-પોષીને ઉન્મત્ત બનાવવાની યોગ્યતા માટે તે યુવાન દંપતીને મર્યાદાના સત્યહેતુથી અજાણ્યાં તે વડીલો ખાસ એકાન્ત સ્થાન ગતાનુગત સમજથી સાંપી મૂકતાં હતાં. તેથી આ વખતે આર્યોનાં લગ્નો જાણે વિષયસેવન માટેજ કરવામાં આવતાં હોય એવો ભાસ પ્રગટપણે થતો હતો. દંપતીનાં શરીરો જ્યાંસુધી વ્યવાયની યોગ્યતાવાળાં ન હોય ત્યાંસુધી તેમને અન્યોઅન્યના સમાગમની કિંચિત અગત્ય ગણવામાં આવતી નહોતી અને તેવી યોગ્યતા થયે તેમને એકાન્ત સેવનની યોગ્યતા કરી આપવામાં આવતી. ધર્માચરણનો ઉપદેશ તેમને માત્ર શબ્દોથીજ આપવામાં આવતો હતો અને આચરણમાં તો તેમણે વિષયીપણુંજ રાખવાનું છે એવી સમજણ તેમને કામવિકારનું પોષક સ્વતંત્ર વિષયાગાર સાંપીને તેમને કામદેવને શરણ કરી દઇને તથા મર્યાદાના દાબથી મૌન ધારણ કરી તેમને નિરાંતે વિષયી થઇ જવા દઇને આપવામાં આવતી હતી. આવા સમયમાં બુદ્ધિવાન અને મૂર્ખ સર્વને વ્યવાયનીજ ભારે મહત્તા ગણતા જોઇને તેમના સહવાસમાં રહેનારી વિધવાઓનો પણ વિષયોમાં વૈરાગ્ય ધારણ કરવાનો ઉત્સાહ મંદ પડી ગયો અને વિષયીઓની કૌતુકભરેલી શૃંગારીક વાતોને તેઓ આદરથી રસપૂર્વક શ્રવણ કરવા લાગ્યાં. વિચારજ ધીમે ધીમે આચારને રચતા હોવાથી પ્રથમ કૌતુકપ્રિયતાથી વિષયીઓની વડીલો અને લોકની મર્યાદાથી બચવાની પ્રાપંચિક યુક્તિયોમાં પોતાના ત્યાગવ્રતને ડાઘ ન અડવા દઇ તેઓ ભળવા લાગ્યાં, તેથી પછી "કાજરકી કોટરીમેં કૈસોહી સયાનો જાય, કાજરકી એક રેખ લાગે ફિર લાગે" એ કહેવત પ્રમાણે ધીમે ધીમે તેમની ધર્મટેકનું બળ ઘટયું અને તેઓ પણ વિષયીઓની સોબતમાં વિષયી થઈ ગયાં.



વિધવાઓનો વૈરાગ્ય ડગેલો જોઇને સ્રીસંગ માટે હડકાયા કુતરાની માફક ભટકતા અને વલવલતા તથા વ્યવાયને અર્થે અત્યંત તલસતા ધર્મભૃષ્ટ કુંવારાઓ અને વિધુરો તેમને વ્યભિચાર કર્મમાં ફસાવવાની અનેક પ્રકારે તજવીજ કરવા લાગ્યા. તે વિધવાઓનાં મગજમાં તેમનાં પશુધર્મપ્રવણ મતિવાળાં સગાં સ્નેહીં અને પાડોસીઓ આદિના સંસર્ગને લીધે તેવાજ વિચારોને સ્થાન મળ્યાથી વિષયવાસના પોષાઇ હૃદયમાં તેમના સન્યાસધર્મનો લોપ થયો હતો તેથી પછી આચારમાં પણ ધર્મલોપ થઈ તેમના ઉદરમાં ગર્ભસ્થિતિના પ્રસંગ પણ આવવાથી પછી લોક વ્યવહારના ફિટકાર અને તિરસ્કારાદિથી બચવા તેમને ગર્ભપાતાદિક મલિનકર્મોને પણ સ્વીકારવાની જરૂર પડી. ॥ छिद्रेष्वनर्था बहुली भवन्ति ॥ "જરા ફાટેલું હોય તે વધારે ફાટ ફાટ કરે" એમ ધર્મપથથી જરા દૂર ખસતાં પછી ધીમેધીમે ઘણાદૂર જતાં રહેવાય છે અને અધર્મ પોતાનું બળ પૂર્ણપણે જમાવીદે છે. વિધવાઓને આમ અધર્મના પંઝામાં સપડાયલી જોઇને એ જાણે તેમનીજ કસુરથી થયું હોય તેમ લોક જયાં ત્યાં બિચારી પતિ વિનાની ગરીબ અને લાચાર બની રહેલી વિધવાનો વાંક કહાડવા લાગ્યા અને આ તેમના અનાચાર અટકાવવાને તેમના સન્યાસધર્મને આશ્રય આપી જેમ સન્યાસીઓના મઠ આશ્રમ વિગેરે સ્થાપી તેમને જનસંસર્ગથી દૂર રાખવામાં આવે છે તેમ એ પરિવ્રાજિકાઓને જનસંસર્ગથી અલગ રાખી તેમને ઈશ્વરાભિમુખ વૃત્તિ સાધવામાં સહાયક સંતસમાગમાદિ સાધનો પૂરાંપાડવાની વ્યવસ્થા કરવાને બદલે હાલના સુધારાવાળાઓ આર્યસમાજીઓ વિગેરે પશ્ચિમની પ્રજાના મતના હિમયતીઓ વિધવાઓને ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ એવાં અધર્મરૂપ પુનર્લગ્નો કરવાની સલાહ આપવા લાગ્યા છે એ તેમની ન માફ કરી શકાય એવી ભારે ભૂલ નથી શું? દારૂડીયાઓની સોબતમાં મનુષ્યો દારૂડીયા થઇ જતા હોવાથી તેમને થતા અનર્થથી તથા લોકાપવાદભયથી



મુક્ત કરવાને માટે તેમને વામમાર્ગના મદ્યપીશાક્તોમાં દાખલ થવાની સલાહ આપી તે કામમાં તેમને મદદ કરવી એ તે મનુષ્યોનું હિત કેટલે દરજ્જે સાધી શકે એમ છે તે બુદ્ધિમાનને સ્પષ્ટ કરવાની જરૂર નથી. વિષયવિષથી બચાવવાને વિધવાઓને પુનર્લગ્નની સલાહ આપવી એ એવાજ પ્રકારની ઉંધીસમજ છે. પણ પુનર્લગ્નના હિમાયતીઓ જેઓ વિષયીની ગ્રેડના છે તેઓ પોતાના જીવનમાં વિષયસેવનને અર્થે સ્ત્રીશરીરની ભારે અગત્ય ગણુતા હોવાથી તથા જે સ્ત્રીશરીરરૂપ સાધનવડે પોતાના વિષયસુખની સિદ્ધિ થઇ શકે છે તે સ્ત્રીશરીરને અત્યંત કીમતી ગણુતા હોવાથી તથા એવા અમૂલ્ય સુખને આપનાર સ્ત્રીશરીરને ગ્રામ્યધર્મથી દૂર રાખવું એ કેવળ મૂર્ખાઈ ભરેલું છે એમ તેમને લાગવાથી વિધવાઓનાં પુનર્લગ્નો કરાવવા તેઓ ચારેપાસથી ભગીરથપ્રયત્ન કરવા મંડી પડ્યા છે અને પુનર્વિવાહના નિષેધમાં લખાયલાં શાસ્ત્રવાક્યોને આડાં અવળાં ગોઠવી પુનર્લગ્નની શાસ્ત્રોએ આજ્ઞા આપી છે એમ ઠરાવવા મથે છે અને અજ્ઞાની ભોળી પ્રજાને આમકરી છેતરીને અધર્મને માર્ગે ચઢાવે છે, અને એમ કરીને આર્યાવર્તનો નિપાત કરવામાં તેઓ એક ભારે મદદગાર થઇ પડે છે.

સ્ત્રિયોને પુનર્લગ્ન કરવાનો નિષેધ હોવાથીતો પુરૂષોએ ઉલટા ખુશી થવાનું છે. પુનર્લગ્નો કરવામાં આવ્યાથી ધર્મવૃદ્ધિ અટકી પડી અધર્મ વધશે. આર્યશાસ્ત્રો પ્રમાણે કરવામાં આવતાં લગ્નો કેવળ ધર્મને અર્થે છે. પોતાના ધર્મને બરાબર રીતે સાચવનારા ગૃહસ્થનો ગૃહસ્થાશ્રમ ધર્મનો એક સ્તંભ છે અને પ્રાણાન્ત સુધી ધર્મથી એક તસુપણ દૂર નહીં થવાની પ્રત્યેક ગૃહસ્થની અનિવાર્ય ફરજ છે. યમનિયમોને સજ્જડપણે પાળતાં રહી યજ્ઞો અને દેવતાઓનાં પૂજનાદિ પુણ્યક્રિયામાંજ સમયનો વિશેષભાગ વિતાવતાં રહી પતિપત્નીના ધર્મો દૃઢપણે યથાવત્ પાળી અંતઃકરણને ઇશ્વરભક્તિમાંજ રસબસ કરી મૂકી જીવનને અમૃતમય કરી મૂ-



કવું એજ ગૃહસ્થાશ્રમનો સત્યધર્મ છે. આ ધર્મનું યથાર્થ પાલન થવા માટે તથા ધર્મકાર્યોમાં મદદરૂપ થઇ પડવા માટે અને સ્રીને હાથે ધર્મક્રિયાઓ થવાને અન્યમાર્ગ નહીં હોવાના કારણથી તેના જીવનનું સાર્થક્ય બીજીરીતે થવાનો સંભવ નથી તેથી વિદ્વાન બ્રહ્મચારીને તેની માગણીથી સ્વધર્મનિષ્ઠ ગૃહસ્થ પોતાની વિદુષી અને સદ્‌ગુણી કન્યા તેને અર્પણ કરે છે, નહીં કે વિષયસેવન કરી ચામરસની નિંધમોજ માણવા માટે તે પોતાની કન્યાનું વિષયલુબ્ધ પુરૂષને દાન કરે છે. આ ધર્માચરણનો હેતુ પુનર્લગ્નમાં સિદ્ધ થાય તેમ નથી કેમકે વેદ અને શાસ્રો પુનર્લગ્નની આજ્ઞા આપતાં નહીં હોવાથી વેદવિધિપ્રમાણે આ લગ્ન થાય તેમ નથી અને તેથી કરાર જેવું અન્યપ્રજામાં થતા લગ્ન જેવું થયેલું લગ્ન વેદકર્મના અધિકારને આપી શકતું નથી, અને વેદકર્મનો અધિકાર જેને નથી એવો ગૃહસ્થાશ્રમ માત્ર શૂદ્રનો છે કે જે ગૃહસ્થાશ્રમ માત્ર દાસત્વના અધિકાર સુધીનોજ હોય છે. આથી પુનર્લગ્નો શૂદ્રનાજ ગૃહસ્થાશ્રમમાં થઈ શકે એ સિદ્ધ થાય છે. બીજીરીતે જોતાં દેવ બ્રાહ્મણ સૂર્ય ( અથવા ચંદ્ર ) અગ્નિ વેદ અને વડીલોની સાક્ષીથી અને બ્રાહ્મણના મુખથી નીકળતા વેદમંત્રોથી પતિના ગોત્રમાં સમ્યક્‌રીતે જેણે પ્રવેશ કર્યો છે તથા તેજ કુટુંબને પોતાના કુટુંબતરીકે જેણે હમેશને માટે અંગીકાર કરેલું છે એવી દ્વિજાતિવર્ણની સ્રી પતિના મરણથી તે ગોત્રનો અને તે કુટુંબનો ત્યાગ કરી અન્ય સ્થળે સંબંધ બાંધવાને શીરીતે અધિકારી ગણાય ? આવો સત્ય સંબંધ તેનાથી કોઇ પ્રકારે ત્યજી શકાવાનો સંભવ સર્વથા નથીજ. અરે તમે લગ્નજ કોને કહો છો ? માત્ર અન્યોઅન્યની સાથે રહીને અનુકુળતા પ્રમાણે વ્યવહાર ચલાવી એક બીજાની મરજી સાચવી જીવવું એનેજ જો તમે લગ્ન કહેતા હો તો કોઇની રાખ્ય એટલે અંગવસ્ર કે બીજાને પરણીને બીજાની સાથે નાસી ગયેલી સ્રી કે બીજીરીતે વ્યવહારના ઐક્યની યોગ્યતામાં આવી રહેલાં સ્રીપુરૂષ હોય તેમાંથી પુરૂષનું શરીર પડીગયું તો તે સ્રી



વિધવા કેમ થતી નથી ? તે સ્ત્રી દુરાચારિણી છતાં વિધવા થતી નથી, કેમકે પેલા પુરૂષની સાથે તેણે વેદવિધિ પ્રમાણે લગ્ન કરેલું નથી. આ વાત શું સમજાવેછે ? એજ કે આર્યોનાં લગ્નો મુસલમાન અને ઇંગ્રેજ લોકનાં લગ્નોની પેઠે કરાર જેવાં નથી. લગ્નને કરાર જેવું ગણવામાં આવે ત્યારે પુનર્લગ્ન થઇ શકે છે પણ કરારમાત્ર કરવામાં ગણેશ બેસાડી, ભુંગળો વગડાવી, ઘેર અને ગામમાં વાજાંની ધુમ મચાવી, વરઘોડા કહાડી, મોટા મોટા નાતવરા કરી, મહાન ઉત્સવ માની, દેવ બ્રાહ્મણ અગ્નિ અને સર્વ લોકની સમક્ષ વરકન્યાનું "**વેદવિધિથી**" લગ્ન કરવાની કશીજ અગત્ય નથી. લગ્ન જો કોન્ટ્રાકટ હોય તો એક ચાકરડી અને પત્નીમાં શો ફેર છે ? વેદોક્તલગ્ન અને કરારલગ્નમાં આભ જમીનનો ફેર છે.

મુસલમાન ઇંગ્રેજો વિગેરે જેઓ લગ્નને માત્ર આવા કરારરૂપે જુએ છે તેઓ ખરેખર તેનો અર્થ કરાર જેટલોજ કરે છે. તેમનામાં એક દંપતીને સાથે રહેવું અનુકુળ નથી પડતું તો તુરત તેઓ પોતાનો કરાર રદ કરી દઈ છુટાં થઇ જાય છે. એ લોક પરમેશ્વરને માનીએ છીયે એમ કહેવરાવતાં છતાં જડવાદી હોવાથી શરીરના વ્યવહારની ઉત્તમ રીતે સિદ્ધિ કરવા ઉપરાંત અન્યકોઈ તેમનું કર્તવ્ય છે કે કેમ તેનો વિચાર સરખોએ કરતા નથી. જોકે દિવ્ય જ્ઞાનરસથી ભરેલાં તેમનાં ધર્મશાસ્ત્રો તેમને આ નાશવંત જડ જગતની પ્રીતિ છોડી ઇશ્વરની પાસે જવા પ્રબોધે છે અને તે પ્રમાણે કરી કોઈ ભાગ્યવાન મનુષ્ય ઇશ્વરને પ્રાપ્ત કરે પણ છે તથાપિ આર્યધર્મશાસ્ત્રોએ વ્યવહાર અને પરમાર્થને જેવાં ઓત પ્રોત કરી દીધાં છે એવાં કોઇ પણ ધર્મશાસ્ત્રોએ કરેલાં દષ્ટ થતાં નથી.

આર્યધર્મશાસ્ત્ર સમજાવે છે કે મનુષ્ય જેવું દુર્લભશરીર નાશવંત અને ક્ષણિક વિષયીસુખ પ્રાપ્ત કરવામાં અળપાવવું એ ઘણી મોટી મૂર્ખાઈ છે માટે શરીર કે જે ક્યારે પડીજશે તેનું



કશું ઠેકાણું નથી તેના વ્યવહારને મુખ્ય ગણી તેનીજ ઉન્નતિ કર્યાં કરવાથી ખરૂં કર્તવ્ય ચૂકાય છે. તેથી આધ્યાત્મિક ઉન્નતિમાં શરીર-વ્યવહારની ઉન્નતિ જેટલે અંશે નડતર કરતી હોય તેટલે અંશે તેની ઉપેક્ષા કરવી અને જ્યાં શરીરનો વ્યવહાર આત્માની ઉન્નતિમાં કેવળ નડતરરૂપ જણાતો હોય ત્યાં તેને સર્વથા તજવાની શાસ્ત્ર આજ્ઞા આપે છે. આ સૃષ્ટિમાં મનુષ્યશરીર પામીને સર્વજ્ઞ સર્વશક્તિમાન અને સર્વવ્યાપક છતાં અત્યંત ગુપ્ત જેવા રહેલા એવા પરમાત્માને ચીનવા ( ખોળવા એમ નહીં કેમકે જે પદાર્થ દૂર હોય તેને ખોળવાનો રહે છે પણ સર્વવ્યાપક હોવાથી પરમાત્મા પાસેમાં પાસે છે ) એજ પરમકર્તવ્ય છે અને તેજ એક સર્વોત્કૃષ્ટ કર્તવ્યની સિદ્ધિ એ વેદશાસ્ત્રનું લક્ષ્ય છેઃ આ શાસ્ત્રોએ શરીરવ્યવહારની ઉત્તમોત્તમ સિદ્ધિ પણ પરમાત્માના જ્ઞાનની પ્રાપ્તિવડેજ માનેલી છે અને તે પ્રાપ્તિને માટે સાધનસંપન્ન થવામાં યથાર્થ ધર્મપત્ની સબળ સહાયક છે. દિવ્ય પ્રેમતત્વથી એકરૂપ બની ગયેલાં દંપતીએ ગૃહસ્થાશ્રમમાં સહધર્માચરણથી મોક્ષ નામના પુરૂષાર્થને પોતાનું લક્ષ્ય કરીને ચાલવું એ લગ્નનો મુખ્ય હેતુ છે. આ કારણથી કરાર જેવાં લગ્ન કરવાની વેદશાસ્ત્ર આજ્ઞા આપે એ કેવળ અસંભવિત છે તેથી પુનર્લગ્ન કરવાનો મત આપનારાં શાસ્ત્રવાક્યો જે પુનર્લગ્નના હિમાયતીઓ બતાવે છે તે પુનર્લગ્ન નહીં કરવાના હેતુવાળાં છે એ આથી સ્પષ્ટ થાય છે. એવાં કરાર જેવાં લગ્ન માત્ર વ્યવહારજ સિદ્ધ કરી શકે છે પણ પરમાર્થને રસ્તે એક ડગલું પણ ચાલવાની સવડ એવા લગ્નમાં નથી. આર્યોને તો પરમાર્થસિદ્ધિ એજ જીવનનું મુખ્ય લક્ષ્ય હોવાથી કરાર જેવાં લગ્ન તેમને બિલકુલ પાલવે તેમ નથી, અને તેથી મૂળથી ચાલતાં આવતાં સ્ત્રીપુરૂષને દિવ્યપ્રેમથી જોડનારાં અને સહધર્માચરણનેજ માટે વેદોક્ત વિધિથી કરવામાં આવતાં લગ્નોમાં ફેર કરવાનું કિંચિત કારણ રહેતું નથી અને બે જીવાત્માના



નિત્યના સંબંધને જોડી આપનાર વેદોકતલગ્ન જ્યાં સુધી કરવામાં આવે ત્યાંસુધી પુનર્લગ્ન એ શબ્દ નિરર્થક ઠરે છે.

શરીર એ સ્ત્રીના સ્ત્રીત્વને અને પુરૂષના પુરૂષત્વને સમજાવનાર અમુક આકૃતિવાળો અન્નનો બનેલો કોશ છે. પરણનાર સ્ત્રીપુરૂષ તે શરીરો નથી પણ તે શરીરોને ધારણ કરીને અવતરેલા જીવાત્મા છે. બે જીવાત્માનું લગ્ન નથી પણ શરીરોનું છે એમ કોઈ કહે તો તે ખરૂં નથી કેમકે જો બે શરીરોનું લગ્ન થયું છે એમ ગણાય તો બન્ને શરીરોમાંથી તેમના જીવાત્માને બાદ કરતાં બાકી રહેલાં બે મુડદાંનું લગ્ન કર્યું ઠરશે. અને અમુક અમુક મુડદાંનું લગ્ન કર્યું છે એ સમજણ અજ્ઞાનથી ગાંડાઇજ સમજાય છે. તેથી જીવાત્માનાંજ લગ્ન છે એ સિદ્ધ થાય છે. જ્યાં જ્યાં પુનર્લગ્ન કરવામાં આવે છે તે લોકની એવી સમજણ છે કે આપણે ઉપરઉપરનાં બે ખોળીયાંને પરણાવીયે છીયે. શરીર પડીગયા પછીપણ પરણનાર સ્ત્રી હજી તે વિદેહ થનાર પુરૂષનીજ પત્ની રહેલી છે એ વાર્તા આ જડમતિવાળા લોકની સ્થૂળ સમજણમાં ઉતરી શકતી નથી. આર્યોની શ્રાદ્ધની પ્રક્રિયાના રહસ્યને જોતાં આ વાર્તા સ્પષ્ટ થાય એમ છે. પુત્રની મોક્ષપ્રાપ્તિથી ઇકોતેર પેઢી સુધીના જીવાત્માને ઉંચી ગતિ મળે છે એવો શાસ્ત્રમત છે, તથા સાત સાત પેઢી સુધીના પિતૃઓને શ્રાદ્ધમાં આવાહન કરાય છે, એથી સમજાય છે કે શરીરો પડી ગયા છતાં જીવાત્માના સંબંધો જેમ જડવાદીઓ માને છે તેમ નષ્ટ થઇ જતા નથી. ઘણા લાંબાકાળે સંબંધનું અભિમાન ભૂસાઈ જાય છે એ વાત ખરી છે તથાપિ એ અભિમાન જ્યાં સુધી જાગૃત રહે ત્યાં સુધી તેમનું સગપણ કાયમજ રહે છે. પોતાની પત્નીમાં બહુરાગવાળા કેટલાએક પુરૂષો શરીર પડીગયા છતાં સૂક્ષ્મ શરીરથી ભૂતરૂપે તેની પાસે રહેતા અને અન્ય પુરૂષને તે સ્ત્રી ન ભોગવવા દેતા ઘણાક જાણવામાં આવ્યા છે. આથી શરીર જેનું ખરી ગયું છે એવો તેનો પતિ વિદ્યમાન છતાં સ્ત્રીએ બીજો

પતિ કરવો એ તેનું અને તેને તેવું લગ્ન કરાવનારનું મહામૂર્ખત્વ સૂચવે છે. વિધવાસ્ત્રીએ વિચારવું જોઇયે કે શરીરનેજ જો તે પતિ ગણતી હોય તો પતિના શવને શામાટે તે પતિ તરીકે સ્વીકારતી નથી અને તેને બાળીદેવાને અનુમતિ આપે છે ? પણ શરીરને તે પતિ તરીકે સ્વીકારતી નથી તેથીજ તેને તે બાળીદેવા દેછે. જેને તે પોતાના પતિ માને છે તે જીવાત્મા મનુષ્યનાં ચર્મચક્ષુઓ વડે અદૃશ્ય હોવાથી તે પોતાના ઉપરથી શરીરરૂપી કોટ કહાડી નાંખે છે ત્યારે એ સત્યવાતના અભાનને લીધે અજ્ઞાનકૃત ભ્રમથી તે પોતાના પતિ મરીગયા હોય એમ સમજે છે. સ્થૂળશરીરનો જીવાત્મા ઉત્સર્ગ કરીદે છે ત્યારે તેનાં અજ્ઞાની સંબંધિઓ આવાજ પ્રકારની ભૂલથી રૂવે કુટે છે. કોઈ તો પોતાના અત્યંત વ્હાલાપ્રેમીનું શરીર પડીજવાથી શોકથી એટલાંબધાં હણાઇ જાય છે કે તેઓ ગાંડાં થઈ જાય છે અને વખતે મરી પણ જાય છે. શરીર અને જીવાત્માનો પ્રત્યક્ષ ભેદ છતાં શરીરનેજ ભૂલથી આત્મા ગણવાથી આમ થાય છે.

શરીરને પોતે માનીને લોક મિથ્યાજ શરીરના સુખથી સુખી અને શરીરના દુઃખથી દુઃખી પોતાને માને છે. પોતે શરીરથી જૂદો નિર્વિકારી અને એકરૂપ રહેવાવાળો દેહી કહેતાં જીવાત્મા છે એમ જાણતાં છતાં પણ દેહના વિકારો અને દેહના સંબંધોને અજ્ઞાનની દૃઢથાપથી પોતાના માની, માત્ર માનવાથીજ તેઓ અસહ્ય આપદોને સહે છે. આ પ્રમાણે શરીરને પોતે માની બેસવાની ભૂલ અત્યંત બુદ્ધિવિભવવાળા મનુષ્યો પણ જાણતાં છતાં કરીદે છે, તેનું કારણ એવું છે કે આ શરીરરૂપ યંત્રને ચલાવવાને જીવાત્માને પોતાને ખાસશ્રમ કરવો પડતો નથી. પોતાના માત્ર અસ્તિત્વથીજ આ યંત્ર ચાલવા માંડે છે. જેમ સૂર્યના અસ્તિત્વથીજ વિશ્વ પ્રકાશમાન થઈ જાય છે, વિશ્વને પ્રકાશિત કરવા માટે તેમને ખાસશ્રમ કરવો પડતો નથી. સૂર્યનો તાપ



લાગતાંજ ઘૃત પીગળવા માંડે છે, સૂર્યકાન્ત કાચમાંથી અગ્નિ સ્રવે છે, ફોટોગ્રાફની છબીઓ કાચપરથી કાગળમાં પડે છે, વિગેરે અસંખ્ય કાર્યો એની મેળેજ સૂર્યની સત્તામાત્રથી થઇ જાય છે, તેમ આત્માની ચૈતન્યશકિતના બળથી આ યંત્ર ચાલતું થઇ જાય છે. પોતાની શકિતથી ચાલતું યંત્ર પોતાનાથી પ્રત્યક્ષપણે જૂદું છતાં તે પોતેજ છે એવી ભૂલ નાનપણથી થતાઆંવેલા તેવા અભ્યાસને લીધે થાય છે. એ ઉલટસમજને શાસ્ત્રમાં અવિદ્યા અથવા અજ્ઞાન કહેવાય છે, કહીં તેને બુદ્ધિનો કે આત્માનો પ્રમાદ પણ કહે છે. શરીર તે હું છું એમ સમજ્યાથીજ માથા ઉપર દુઃખનાં ઝાડ ઉગે છે કેમકે શરીર સ્થૂલ અને નાશવંત પદાર્થોનું બનેલું હોવાથી તે દરેક વાતે અડચણકર્તા થઈ પડે છે. તેને વિવિધ પ્રકારના વ્યાધિઓ થાય છે, તેને કોટડીમાં કેદ કરી શકાય છે, માર મારી શકાય છે, અને શસ્ત્રોવડે તેનો વધ કરી શકાય છે. અત્યંત ભારે શકિતવાળાં સૂક્ષ્મદર્શક યંત્રોથી પણ જોઈશકાય નહીં એવો અવિનાશી આત્મા કે જેને પોતાના સ્વરૂપના જ્ઞાનના પ્રમાદથી જીવપણું પ્રાપ્ત થયેલું છે અને જ્યાંસુધી પ્રમાદને દૂર ખશેડીને પોતાના સત્યસ્વરૂપનો નિર્ણય તે નહીં કરે ત્યાંસુધી સુખદુઃખાદિ દ્વંદ્વો કે જે અવિચારનું પરિણામ છે તેમાંથી તે મુક્ત થઈ શકે એમ નથી. તેવો પોતાને સમજતાં તમામ દુઃખ જતું રહે છે. કેમકે જીવ નિર્મળ અને અવિકારી છે, તે આકાશથી પણ ઘણો ઝીણો છે, અને જ્યાંસુધી તેનું જીવપણું કાયમ રહે ત્યાં સુધી તેની સાથે અખંડ કાયમ રહે એવા લિંગશરીર કે સૂક્ષ્મશરીર વડે તે આવૃત છે. તે બહુરૂપી જેવો ઘડી ઘડી સ્થૂળશરીરોને ધારણ કરી ખપ થઈ રહેતાં તેમને ઉતારી નાંખે છે અને ત્યારે સ્થૂળશરીરની તે કશી કિંમત ગણતો હોય એમ જણાતું નથી. કેમકે જેમ કોઇ નાકમાંથી લીંટ કહાડી નાંખે તેમ તે સ્થૂળશરીરને ઉતારીને ફેંકી દેછે અને

પછી તેની કશી દરકાર કરતો નથી. શરીર જડ અને પરતંત્ર છે અને જીવ ચૈતન્ય અને સ્વતંત્ર છે. ગીતામાં ભગવાન કહેછે કે "જીવલોકમાં જીવ થઇને રહેલો મારો સનાતન અંશ છે તે પ્રકૃતિરૂપ એવાં પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મનને જેમ કોઇ સ્થાનમાંથી વાયુ ગંધને સાથે લઇને જાય તેમ સાથે લઇને સ્થૂળશરીરને ધારણ કરેછે તથા તેનો ત્યાગ કરેછે. જ્ઞાનેન્દ્રિયો અને મન (અંતઃકરણ) માં રહીને એ જીવ વિષયોને ભોગવે છે. તેને શરીરને ત્યાગતો કે માંહ્ય રહ્યો હોય ત્યારે કે ગુણો સાથે મળીને વિષયોને ભોગવતો હોય ત્યારે અજ્ઞાનીઓ જોઇ શકતા નથી પણ જ્ઞાનનેત્રવાળા જોઈ શકે છે. અ-૧૫ શ્લોક ૭ થી ૧૦."

આ પ્રમાણે શરીર તે હું છું એમ ભૂલથી સમજીને વિધવાવિવાહને સંમતિ આપનારા લોક સ્ત્રીના પતિનું શરીર પડીજતાં તેને પોતાની પાસેનો કોઈ જડપદાર્થ નષ્ટ થઈ ગયો હોય એમ સમજીને પતિ વિનાની ગણે છે. આપણે અંગરખો ફાટી ગયાથી બીજો તૈયાર કરી પ્હેરીએ છીયે, બીજા પદાર્થો પણ નિરૂપયોગી થઇ જતાં બીજા સંપાડીએ છીયે, એમ જીર્ણપદાર્થોનો ત્યાગ કરી નવા આણી તે વડે વ્યવહાર કરીયે છીયે તેમ પતિને દેહમાત્ર ગણીને એક શરીરના ઉપયોગનો પદાર્થ સમજી તે શરીર પડીજતાં તે સ્ત્રીનો પતિ મરીગયો એવું સમજાવી તેને પુનર્લગ્ન કરવાની લાલચ આ અજ્ઞાની લોક આપે છે. વ્યવહારદૃષ્ટિથી જોતાં પણ જણાય છે કે પતિના મરણથી વૈધવ્યને પામેલી સ્ત્રી કે જે પરમેશ્વરની ઇચ્છાથી આ દુઃખરૂપ સંસારના કળીજવાય એવા કાદવમાંથી સંસ્કારબળે મુક્ત થઇ છે અને હવે જેને સન્યાસિનીના ધર્મો અંગીકાર કરવા એજ ખરા કલ્યાણરૂપ છે તેને ફરીથી વેદશાસ્ત્રવિરૂદ્ધ કોન્ટ્રાક્ટ જેવું લગ્ન કરાવી ઝાંઝવાંના જળ જેવા આ મિથ્યાસંસારમાં કેવળ ગ્રામ્યધર્મની લાલચને માટે ફસાવવી એ ન સહન કરી શકાય એવી નિર્દયતા વિના અન્ય નથી. કારાગૃહના બંધનમાંથી મુક્ત થયેલા.



મનુષ્યને પુનઃ કોઈ પ્રકારની લાલચ આપી કારાગૃહમાં ફસાવી બંધનમાં નાંખવું એ બુદ્ધિમાન દયાળુ પુરૂષનું કર્તવ્યતો નથીજ પણ અક્કલના બારદાન એવા નિર્દય રાક્ષસીહૃદયના મનુષ્યનું કર્તવ્ય છે. અજ્ઞાની ઉંધી રીતે ચાલી પોતાનું અકલ્યાણ કરતો હોય તેને તેની તેવી ઇચ્છા નિર્ભયપણે પૂર્ણ થાય એવી વ્યવસ્થા કરી આપવામાં મદદ કરવી એ દયાળુ હૃદયને ઘટતું છે કે તેનું જે રીતે ખરૂં કલ્યાણ થાય એમ છે તે રસ્તે તેને ચઢાવી તેનું ઉંધા માર્ગે થતું વહન બંધ કરાવવું એ દયાળુનું કર્તવ્ય છે તે વિચાર કરી જોતાં તુરત સ્પષ્ટ થશે.

પ્રજાની વૃદ્ધિના સંબંધમાં પણ જોતાં જણાય છે કે પ્રજાની અનિયમિત રીતે નિરંતર વૃદ્ધિ થતી રહેવામાં દેશને એક ભારે ગેરલાભ છે. આબાદીના સમયમાં પ્રજા દર પચીસ વર્ષે લગભગ બમણી થઈ જાય છે એમ સેન્સસની ગણત્રીને તપાસનારા કહે છે. હવે વસ્તીને ખોરાક પૂરો પાડનાર જમીનનો એવો નિયમ છે કે તેનો કસ વરસે વરસે ઘટતો જાય છે. ખાતર વિગેરેથી કસને ઉત્તેજન આપતાં પણ દરવરસે વધારે વધારે ઉત્તેજન અપાય તોજ કસ કાયમ રહી શકે છે તેથી જમીનનો કસ પ્રતિ વરસે ઘટતો રહે છે એ સિદ્ધાન્ત ખરો ઠરે છે. આગળ થોડી જમીનમાં અનાજ પકવાતું અને ઘણી જમીન પડતર રહેતી તોપણ અનાજ ઘણું પાકતું તેથી ઘણું સસ્તુ હતું. હવે ઘણી જમીનમાં અનાજ પકવાય છે તોપણ પાક ઘણો ઓછો થવાથી અનાજ પ્રથમની સાથે સરખાવતાં અત્યંત મોઘું થઈ ગયું છે. આમ વસ્તી જ્યારે બમણી થાય છે ત્યારે ખોરાક નીમે ભાગનો તૈયાર થાય છે. આ ખોટને મટાડવા માટે કુદરતથી અનિયમિતપણે ઝપાટાબંધ વધતી જતી વસ્તીને કમી કરવા માટે મરકી દુકાળ કોગળીયું વિગેરે ઇતિયો મૂકવામાં આવે છે. આ ઇતિયોથી બચવા માટે પ્રજાનો વધારો અટકાવવાની ખાસ અગત્ય છે. જો પ્રજાની વૃદ્ધિ કોઈ પ્રકારે અટકાવવામાં આવે તો ઈતિયોની

આપત્તિ પ્રજાને વેઠવાનો સંભવ આવશે નહીં. આ અટકાવ માટે વિધવાને ફરીથી લગ્ન કરવાની છૂટ ન આપવી એ ઉત્તમ ઉપાય છે કેમકે એમ થવાથી પુષ્કળ સ્ત્રિયો પ્રજાવૃદ્ધિ કરતી અટકશે અને તેથી પ્રજાને ઇતિયોનાં દુઃખ વેઠવાનો સમય આવશે નહીં. પ્રજા ઉપર ઇતિયો આવવામાં પ્રજાનો અત્યંત વધારો એ એકજ કારણ છે એમ નથી, વેદશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે નિત્ય કરવાના નાના મોટા યજ્ઞો બંધ પડવા, શૂદ્રે બ્રાહ્મણનાં અને બ્રાહ્મણે શૂદ્રનાં કામ કરવાં, વ્યભિચાર જૂઠ પ્રપંચ દગો વિગેરે પાપોની વૃદ્ધિ થવી, ગોવધાદિ હિંસાઓનો વધારો થવો, એ વિગેરે બીજાં કારણો પણ છે અને પ્રજાવૃદ્ધિનું કારણ તેમાંનું એક છે. બીજી પાસથી જોતાં સ્ત્રી ઘણેભાગે પોતાના શરીરનું તથા પોતાથી ઉત્પન્ન થનારાં બાળકોનું રૂડી રીતે પાલણ પોષણ કરવાને શક્તિવાળી નથી તેથી તેને પુરૂષ સાથે લગ્ન કરી તેને ઘેર જઇને રહેવું પડે છે અને એ રીતે તેનો વ્યવહાર નિર્વિઘ્નપણે સધાય છે. તેના પતિની મીલકત ઉપર તેની માલકી ગણાય છે તેથી પતિની હયાતીમાં તેમ તેના દેહોત્સર્ગ પછી પણ તે મિલકત તેનીજ હોય છે તેથી શરીરંનિર્વાહ સંબંધિ ચિંતા કરવાનું તેને રહેતું નથી. આમ હોવાથી સ્ત્રીને માટે લગ્ન એ એવું કાર્ય છે કે જે વડે તેના જીવનપર્યન્તના દેહનિર્વાહનો બંદોબસ્ત થઈ જાય છે અને તે બાબતનું ઘણું કરીને પછી તેને કેવળ નિશ્ચિંતપણું રહે છે. આમ શરીરનિર્વાહનાં સાધન પ્રાપ્ત છતાં પતિનું શરીર પડીગયાથી કયો હેતુ સિદ્ધ કરવાને અર્થે સ્ત્રીને પુનર્લગ્ન કરવાની અગત્ય છે તે તપાસતાં માત્ર પશુવૃત્તિજ કારણરૂપે જણાય છે. પુનર્લગ્ન કરીને તેને આ વિશ્વમાં જો કોઇ પણ પુરૂષાર્થ સિદ્ધ કરવાનો હોય તો તે નીચમાં નીચ અને હલકામાં હલકી એવી પેલી સ્પર્શરસવૃત્તિ છે. એ સ્પર્શરસવૃત્તિના બ્હેકયાથી શરીરનું સત્વ વગર કારણે હણાઇ જાય છે, ઓજસ્ નામનું શરીરનું હિરણ્ય નિર્બળ અને નિસ્તેજ થઇ જાય છે, શરીરનું આ-



રોગ્ય બગડી જાય છે, સર્વ અંગોમાંથી બળરૂપ સત્વ હોહોવાઇ જવાથી તેઓ ઢીલાંઢબ થઈ જાય છે, નેત્રબળ ક્ષીણુ થઈ જાય છે, અને ટુંકામાં શરીરની મનની અને આત્મબળની એટલી બધી દુર્દશા થઈ જાય છે કે જે સુખ પ્રાપ્ત કરવાને મનુષ્યનો નિરંતર ભગીરથપ્રયત્ન હોય છે તે સુખ તેનાથી હજારો અને લાખો કોસ દૂર જતું રહે છે. કોઇ પણ વિષયનું સેવન ક્ષણિકતૃપ્તિ આપે છે ખરૂં પણ તે તૃપ્તિ એક ઘડી સુધી પણ ભાગ્યેજ બની રહે છે. ચિત્તની વિષયલોલુપતા તૃપ્તિનો થોડાજ વખતમાં ભંગ કરી નાંખે છે અને પુનઃ વિષયસેવનની ઈચ્છા પ્રગટાવે છે. આમને આમ વિષયોને સેવ્યાં કરી તે વડે આયુષ્યનો સત્વર ક્ષય કરી પોતાના ખરા કલ્યાણને માટે કાંઈ પણ પુરૂષાર્થ ન કરી મરણને શરણ થવાય છે. શું મનુષ્ય સરખા દુર્લભ શરીરનો આવોજ ઉપયોગ !! મોટાં પુણ્યોવડે જે શરીર પ્રાપ્ત કરાયું છે તેનો ક્ષુદ્ર વિષયસેવનમાંજ ઉપયોગ કરી સત્વર અંત ઈચ્છવો અને એવા અમૂલ્ય શરીર વડે કરીલેવા યોગ્ય આત્મકલ્યાણને ન કરવું એ મહામૂર્ખતા આગળ સર્વ મૂર્ખતાઓ પાણી ભરે છે.

વિધવાનું પુનર્લગ્ન નહીં કરવામાં બીજો હેતુ એવો છે કે સ્ત્રીનું અંતઃકરણ સ્વભાવથીજ અત્યંત કોમળ અને પ્રેમી છે. કુસંગના કારણથી કે દુરાચારને પોષનાર મતપંથને અનુસરવાથી તેમનાં અંતઃકરણ પણ વજ્ર જેવાં કઠિણ અને નિર્દય થઈ જાય છે તોપણ તેની મૃદુતા દયાળુતા અને પ્રેમલતા કેવળ નષ્ટ થઈ જતી નથી. મલિન અંતઃકરણવાળી સ્ત્રીનું હૃદય પણ જ્યારે આમ કાંઇક દયાળુ રહે છે ત્યારે પવિત્ર હૃદયવાળી કુલીન અને પ્રેમાળ સ્ત્રીનું હૃદય પોતાના પ્રેમના પાત્ર ઉપર અત્યંત દયાપૂર્ણ હોય એમાં નવાઇ નથી. સ્ત્રીને આ જગતમાં સામાન્ય રીતે પોતાનાં સર્વ સગાં કરતાં પતિ પ્રિયતમ હોય છે અને કેટલેક ઠેકાણે તો પત્નીનું હૃદય પતિ સાથે એવું તો સાચા પ્રેમથી જોડાઇ ગયું હોય છે કે તેમનાં શરીરો જુદાં છતાં હૃદયથી તેમનો



સદા અભેદજ હોય છે. વસ્તુસ્થિતિ આમ હોવાથી તથા પુરૂષ કરતાં સ્ત્રીનું હૃદય વિશેષ રાગી અને મોહવાળું હોવાથી જ્યારે તેનો એવો વ્હાલો પતિ ગુજરી જાય છે ત્યારે તેના દુઃખનો કંઈ-જ પાર રહેતો નથી. તે પ્રિયતમની ખોટ તેને ક્ષણે ક્ષણે સાલે છે અને તેનું સૌજ તેનાથી કદાપિ વિસરાતું નથી. પતિનો દેહોત્સર્ગ થતાં તેના હૃદયમાં કારી ઘા વાગે છે. સંસારનો તેનો સર્વ ઉમંગ આળસી જાય છે અને જો પરમેશ્વર તરફ તેની વૃત્તિ વળેલી હોતી નથી ત્યારે તો તેને પતિ વિનાનું જીવન પણ ભારે થઈ પડે છે. તેના ચિત્તની આવી સ્થિતિ હોવા છતાં જ્યારે વિષયી મનુષ્યોના સંસર્ગમાં તેને વસવાનું હોય છે, વિષયના પ્રલોભનના પ્રસંગો તેને વારંવાર આવી મળે છે અને તેના સહવાસની સ્ત્રિયો સંસારી વાસનાવાળી હોય છે ત્યારે "દુઃખનું ઓસડ દહાડા" એ નિયમ પ્રમાણે સમય જતાં તેનું દુઃખ ઢંકાતાં તેને અન્યની દેખાદેખી વ્યવાયની વાસના પ્રગટે છે અને પછી કામી વિચારોને લીધે તેની વૃત્તિ કામુક થાય છે તથા પ્રસંગ પ્રાપ્ત થતાં તે વ્યભિચાર કર્મમાં પ્રવૃત્તિ પણ કરે છે. તોપણ જો તેને પુનર્લગ્ન કરાવવામાં આવે તો ચિત્તની વિષયલોલુપતાને લીધે વખતે તેમાં તે અનુમતિ આપે ખરી તો પણ તેના પ્રથમના પતિ સાથેનો તેનો નિર્દોષપ્રેમ તેને સ્મરણમાં આવ્યા વિના રહેતોજ નથી. બીજાપતિના ઘરમાં છતાં પણ જ્યારે તેને પોતાના પૂર્વના પતિ સાંભરે છે ત્યારે તે છાની છાની રૂએ છે અને અન્યપુરૂષને પતિ તરીકે સ્વીકાર્યા બદલ તે વખતે તે પોતાની જાતને તિરસ્કાર આપે છે અને તેનાથી આ બહુજ ખોટું કામ થઈ ગયું છે એમ ગણી તે વારંવાર પશ્ચાત્તાપ કરે છે. વ્યવહારકાર્યમાં ભળતાં તથા કામવશપણામાં તે પાછી આ વાર્તા વિસરે છે, તોપણ પ્રથમના પતિ તેને કદાપિ વિસરતા નથી અને તેથી આ બીજીવાર વરેલા પતિ સાથે તેનું ચિત્ત કદાપિ એકતાને પામતું નથી તેથી તે લગ્ન માત્ર "**કુસાર જેવુંજ**" રહે છે. પોતાનું મન તે બીજા પતિને સાં-

પવાને તેનું હૃદય ના પાડે છે અને બીજા પતિના ઘરમાં રહેતાં છતાં તથા તેની વહુ કહેવડાવતાં છતાં ખરી રીતે તે પોતાના પૂર્વના પતિનીજ રહે છે તેથી તેનું જીવન દ્વિધા થઈ જાય છે અને તેની જીંદગીનો દુઃખમાંજ અંત આવે છે.

ઉપરનાં સર્વ કારણોથી જોતાં વેદશાસ્ત્રની આજ્ઞાથી વિરૂદ્ધ એવા વિધવાવિવાહનો પ્રચાર કરવાથી વિધવાઓનું તેમજ સર્વ પ્રજાનું કેવળ અહિત થાય એમ છે એ સ્પષ્ટ થાય છે. તેથી એવો શાસ્ત્રવિરૂદ્ધ કરાર જેવો વિવાહ કરાવી તેમનું અને સર્વનું અહિત સાધવાને બદલે તેમના સન્યાસધર્મને આશ્રય આપી તેમના ત્યાગાશ્રમનેજ ઉચ્ચ બનાવવો એજ સ્વદેશ હિતચિંતકોનું ખરૂં કર્તવ્ય છે. આ વાત દ્વિજાતિવર્ણના પ્રત્યેક નાતના આગેવાનોએ ખાસ લક્ષમાં લેવાની છે અને વિધવાઓનો સન્યાસધર્મ યથાર્થ પળાય એવી વ્યવસ્થા તેમણે કરવાની છે. વિધવાઓના સન્યાસધર્મના યથાર્થ રક્ષણને અર્થે તેમને સંસારી મનુષ્યોથી જુદી રાખવાની વ્યવસ્થા કરવી જોઇયે. પુરૂષો જ્યારે સન્યાસધર્મને અંગીકાર કરે છે ત્યારે તે ધર્મના યથાર્થ પાલનને અર્થે તેમનેજ જો સંસારીઓનો સંસર્ગ ત્યજવાની અગત્ય પડે છે તો વિધવાઓ કે જેઓ સ્ત્રીજાતિ હોઈ પુરૂષના જેટલા સુદૃઢ અંતઃકરણવાળી નથી તેમને સંસારીઓની સોબતમાં રાખવાથી તેમનો સન્યાસધર્મ ભ્રષ્ટ થવાનો સંભવ આવે એમાં નવાઈ નથી. માટે આ બાબત પ્રત્યેક નાતના આગેવાનોએ નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી જોઇયે એમ અમારો અભિપ્રાય છે.

૧ પ્રત્યેક ગામમાં અને શહેરમાં વિધવાઓને માટે જોઈતા પ્રમાણના પ્રવ્રજ્યાશ્રમો નાત તરફથી બંધાવવા, તેમાં બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણની સ્ત્રિયોથી પ્રથકપણે રહી શકાય એવી વ્યવસ્થા કરવી, તથા તેમને ધર્મસંબંધિ ગ્રંથો અને સંતસમાગમ પૂરાં પડે એવી યોજના તે આશ્રમોમાં કરવી.



૨ પ્રત્યેક વર્ણની વિધવાઓને માટે ભિક્ષા અર્થે ઇલાયદી વ્યવસ્થા તેમના તેમના ભાગોમાંજ રાખવી અને જેમને પોતાના પીયરના કે સાસરાના ઘરમાં કે બીજે સ્થળે ભિક્ષા લેવાની અનુકુળતા હોય તેમને ત્યાં જવાની પરવાનગી આપવી. પણ તે વિધવાઓએ પોતાના કુટુંબ અથવા સગાં આદિ સાથે ભિક્ષા વિના બીજો સંસર્ગ રાખવો જોઇયે નહીં. તેમણે શુદ્ધ અંતઃકરણથી પોતાની પ્રવૃત્તિ કેવળ ત્યાગનીજ રાખવી અને સંસારીઓ સાથે ભિક્ષા વિના બીજો કશોજ સંબંધ રાખવો નહીં. ભિક્ષા લેવાના કામથી નિવૃત્ત થતાં તુરત તેમણે પોતાના આશ્રમમાં સીધાં ચાલ્યાં જવું પણ ત્યાં કે બીજે કંઇ કોઈપણ નિમિત્તથી બિલકુલ રોકાવું નહીં.

૩ પ્રત્યેક વિધવાએ પોતાની મિલકત વિધવાઓને ભિક્ષા આપવા માટે રાખેલા ફંડમાં અર્પણ કરવી તથા તેમનાં સગાં અને બીજાં જે જે ઉદાર મનુષ્યોને એ ફંડમાં મદદ આપવાની વૃત્તિ થાય તેમણે તેમાં પોતાની શક્તિઅનુસાર મદદ આપવા ચૂકવું નહીં કેમકે આના જેવાં બીજાં પરમાર્થ કાર્યો થોડાંજ હશે.

૪ આ ફંડમાંથી માત્ર જે વિધવાઓને બીજાદ્વારથી અન્નવસ્ત્ર મળી શકવાની અનુકુળતા નથી તેમને અન્ન અને વસ્ત્ર પૂરાં પાડવાં. તે ફંડમાં કદાચ કોઇવાર ખુટતી રકમ જણાય તો નાત તરફથી ઉઘરાણું કરી પૂરવી અને ફંડની વ્યવસ્થા નાતના આગેવાનોની આજ્ઞાથી જેમને સોંપવામાં આવે તેમણે પૂર્ણ પ્રમાણિકપણાથી રાખવી.

૫ વિધવાઓના પ્રવ્રજ્યાશ્રમમાં પચાસ વરસની ઉપરાંત વયના સન્યાસીઓ, કુલિન અને સદ્વર્તનવાળી સ્રિયો, વેદધર્મના આચાર્ય અને આશ્રમના વ્યવસ્થાપક વિના બીજા કોઇને દાખલ થવાની રજા આપવી નહીં. અને આ આશ્રમો ગામબ્હાર જનસંસર્ગથી દૂર રાખવા.

આ પ્રમાણે વ્યવસ્થા રાખવાથી વિધવાઓનો સન્યાસ દૃઢ થઇ તેમના કલ્યાણનો માર્ગ ખુલ્લો થશે. સંસારીઓનો સંસર્ગ તેમને મટવાથી સંસારીક વિષય સંબંધિ વાત તેમના કાને આવતી અટકશે અને સંસારનાં કાર્યોથી તેમને કેવળ દૂર રહેવાનું હોવાથી પછી તેમને દેહનો મોહ અને તેથી ઉપજતી કામુકવૃત્તિ કદાપિ થવાપામશે નહીં. સર્વ કોઈને કંકુનો ચાંલ્લો વ્હાલો છે, કાજંળનો કોઇનેજ વ્હાલો નથી. પણ કંકુનો ચાંલ્લો ન કરતાં માણસ મેશનો ચાંલ્લો કરે છે તે તેનું ન ચાલ્યેજ કરે છે. તેને એવું અધર્મનું શાસ્ત્રોએ અને દુનિયાંએ ધિક્કારની નજરથી જોયેલું પગલું પ્હેલીજ વખત મૂકતાં કેમ થયું હશે? કેવી સંકડામણમાં એવા અયોગ્ય કાર્યમાં પ્રવૃત્તિ કરવાની તેણે પોતાના મનને રજા આપી હશે? આ વાત તેનો પરમાત્માજ જાણતો ભલો છે. પછી અયોગ્ય આચરણ પણ એકવાર બેવાર એમ વારંવાર થતાં તેથી થતા પાપનો ભય, તેના ઉપરનો તિરસ્કાર અને અજ્ઞાનથી તેમ કરી બેઠા બદલનો પશ્ચાત્તાપ ધીમે ધીમે ઓછાં થઇ પછી કેવળ મટી જાય છે. અને અભ્યાસના યોગે તે કાર્ય પછી પ્રીતિનો વિષય થઇ રહે છે. પણ એવા દરેક અયોગ્યકાર્યની શિરૂવાત મનુષ્ય પોતાનું ન ચાલ્યેજ કરે છે. પછી ધર્મટેકની પાળ થોડી પણ ભાગ્યથી અધર્મ તેમાં ધીમે ધીમે પ્રવેશ કરી પોતાની સત્તા દૃઢ જમાવી દેછે. આ કારણથી આપણા દેશની વિધવાઓને અર્થે ઉપર પ્રમાણે વ્યવસ્થા કરવાની હમણાંજ ન ચાલે એવી અગત્ય છે એ વાત નાતના આગેવાનોએ ખાસ લક્ષમાં લેવી અને આ પવિત્ર આર્યાવર્તની ઝપાટાબંધ થઈ જતી અવનતિના આ એક મહાન કારણને બંધ કરી દેવું એમ અમારી તેમના પ્રતિ નમ્ર વિનતિ છે. ઇતિ.



॥ ॐ श्रीगणेशायनमः ॥

# ॥ श्री सत्यप्रेम अने आर्यगृहस्थाश्रम. ॥

## પ્રકરણ ૬ ઠું.

## પુરૂષોની વિષયપ્રવણુતાને લીધે થયેલી કન્યાઓની મોઘવારી, તેના પ્રતીકાર અર્થે તેમને સ્ત્રી વિષયથી વિરકત થઇ રહેવાનો ઉપદેશ, અને દુઃખી કુંવારાઓની દાદ.



આજ કાલ આર્યોની ઘણી નાતોમાં કન્યાની મોઘાઇ પુષ્કળ થઈ ગયેલી જોવામાં આવે છે. કન્યાનાં માબાપો કન્યાને બદલે એટલું બધું દ્રવ્ય પરણુનાર ધણી પાસેથી લે છે કે તેનું વજન તે કન્યાના વજન કરતાં બમણું અને ઘણીવાર ત્રમણું પણ થઇ જાય છે. કન્યાની આટલી બધી મોઘવારીને લીધે કેટલાએક પુરૂષોને પરણુવાની અત્યંત આતુર ઉત્કંઠા છતાં તેમને અનેક પ્રકારે પ્રયત્ન કરી થાકયા છતાં પણ જીવતાં સુધી નામની કન્યાએ મળી શકતી નથી. જેઓ વંશપરંપરાથી કુળવાન ગણાતા આવ્યા હોય છે તેમને કન્યાનો સુકાળ છે. કેમકે તેમનાં છોકરાંના ઘોડીયામાંથી વિવાહ મળે છે અને કન્યાઓવાળા આંધળીયાં કરીને એવા થોડા કુળવાનો જેઓ હાલતો નામથીજ માત્ર કુળવાન ગણાઇ રહ્યા હોય છે તેમને ત્યાંજ પોતાની કન્યા દેવામાટે ઉપરાઉપરી પડે છે, અને પછી વરવાળાને જે વધારે પહેરામણી ભરે છે તેની છોકરી પેલા લે છે. આથી થાય છે એવું કે વરકન્યાની વયનું માપ શા પ્રમાણે છે તેનો કશો મેળ રહેતો નથી તેથી ઘણી જગાએ વર કરતાં કન્યા ઘણીમોટી હોય છે ત્યારે બીજે સ્થળે એક કે બે સ્ત્રિયો હોય તે ઉપર પેલી ત્રીજી સ્ત્રી આવી હોય છે. કુળવાનોનાં કુળ પ્રથમ તો તેમનાં ધર્મ નીતિ દયા ઉદારતા ઈશ્વરભક્તિ વિગેરે તેમના ઉત્તમ બીજકને શોભાવતા આ-

દ્ગુણોને લઇને ગણાતાં હતાં પણ હવેતો નાતમાં મોટી મોટી જમણવારો અને લ્હાણાં કરનારાઓજ કુળવાનમાં ગણાય છે તેથી ખરા કુળવાનના વંશજો જેઓ ઉત્તમ બીજકથી પ્રગટેલા હોવાથી દૈવીસંપત્તિયુક્ત પ્રકૃતિવાળાજ જન્મથી હોઈને પેઢીઓગત ઉતરતા આવેલી સદ્ગુણોથી ભૂષિત હોય છે તેઓ જો દ્રવ્યવાન નથી હોતા તો તેમનું કુળવાનપણું હિસાબમાં ગણાતું નથી અને નાતવાળાઓ તેમની કશી મહત્તા ગણતા નથી. આથી સર્વ સામાન્ય સ્થિતિના ગૃહસ્થીઓ જ્યાં જોઇયે ત્યાં પોતાના પુત્રને અર્થે કન્યા પ્રાપ્તકરવા માટે વળખાં મારતા જોવામાં આવે છે. આમાંના કેટલાક પુત્રોને પ્રારબ્ધવશાત્ કોઇ કોઈ કન્યાઓ આવી મળે છે, અને કેટલાએકને તો તેમની સ્ત્રી પરણવાની પ્રબળ ઈચ્છા છતાં કુંવારા રહીનેજ પોતાનું જીવન પૂરૂં કરવું પડે છે. આ કુમાર અવસ્થામાંજ ન ચાલ્યે જીવન પૂરૂં કરનારમાં કેટલાક વિષયોમાં વૈરાગ્યના સંસ્કારવાળા પુરૂષો તો પોતાને સ્ત્રી અપ્રાપ્ય જાણીને ગૃહસ્થાશ્રમનાં વિષયી સુખોને પ્રાપ્ત કરવાની પોતાની ઇચ્છાને અયોગ્ય જાણીને શમાવી દેછે અને પોતાનું ચિત્ત ઇશ્વરપ્રતિ વાળી દે છે અને એ માર્ગના પથિક થઇ પરમાત્માનાં ભક્તિજ્ઞાનથી મનુષ્યશરીરને કૃતકૃત્ય કરી મૂકે છે. પણ બીજા વિષયોમાં વૈરાગ્યના સંસ્કાર વિનાના પુરૂષો જેઓનાં ચિત્ત પરણવાને માટે અખંડ તલસી રહ્યાં હોય છે, જેઓને પોતાની વહુ પોતાની પરિચર્યા કરતી અને નાના પ્રકારે સ્નેહ દર્શાવતી જોવાની બહુ પ્રબળ ઇચ્છા હોવાથી કન્યાનાં રૂપ ગુણ કુળ ચતુરાઈ અને વય આદિની પરીક્ષા કરવાનો વિચાર પણ તેમણે બીલકુલ માંડીવાળ્યો હોય છે અને માત્ર ગમેતે પ્રકારે ગમેતેવી પણ પોતાની નાતની કન્યા પોતાને વહુ તરીકે મળે એટલીજ ઇચ્છા તેમણે રાખી હોય છે, તથાં તે કારણથી જેઓ જેની તેની પાસે અત્યંત ગરીબ થઇને બળતા અંતઃકરણથી પોતાના કુવારાપણાનું દુઃખ રૂએ છે અને આમછતાં પણ જેમના એ દુઃખનો અંત આવતોજ નથી,



તે બિચારાઓને લાચારપણે કુંવારા રહીને સ્ત્રીની તૃષ્ણામાં તલસતાં રહીનેજ પોતાનું હતભાગી જીવતર પૂરૂં કરવાનું હોય છે. આ તેમના ઉપર નાત તરફથી ગુજરતો મહાન જુલમ અત્યંત ધિક્કારને પાત્ર હોવા ઉપરાંત તે નાતના અધઃપાતરૂપ પરિણામને ઉપજાવનારો છે તેથી નાતના અગ્રણીઓએ આ બાબત ખાસ લક્ષમાં લઈ આગળ બતાવ્યાપ્રમાણેના અથવા એવાજ સર્વને અનુકુળ પડતા બીજા ઉપાયો યોજીને કુંવારાઓનું દુઃખ ટાળવાની વ્યવસ્થા કરવાની ન ચાલે એવી જરૂર છે.

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચારજ વર્ણ વેદશાસ્ત્રોએ કહેલી છતાં પ્રત્યેક વર્ણમાં જુદી જુદી નાતો જે હેતુથી કરવામાં આવી છે તે હેતુ તરફ હાલ કોઈપણ નાતના આગેવાનોનું કિંચિત લક્ષ હોય એમ જણાતું નથી. બ્રાહ્મણ નામની એક મોટી વર્ણનું યથાર્થરીતે નિયમન કરવું બહુજ મુશ્કેલ થઈ પડે એમ છે તેથી બ્રાહ્મણોને જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ એ મોટી વર્ણના નાના નાના ભાગ તેઓ પાડતા ગયા. એજ પ્રમાણે બીજી વર્ણોમાં પણ નાના નાના વિભાગ પાડી દેવામાં આવ્યા છે તે એવાજ હેતુને લઇને છે. ઘણા લોકનું અને તેમાં મુખ્યત્વે કરીને આર્યસમાજીઓ અને સુધારાવાળાઓનું એમ સમજવું થાય છે કે બ્રાહ્મણ આદિ ચારજ વર્ણ વેદવિહિત છતાં તેમાં નાતોના રૂપમાં નાના નાના અનેક ભાગ પાડીદેવામાં આવ્યા છે એ મૂર્ખાઇ ભરેલું કામ થયું છે, એથી ભ્રાતૃભાવ અને એકતાની લાગણી ભુસાઇ જાય છે અને એમ થવાથી સંપથી ઉપજતું બળ તુટી જાય છે અને તેથી પ્રજાનો નિપાત થઈ જાય છે. વર્ણોમાં આન્તર વિભાગો જે હેતુને લઇને પાડવામાં આવ્યા છે તે હેતુ તરફ હવે કોઇનું લક્ષ નથી તેથી તેમને અને સર્વનેજ એવું સમજાય એમાં નવાઈ નથી. પણ સૂક્ષ્મવિચારથી જોતાં આ તેમની સમજણ બરાબર નીકળતી નથી. બ્રાહ્મણ એવો એક વર્ણ કાયમ રાખીને તેના ચોક્કસ નિયમન માટે તે બહોળી વર્ણના



નાના નાના જથા પાડી દેવા એ બહુજ ડાહ્યાપણભરેલી યુક્તિ છે. જેમ એક મામલતદારના અધિકારનું કામ એકજ હોવા છતાં તે કામના નાના નાના જથામાં ભાગ પાડીદઇ જુદા જુદા માણસોને સાંપીદેવાથી તે કામ થોડા શ્રમે સહેલથી અને ઉત્તમ પ્રકારે કરી શકાય છે, એજ પ્રમાણે કામના ભાગ પાડી દેવાથી કામ સરળપણે અને ઉત્તમ રીતે થતું સર્વ ઠેકાણે જોવામાં આવે છે. ટાંકણીનું, દીવાસળીનું, કાગળનું, રૂનું, વિગેરે અનેક કારખાનાં જોશો તો જણાશે કે તેમાં કામના જુદા જુદા ભાગ પાડી દીધેલા હોવાથી ઘણા ટુંકા વખતમાં સેહેલાઈથી ભારેકામનો ફડચો નીકળી જાય છે. ભ્રાતૃભાવ અને એકતા તો સમતાથી ઉપજે છે. સર્વને પોતાના આત્માસ્વરૂપે જોનારમાંજ એ ગુણ ઉત્તમ પ્રકારે સિદ્ધ થઈ શકે છે કાંઈ નાતની એકતાથીજ એ હેતુ સિદ્ધ થઈ શકે છે એમ નથી. ઉલટું બહોળી નાત છતાં અભણ અને સ્વાર્થી મનુષ્યો ઘણા હોય કે ભણેલા છતાં લુચ્ચા અને કપટી માણસો ઝાઝા હોય તો તેઓ અંદર અંદર તુચ્છકારણો માટે લઢી વઢી નબળા પડી જાય છે. આથી ભ્રાતૃભાવ અને એકતાનું કારણ વિદ્યા અને સદ્દગુણની વૃદ્ધિજ છે અને નાતની એકતા નથી એ બુદ્ધિમાનને સહજ જણાય છે. વળી નાતની એકતા કરવાથી બહોળા વિસ્તારમાં નિયમન કરવું બહુ મુશ્કેલ થઈ પડે છે તેથીજ ભારે જથાવાળી નાતમાં થતા અન્યાયો અને અધર્મો તથા અનાચારોને દબાવવા માટે લોક "નાત તો ગંગાનો પ્રવાહ છે" એમ કહી મન વાળે છે, માટે ટુંકા જથાની જે નાતો પાડવામાં આવી છે તે બરાબર અને યુક્તિપુરઃસર છે. પોતાની નાતમાં મનુષ્યો સર્વ પ્રકારે સુખી થાય એવા ઉપાયોને નિરંતર યોજતા રહેવું એ પ્રત્યેક નાતના અગ્રણીઓની મુખ્ય અને ન ચાલે એવી ફરજ છે. આ ફરજ આ આગેવાનોના લક્ષ ઉપરથી બિલકુલ દૂર થઇ ગયેલી છે, અને હવે માત્ર નાતના અગ્રેસરો પોતાના નાતીલાઓને કસુરના બદલામાં નાતબ્હાર મૂકવા, તેમના



દંડ કરવા, નાતના પૈસાના વધારાના નિકાલ કરવા, અને જમણવારો વિગેરેના ઠરાવ કરવા, એનેજ પોતાની સર્વ ફરજ સમજતા થઈ રહ્યા છે. નાતમાં પટેલ ગણાઇને ફરવું અને પોતાના બીજા પોતાના જેટલીજ યોગ્યતાવાળા નાતભાઇઓને દાબમાં રાખવા તથા તેમને ત્યાં કોઇ પ્રસંગ આવે ત્યારે અચકાવીને તેમની પાસેથી નાણાં કઢાવવાં અથવા પોતાની ઇચ્છા પ્રમાણે કરવાની તેમને ફરજ પાડવી એજ પોતાનું કામ તેઓ સમજ્યા છે તેથી નાતનું કલ્યાણ કરવાની યોજનાઓ કરવાને બદલે તેઓ પટેલપણાના અધિકારના મદથી ગર્વિષ્ટ થઈ જ્યાં ત્યાં ફુલાતા ફરે છે અને કોઈ નાતીલાએ ઉંચું માથું કર્યું કે ઝટ તેને નમાવી પાડવાનો પ્રયત્ન કરવા મંડી જાય છે અને અનેક પ્રયત્ને તેને નમાવી દે છે ત્યારેજ તેઓ છોડે છે. જ્યારે નાતના માણસોને સુખ અને અનુકુળતા જેમ બને તેમ વધારી આપવાની તેમની મુખ્ય ફરજ તેઓ બજાવતા નથી ત્યારે તે નાતીલાઓને નાતબ્હાર મૂકવા દંડ કરવા વિગેરે શિક્ષાઓ ફરમાવવાનો તેમને શો હક છે? જે રાજા પ્રજાની સુખશાન્તિના રક્ષણની કાળજી રાખતો નથી તેને પ્રજા પાસેથી મેહેસુલ અને કરો ઉઘરાવવાનો શો હક છે? અથવા જે ગાયને ગાયનો માલીક ઘાસ દાણો નીરવાની કાળજી કરતો નથી તેને તેની પાસેથી દુધ લેવાનો શો હક છે? નથીજ. લેશપણ નથી. આજ પ્રમાણે નાતના માણસોને પોતાની પરણવાની બળવાન તૃષ્ણા છતાં અને તે અર્થે ભગીરથ-પ્રયત્ન કરતાં છતાં જો જન્મપર્યન્ત કુંવારાજ રહેવાનું દુર્ભાગ્ય વેઠવું પડે છે તો તેમની ઉપર નાત તરફથી ગુજરતા એવા ભારે જુલમના દુઃખથી તેમને છોડાવવાનો પ્રયત્ન નાતના આગેવાનોએ કેમ ન કરવો જોઇયે તેનું કારણ સમજી શકાતું નથી. સર્વનેજ સુવિદિત છે કે કોઈની યુવાન પુત્રી વિધવા થતાં તે પુત્રીને માટે તેનાં માબાપ પોતાના મનમાં કેટલું કષ્ટ ધારણ કરે છે અને શોકનાં ચિન્હો ધારી કેવાં સખત ખાણાં પાળે છે. જ્યારે સ્ત્રીનું



વિધવાપણું આટલું બધું કષ્ટપ્રદ ગણવામાં આવે છે તો નાતના જુલમને લીધે વેઠવું પડેલું પુરૂષનું કુવારાપણું તેના કરતાં પણ અનંતગુણુ અધિક કષ્ટપ્રદ શા માટે ન ગણાવું જોઇયે ? વિધવાને તો ધર્મશાસ્ત્રથી પુનર્લગ્નની મના હોવાથી અકાળે છતાં સંસારનો અંત આવ્યો છે કેમકે તેણે હવે સન્યાસધર્મ અંગીકાર કરવાનો છે. આથી પરણવાના ઉદ્દગાર વિધવાના મનમાં ઉપજી તેના હૃદયને તાવ્યાં કરતા નથી પણ તેનું ચિત્ત ખુશીથી કે નિરૂપાયે ઈશ્વિર તરફજ વળે છે. પણ બિચારા કુંવારાપુરૂષો કે જેમની પરણવાની આતુર તૃષ્ણા ન તો વિધુર થઇને નિવૃત્ત થઇ છે અને ન તો નિરાશા ઉપજીને શાન્ત થઈ છે તેનું મન કદાપિ પરમાત્મા તરફ વળનાર નથી પણ પરણવાની ઇચ્છારૂપી એક વજ્રદંષ્ટ્રાવાળો કીડો તેનું કાળજું નિરંતર જીવતા સુધી કોતરી ખાય છે અને તેને એક ક્ષણ પણ શાન્તિનો અનુભવ કરવા દેતો નથી.

આમ કહીને કુંવારા માણસોનું કુંવારાપણુંજ આટલુંબધું દુઃખરૂપ છે એમ કહેવાની મતલબ નથી, કેમકે એમ હોય ત્યારે તો શાસ્ત્રમાં નૈષ્ઠિક બ્રહ્મચર્ય કે જે જીવતાસુધીનું બ્રહ્મચર્ય છે તેની આટલી ભારે મહત્તા વર્ણવત નહીં બલ્કે નૈષ્ઠિક બ્રહ્મચર્યનું વિધાનજ કરેલું શાસ્ત્રમાં જોવામાં આવત નહીં. પણ નૈષ્ઠિક બ્રહ્મચારી મોક્ષનો પથિક છે અને ગૃહસ્થાશ્રમી ધર્મ અર્થ અને કામનો ઉપાસક છે તેથી નૈષ્ઠિક બ્રહ્મચર્યની મહત્તા આગળ તથા તે અવસ્થામાં પ્રાપ્તથતા આનંદ આગળ ગૃહસ્થાશ્રમનાં સુખ તુચ્છ અને હિસાબવગરનાં માલમ પડે છે. મનુષ્યના મનનો એવો સ્વભાવ છે કે તે પોતાની ઇચ્છિત સ્થિતિમાંજ સુખનો મહાનિધિ માને છે. તેની સમજણ ભૂલભરેલી છે એમ તેને જણાતાં તેની ઇચ્છાનું સ્વરૂપ ફરે છે તેથી પછી પ્રથમની સ્થિતિ તેને ગમતી નથી અને જ્યાંસુધી તેની ઇચ્છાનુસાર બનતું નથી ત્યાંસુધી તેનું અંતઃકરણ તૃષ્ણાના તાપથી બળતુંજ

રહે છે અને કદાપિ શાન્તિને અનુભવતું નથી. નૈષ્ઠિક બ્રહ્મચારીના મનમાં અખંડબ્રહ્મચર્યની અને તેથી પ્રાપ્તથતા સર્વોત્કૃષ્ટ ફળની બહુ ભારે મહત્તા સમજાયેલી છે તેથી બ્રહ્મચર્યથી ઉપજતા લાભને તેણે ગૃહસ્થાશ્રમનાં સુખ કરતાં અધિક કીમતી આંકયા છે અને તેનું લક્ષ તે અનુપમ લાભનો અનુભવ કરવાની આશામાં લાગેલું હોવાથી સ્ત્રીસંગના તુચ્છસુખની તે કલ્પના પણ કરતો નથી અને તેનું મન નિરંતર શાન્તઆનંદમાંજ ગુલતાન રહે છે. પણ જેના મનમાં યૌવનનો ઉપયોગ ભોગમાંજ સાર્થક છે એવો નિશ્ચય બંધાયેલો હોય, શબ્દ સ્પર્ષ આદિ ભોગોનાં સુખ પ્રાપ્ત ન થતાં યૌવન નિરર્થક જતું રહે છે એમ સમજી જ્યાં નિરંતર શોક કરવામાં આવતો હોય, સુખ વિષય અને ઇન્દ્રિયના સંયોગથીજ પ્રાપ્ત કરી શકાય છે એવી ભૂલભરેલી સમજણથી જ્યાં ત્યાંથી જેનું ચિત્ત સ્ત્રી પુત્ર ધન ગૃહ અધિકાર વિગેરેનેજ શોધતું ફરતું હોય, સ્ત્રીસુખની સંસારમાં જેના મનથી સર્વોત્તમસુખમાં ગણના કરાતી હોય, અને ઉત્તમ ગૃહસ્થાશ્રમના વૈભવી અને મહત્તાવાળા સુખની કામના જેના મનમાં નિરંતર ઉગ્રપણે સ્ફુર્યા કરતી હોય તેને નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળી પરમાત્માના સ્વરૂપમાં વૃત્તિને જોડીરાખી સંસારમાયાના મોહથી મુક્ત થવાનો બોધ આપવામાં આવે તો તે તેને શા કામનો? જેને પાણીની તરસ લાગી હોય તેના આગળ મિષ્ટ પકવાન્નો ધરવામાં આવે તો તે તેને શા ઉપયોગમાં આવે? તેમ સ્ત્રી પરણવાની ન નિવૃત્ત થઈ શકે એવી અત્યંત બળવાન કામના જેના અંતઃકરણને રાત દિવસ ઘોરદુઃખમાં પીલ્યાં કરતી હોય, લોહભઠ્ઠીના જેવા ભારેતાપમાં નિરંતર તપાવ્યાં કરતી હોય, પોતાનું દુઃખ ટાળવાનો મૃત્યુવિના અન્ય કોઈ પણ ઉપાય નથી એમ જેને નિશ્ચયપૂર્વક મનાયું હોય, અને પરસ્ત્રીસંગરૂપ અધર્માચરણનો કાળો ડાઘ જેને ટુંકાજીવનના ક્ષણિક યૌવનને માટે ન લાગવા દેવો એવો દૃઢટેક હોય, તેને ગમે તે કારણથી પણ અવિવાહિત સ્થિ-

તિમાં જીવન ગાળવાની નાત તરફથી ફરજ પાડવામાં આવી હોય તો તેને જીવતાંજ રૌરવનર્કના દુઃખમાં સડયાં કરવાની ત્રાસદાયક સજામાં તેની નાતના મનુષ્યોએ જાણી જોઇને નાંખ્યો છે. એમજ થયું. જે નાતનો તે એક અંગભૂત છે, જેના સુખદુઃખનો તે ભાગીદાર છે, જેની કૃપા કે કોપને તે માથે ચઢાવવાને સદા તૈયાર છે, જેની ઉન્નતિમાં તે પોતાની ઉન્નતિ માનતો હોય છે, તેજ નાત જ્યારે તે પોતાના નાતીભાઈના અસહ્યદુઃખની કિંચિત દરકાર કરતી નથી અને તેના એવા ભારેદુઃખને કેવળ મશ્કરીમાં ઉડાવવા જેવું ગણી કહાડે છે ત્યારે તે નાતનો વિનાશજ પાસે આવ્યો છે એમ સ્પષ્ટ સમજાય છે. અને થયું છે પણ તેમજ. આર્યોની પ્રત્યેક નાતોનો અત્યારે કેવળ અધઃપાતજ થયેલો દૃષ્ટિએ પડે છે. દુઃખીકુંવારાઓનાં અસહ્યવેદનાથી બળતાં અંતઃકરણોમાંથી નીકળતા શાપો નાતને લાગ્યા વિના રહેતાજ નથી. મહાત્મા તુલસીદાસજી કહે છે કે—“ તુલસી હાય ગરીબકી કબુ ન ખાલી જાય, મુએ ઢારકે ચામસેં લોહા ભસ્મ હો જાય.” પણ આ બાબત ઉપર નાતના આગેવાનોનું કિંચિત લક્ષ નથી. તેઓ અજ્ઞાનથી દેહાત્મવાદી થઈ ગયેલા હોવાથી પોતાનો દેહ અને પોતાનાં કુટુંબીઓ વિના સર્વ નાતીલાઓને પારકા ગણે છે અને તેથી તેમના દુઃખથી લેશ પણ દાઝતા નથી. તેઓ માત્ર મોટાઈ અને આબરૂને અર્થે નાતના આગેવાન થઇને ફરતા હોય છે પણ પોતાના નાતીભાઇઓનાં દુઃખ ટાળવાનો પ્રયત્ન કરવાની તેમને કિંચિત ગરજ નથી. પણ તેઓ જાણતા નથી કે પ્રત્યેક એક એક માણસ થઇનેજ સમૂહરૂપ નાત ગણાય છે અને તેથી પ્રત્યેક નાતીલાના કલ્યાણમાંજ આખી નાતનું કલ્યાણ સમાયેલું છે. શરીરના એક અંગને દુઃખી રહેવા દઈ બાકીનાં અંગોને નીરોગ રાખી કોણે સુખ અનુભવ્યું છે ? આખા શરીરમાં જ્યાં સુધી એક ફાંસપણ પેસી રહી હોય છે ત્યાંસુધી સુખમાં ખલેલ પ્હોંચ્યાવિના રહેતું નથી તેમજ નાતના અમુક

માણસોને દુઃખી રહેવા દઇ બાકીના માણસોનો સુખી થવાનો પ્રયત્ન ઘરના એક ખુણામાં દુર્ગંધયુક્ત પદાર્થ રહેવા દઈ બાકીના ભાગોમાં સુગંધિદ્રવ્યોની બ્હેંક ફેલાવી દુર્ગંધ દૂર કરવાના મિથ્યા પ્રયત્ન જેવો નિષ્ફળ પ્રયત્ન છે.

કન્યાની મોઘાઇનું એક કારણ એવું જણાય છે કે હાલમાં દ્વિજપ્રજા વિદેશી રાજ્યકારોના સંસર્ગને લીધે દેહાત્મતાં વધી જવાથી તથા વેદવિદ્યાના અધ્યયનના લોપથી સ્થૂળજગતના વિલાસમાં મોહ પામીરહેલી પામરબુદ્ધિવાળી થઇ જવાથી રજોગુણની અમર્યાદપણે વૃદ્ધિ થઇને ઇન્દ્રિયોના ભોગોમાં ઘણીજ આસક્ત થઈ ગઈ છે. જે આનંદ સ્વતઃસિદ્ધ આત્માનું સ્વરૂપ છે અને જે સર્વ કલ્પનાની શાન્તિમાં નિર્વિકલ્પ સમાધિથી સ્પુટપણે અનુભવાય છે તથા અજ્ઞાનવડે ઉપજાવેલાં આવરણોવડે તેને ઢાંકીદીધા જેવો કરીનાંખવામાં ન આવે તો જે અંતઃકરણમાં કાંઈ પણ સાધન અથવા હેતુ વિના નિરંતર અત્યંત મહાન જોસથી સ્પુર્યાં કરે છે, તેને માટે અજ્ઞાનથી બહાર ફાંફાં મારી તેને વિષયોમાં શોધવાની ભૂલ તેમણે કર્યાથી તેમને ઇન્દ્રિયોના ભોગોજ પ્રાપ્તવ્યરૂપે સમજાઇ રહ્યા છે. તેથી સર્વ ભોગોમાં વધારે મોહક ભોગ સ્ત્રી હોવાથી સર્વ વિષયીઓ તેની પ્રાપ્તિની અગત્ય અનિવાર્ય સમજવા લાગ્યા, અને પરિણામે પુરૂષો એટલી બધી કામુક વૃત્તિવાળા બન્યા કે સંસારમાં સ્ત્રીની સોબત વિના જાણે તેમને નજ ચાલે એવું કરી મૂકયું. કેટલાએક મૂઢમતિવાળા તો એટલે સુધી ભૂલ કરવા લાગ્યા કે જેમ શરીરને અન્ન વસ્ત્રની અગત્ય પડે છે તેમ વ્યવાયની પણ તેવીજ અગત્ય છે અને તેનો અટકાવ કરવામાં આવ્યાથી મગજે લોહી ચઢી જવાનો, શિરોવેદનાનો, ચિત્તભ્રમનો, કે એવોજ કોઇ દુઃખદ વ્યાધિ પ્રગટે છે એમ સમજવા લાગ્યા છે. ડાકતરો એ વાતને સમર્થન કરે છે તેથી એ વાતની સત્યતાના ભ્રમથી સ્ત્રી વિનાની અવસ્થામાં રહેલા જુવાન વિષયીઓ પોતાને મિથ્યાજ

દુઃખી માની બેઠા છે. આમ થવાથી બ્રહ્મચર્યની મહત્તા અને તેનું માન કેવળ ઘટી ગયું. અખંડબ્રહ્મચર્ય પાળી શકાયજ નહીં એવા વેદશાસ્ત્રના સિદ્ધાન્તથી વિરૂદ્ધ સિદ્ધાન્તને વિષયીઓ માની બેઠા અને તેથી પર્વતસમાન સુદૃઢ અંતઃકરણવાળા ત્યાગીઓને પણ તેઓ પોતાના જેવા દીવાસળીની જ્યોત સહજ અડકતાં સળગી ઉઠે એવા ઘાસના માંડવા જેવા ગણવા લાગ્યા. આથી પ્રત્યેક સ્ત્રી-પુરૂષમાં કામની સત્તા સ્વભાવસિદ્ધજ ઠરાવી લગ્ન જેવા મંગલ-કાર્યને પણ તેઓ ધર્મના સાધનરૂપ નહીં જોતાં વિષયના સાધનરૂપ જોવા લાગ્યા. તેથી બજારમાંથી જેમ પોતાના ખપની કોઈ વસ્તુઓ મનુષ્ય ખરીદી તેનો ઉપયોગ કરવા લાગે તેમ સ્ત્રીનો અર્થ પણ તેમણે ભોગના પદાર્થ જેટલોજ કર્યો. ભોગના પદાર્થોનો એવો નિયમ છે કે જેમ તેમનો ઉપજના પ્રમાણમાં ખપ વધારે જાગે તેમ તેમની કીમત મોંઘી પડે. સ્ત્રિયોનું પણ એમજ થયું. પુત્રવાન પુરૂષો જેમને શાસ્ત્ર પુનર્લગ્નનો અધિકારજ આપતું નથી તેમણે દ્રવ્યબળને લીધે પુનર્લગ્નો કરવા માંડયાં. કોઇ એક કરતાં વધારે સ્ત્રિયો પરણવા લાગ્યા અને વૃદ્ધ પુરૂષો પણ મ્હોં-માં બનાવટી દાંત ઘાલી આંખો આંજી હાંસથી વરરાજા બની બાલક કન્યાઓને પરણવા લાગ્યા. લગ્નના આચાર્ય અને અન્ય બ્રાહ્મણો તો જાણીજોઇનેજ હાથમાં દીવો લઇને કુવે પડનારાં આ વિષયીઓનાં "વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો" એ કહેવતને અનુસરીને પોતાને મળતું દ્રવ્ય બંધ ન થાય એટલીજ મતલબથી આવાં શાસ્ત્રની આજ્ઞાથી વિરૂદ્ધ થતાં અયોગ્ય લગ્નોને અટકાવતા નથી પણ દ્રવ્યલોભમાં લેવાઇને જે જેમ કરવા માગે તેમ કરવાની સંમતિ તેને બેધડક આપતાં જરાપણ પાછા હઠતા નથી. આમ કન્યાની માગણી ચારે પાસથી ઘણીજ વધી પડયાથી કન્યાઓ આજકાલ ઘણી મોંઘી-વસ્તુ થઇ પડી છે. જેમ સરકારમાં નોકરીની ખાલી જગાઓની સંખ્યા કરતાં નોકર રહેવાને ઇચ્છનારા ઘણા થઇ પડવાથી ઘ-

ણાને પુષ્કળ વખત સુધી નોકરીને માટે ઉમેદવારીઓ કરવી પડે છે અને એમ છતાં પણ કેટલાએકને ઉમેદવારીમાંથી પણ ઘણાવખત સુધી મફ્ત નોકરી કરી નોકરી નહીં મળવાથી પાછા ઘેર જવું પડે છે, તેમ પ્રત્યેક પુરૂષ ગૃહસ્થાશ્રમની દરકારવાળા હોવાથી ઘણાકને કન્યા મેળવવા માટે પળસી કરવાની કે લાંચ આપવાની જરૂર પડે છે તથા કેટલાએકને એમ કરતાં છતાં મહાશ્રમે પણ કન્યા તેટલા વજનની સુવર્ણની પુતળી કરતાં પણ વધારે મોઘી થઇ પડે છે, તેથી તેમને લાચાર થઈને કુંવારાજ રહેવાની અગત્ય પડે છે. કન્યાની આ પ્રમાણે વિષયની લાલચથી કીમત વધારી દઇ પુરૂષો બિલકુલ સુખી થયા નથી. આવી ભારે મોઘવારીમાં કન્યાની કશી પરીક્ષા જોવાતી નથી કેમકે ખોડવાળી કન્યાઓ પણ ઘણેમોઘે ભાવે ખપે છે ત્યાં તેમની પરીક્ષા કરવાની તો વાતજ શી ! તે જાતે શરીરથી કન્યા છે એટલા ઉપરથીજ તેની એટલી બધી કીમત ગણાય છે. આમ થવાથી હવે કન્યાઓની પરીક્ષા જોનાર કોઇ રહ્યું નહીં તેથી તેમનાં મા-બાપો તેમને કશી કેળવણી આપતાં નથી કેમકે તે પારકે ઘેર જનારી હોવાથી તેને કેળવવાની કાળજી કરવાની તેમણે કિંચિત અગત્ય ન ગણી. તેથી કાળજીવગર ઉછેરેલી કન્યાઓમાં ઉજડ ખેતરમાં નીંદણ અને જડો ઉગીનીકળે તેમ દુર્ગુણો આપો આપ ભરાઈ જઇ તેઓ જનાવર જેવી સ્થિતિની બની રહે છે, તોપણ તેમની કીમત બિલકુલ ઓછી થતી નથી પણ દિનપ્રતિદિન વ-ધારે અને વધારે થતી જાય છે એ ઉપરથી વિષયીઓની વિષય-તૃષા કેટલી બધી વધીને વ્યવસનરૂપ થઇ ગઇ છે અને તેઓ જનાવર કરતાં પણ કેટલી બધી હલકી દશામાં આવી પડેલા છે તે સહજ સમજાય છે.

પુરૂષોને શરમ છે કે તેઓ પોતાની પુરૂષપણાની માન મ-હત્તા છોડી, પોતાના સત્યકર્તવ્યને ત્યાગી, મનુષ્યજન્મ દેહનો કેવો ઉપયોગ કર્યાથી સાર્થક થાય છે તેનો વિચાર ન કરીને

વ્યવાય જેવા નજીવા સુખની પાછળ આમ આંખો મીચીને આડું અવળું જોયાવિના આંધળીયાં કરીને તુટીપડે છે. જેને વેદનો અધિકાર નથી એવી પાનીએ બુદ્ધિવાળી દાસીપણું કરવાની યોગ્યતામાં રહેલી સ્ત્રીના પોતાને પુરૂષ કહેવડાવનારા વેદોના રહસ્યને જાણવાની યોગ્યતાવાળા ગણાયેલા સ્ત્રિયોના પૂજ્યપદે સ્થિત એવા તમેજ જ્યારે દાસ થઈ રહ્યા છો ત્યારે પછી બિચારા આર્યાવર્તની ઉન્નતિ થવાની હવે શી આશા ! તમારે તો પોતાના મનમાં મહાન ગૌરવ ધારણ કરવું જોઇયે અને ઇન્દ્રિયોના ભાગોમાં આસક્ત ન થઇ દરીયાવ હૃદય રાખી યાથાપ્રાપ્ત ભોગમાંજ પૂર્ણ સંતોષ માનવો જોઇયે. તમારે સમજવું જોઇયે કે ખરીરીતે મોઘીવસ્તુ શુક્ર છે, તે શરીરનો સાતમો ધાતુ છે, અને તેની વૃદ્ધિ ઉપરજ મનુષ્યના શરીરબળ મનોબળ બુદ્ધિબળ અને અધ્યાત્મબળનો આધાર છે. આથી તેના ખરચથી જો કોઇ પણ સુખ મળતું જણાતું હોય તો તે અત્યંત મોઘું છે એમ નિશ્ચય સમજવું. એવા અત્યંત મોઘા વીર્ય નામના સત્વને પુનઃપુનઃ સ્રાવીનાંખનાર સ્ત્રીને વ્યવાયને માટેજ તમે આદરથી ઇચ્છો છો એ મૂર્ખને પણ હસવું આણે એવી ભારે મૂર્ખતા છે. વ્યવાયના તુચ્છ અને ક્ષણિક સુખમાં આનંદ માની વિષયીઓ અફીણ અને મદ્યના વ્યસનીઓની પેઠે વ્યવાયના વ્યસનીઓ થઇ જાય છે અને પછી તેની પાછળ પોતાની અમૂલ્ય જીંદગી ખરાબખસ્ત કરી નાંખે છે એ અત્યંત શોચનીય છે. વીર્ય જેવા મોઘાપદાર્થ આગળ પૈસા પણ કીમતી વસ્તુ ગણીશકાય એમ નથી. આમ છતાં વ્યવાયનું સુખ વારંવાર પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ઘણા મૂર્ખદ્રવ્યવાનો વીર્યવર્ધક માત્રાઓ પાકો ભસ્મો વિગેરે કામવિકારને ઉત્તેજન આપનારાં ઔષધીને સેવ્યાં કરે છે અને રતિસુખના મોહમાં તે સુખના સાધનરૂપ સ્ત્રીના ગુલામ બની અત્યંત મોહાન્ધપણામાં તેના ચરણને પોતાના મસ્તક ઉપર ધારણ કરીને પોતાનું અહોભાગ્ય ગણે છે. પણ એ ઔષધો માત્ર શરીરમાં સંચિત થયેલા વીર્યને

ખેંચી કહાડી નીચે ઉતારવા શિવાયનું કોઇ કામ કરતાં નથી. ભારે ખોરાક પચાવવામાં તેઓ મદદ કરે છે તેથી વીર્યવૃદ્ધિ થવાનો સંભવ ખરો, પણ ખોરાકનું વીર્ય બનતાં ઘણા દિવસો લાગે છે અને વ્યવાયમાં તો પ્રત્યેક પ્રસંગે વીર્યહાનિ થવાનીજ તેથી ફાયદા કરતાં નુકશાન વધારે થાય છે. વીર્ય તલમાં તેલની પેઠે અથવા દુધમાં ઘીની પેઠે આખા શરીરમાં રહેલું છે, તે અન્નનું સત્વ હોવાથી ખોરાકમાંથીજ બને છે અને ઔષધોમાંથી નહીં, અને તે વ્હેલું વ્હેલું તૈયાર થઇ શકતું નથી. આમ હોવાથી શુક્ર જેવી મોંઘી વસ્તુનું સર્વથા સંરક્ષણ કરવુંજ યોગ્ય છે અને દાદરની ખરજના સુખ જેવા તુચ્છ વ્યવાયસુખને કીમતી ગણી તેમાં એ અમૂલ્ય વીર્યનો નાશ કરવો એ સર્વથા અયોગ્ય છે. તેથી પુરૂષોએ સર્વપ્રકારે વ્યવાયથી દૂર રહેવાનો આગ્રહ રાખવો અને પરણવાનો આગ્રહ કહાડી નાંખવો એજ તેમના પુરૂષપણાની મહત્તાને ઘટતું છે. આ હેતુ યથાર્થ લક્ષમાં લેતાં તેમની સ્ત્રી સંબંધિની ઈચ્છા કેવળ મંદ થઈ જશે અને લગ્ન બાબત એટલી બધી નિસ્પૃહતા ઉત્પન્ન થશે કે તેમને પાણીગ્રહણ માટે કન્યાજ ઉલટી આજીજી કરતી આવશે, અને એમ થશે ત્યારેજ તેમની મહત્તાને કલંક લાગતું બંધ થશે અને કન્યાઓ પ્રથમની માફક ઘણીજ સાંઘી થઇ રહેશે. યથાર્થદૃષ્ટિથી જોતાં માલમ પડે છે કે લગ્નને માટે ગરજ સ્ત્રીજાતિનેજ હોવી જોઇયે. સ્ત્રી ભૂમીરૂપ હોવાથી મોસમમાં બીજની ગરજ તેને છે. બીજની કોઇ મોસમ નથી કે તેને ભૂમીની ગરજ હોય. ગૃહસ્થાશ્રમનું સ્વરૂપ સ્ત્રિયોજ છે, અને પુરૂષો જો તેમને પ્રાપ્ત કરવાની પોતાની મૂર્ખાઈભરેલી અને હલકાઇ દેખાડતી લાલચનો ત્યાગ કરી કામવિકાર તરફ અલક્ષ કરે, તો કુદરતના ખરાનિયમ પ્રમાણે સ્ત્રિયોજ પોતાને માટે પતિને શોધશે. વ્યવહાર તરફ જોતાં પણ એજ જણાય છે. સ્ત્રી પોતાનાં માતાપિતા ભાઇભાંડુ સગાંસહોદર સર્વને છોડી તેમના નિર્મળ અને નિઃસ્વાર્થ પ્રેમનો અનાદર કરી પોતાના



પતિને ઘેર જઇને રહે છે તે એટલાજ કારણથી કે તેનામાં કુંવારાં રહીશકવાની યોગ્યતા નથી. તેને ગર્ભધારણની કુદરત તરફની અનિવાર્ય ફરજ હોવાથી સ્પષ્ટ જણાય છે કે લગ્નની ખરીગરજ સ્ત્રીનેજ છે અને પુરૂષો મિથ્યાજ એ ફરજ પોતાને માથે વ્હોરીએસી દુઃખના પોટલા માથે લઇને ફરે છે.

પુરૂષોની આવી સ્ત્રીના મોહમાં આંધળાભીંત થઇ ગયા જેવી અને તેથી તેને વશ થઇગયા જેવી ત્રણ સ્થિતિ થઇ ગયાથી કળિપ્રભાવને લીધે વિદેશીય સ્ત્રીજીતમુલકના લોકોના સંસર્ગથી તથા રજોગુણની વૃદ્ધિ કરે એવા પ્રકારની કેળવણીથી હાલના સંખ્યાબંધ પુરૂષો શરીરથી પુરૂષ રહ્યા છતાં મનથી સ્ત્રીત્વને પામ્યાછે. શાસ્ત્રપ્રતિપાદિત મૂળ રીવાજ કાયમ રાખ્યાથી નામની પણ વેદવિધિથી લગ્ન કર્યું કહેવરાવી પુરૂષો પરિણીત સ્ત્રીને પોતાનાં માતાપિતાનું કુળ છોડી પોતાને ઘેર આવી વસવાની પરંપરાથી ચાલીઆવતી રૂઢીને લીધે જરૂરપાડતા હોવાથી, તથા મૂળની રીત પ્રમાણે વ્યવહારમાં પોતાને સેવ્યના દરજ્જામાં અને સ્ત્રીને સેવકના દરજ્જામાં ગણુતા હોવાથી, તથા પોતાના સપૂર્ણ પદાર્થોની માલકી સ્ત્રીથી સ્વતંત્રરીતે પોતાના હવાલામાં રાખતા હોવાથી, તેઓ સ્ત્રીને પોતાને આશ્રયે રહેલી, પોતાની દયાથી જીવનારી, તથા પોતાના ઉપર અનન્યપ્રેમ રાખનારી, પોતાની અંગીભૂત થઇને રહેલી, પોતાની જરૂરીયાતો પૂરીપાડવાને ખાતર પોતાને ઘેર આવીને વસેલી પોતાના હાથનીચેની દાસી જેવી ગણે છે ખરા પણ ખરીરીતે જોતાં તેમ હોતું નથી. હાલમાંતો સ્ત્રી શરીરથી પુરૂષને ઘેર આવીને વસેલી પ્રત્યક્ષરીતે જણાતી હોવા છતાં તેનું મન તેના માતાપિતાના કુટુંબમાંજ રહેલું હોય છે. સાસરાના કુટુંબનાં માણસોને તે પોતાની સાથેના વ્યવહારે ઉપજાવેલા કૃત્રિમ સંબંધવાળાં ગણુતી હોય છે અને તેથી તેમના ઉપર તેનો લેશ પણ પ્રેમ હોતો નથી. સ્ત્રીના ચિત્તની પ્રસન્નતા જાળવવામાંજ અને તેવડે ઉપજતી તેની કૃપામાંજ સર્વ-

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

સુખ માની તેના રમકડારૂપ થઈ રહેવામાં પોતાને ભાગ્યશાળી સમજતો પેલો સ્ત્રૈણપુરૂષ નિરંતર સ્ત્રીનીજ ઇચ્છાને અસ્ખલિતપણે અનુસરવામાં પોતાના ભોળાપ્રેમની સાર્થકતા સમજે છે. આથી સ્ત્રીના ચિત્તનો સાક્ષાત્ અનુચર થઇને તે પોતાનાં કુટુંબીજનો ઉપરનો જન્મથી ચાલતોઆવતો નિર્દોષપ્રેમ વિસારી બલ્કે તેનો અનાદર કરી તેમને સ્ત્રીની ઇચ્છાથી અણુમાનીતાં ગણુવા પણુ અચકાતો નથી, અને ઉલટો તે સ્ત્રીનાં પીયરનાં સગાંવ્હાલાં જેઓ પેલી સ્ત્રીને પ્રિય છે તેમનેજ વ્હાલાં ગણુતો થાય છે. પરણુનાર સ્ત્રી આ પ્રમાણે ઉપર ઉપરથી જોતાં પુરૂષને ઘેર આવીને રહેલી જાણુતી હોવા છતાં ખરીરીતે તો તેને પરણુનાર પુરૂષજ પોતાનાં સર્વ સગાં સંબંધિયોનો અનાદર કરી પોતાના ઘરબાર સાથે પેલી સ્ત્રીને ઘેર જઇને તેને રમવાના રમકડારૂપ થઈને રહેલો હોય છે. જાણે સ્ત્રીનાં પીયરનાં સંબંધિયોનુંજ ઘર તે હોય એમ તેમને તે સ્થળે પુરતો આવકાર મળે છે, અને તેના પિતા તરફનાં ખરાંસંબંધિઓ કે મરણુ પછી પણુ જેમનાં પિંડોદક તેને મળે એવાં છે, તેઓ તેને ત્યાં થયેલા સ્ત્રિયારાજ્યને લીધે પારકાં ગણાઇ અપમાન સુધીના તિરસ્કારને પાત્ર ઠર્યાં હોય છે. અનેક યુક્તિયોવડે પણુ સ્ત્રી પોતાના પતિના ઘરને પોતાના પીયરના ગાઢ સંબંધવાળું કરી મૂકે છે અને પછી ઇચ્છા પ્રમાણે પોતાના મદમાં મહાલતી પુરૂષને પ્રત્યક્ષપણે પોતાના આજ્ઞાનુસારી અનુચર જેવો બનાવી દઇને વ્યવહારને નિર્ભયપણે સ્વતંત્રરીતે ખેડેછે. પુરૂષો બિચારા જે તે કામમાં “ભાઇ બૈરકશાસ્ત્ર પ્રમાણે કરો, તે વિના કામ સરાડે નહીં ચઢે.” એમ કહેતા બૈરાંની આજ્ઞા પ્રમાણેજ સર્વકાર્યને કરતા તેમના સેવક જેવા થઇ રહ્યા છે. ઉપર ઉપરથી જોતાં પુરૂષનું ઘર ગણાતું હોય છે ખરૂં, તેનાં ખરચ પુરૂષ પૂરાં કરે છે ખરો, સર્વવાતની ફિકર તે રાખે છે ખરો, પણુ સૂક્ષ્મરીતે જોતાં ખરેખર તે ઘર સ્ત્રીનુંજ થઈ રહેલું હોય છે. તેથી પુરૂષજ જાણે

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

પરણીને પોતાની જરૂરીયાતો પૂરીપાડવાને ખાતર સ્ત્રીના પીયરના ઘરમાં જઇને રહેલો હોય એવું સ્પષ્ટ ભાન થાય છે. આથી લગ્નની રૂઢી શાસ્ત્ર પ્રમાણે રાખેલી હોવા છતાં કળિમહારાજ પોતાના બળથી આ પ્રમાણે મનના તંત્રને ફેરવીનાંખી પુરૂષનો અધિકાર સ્ત્રીને અને સ્ત્રીનો અધિકાર પુરૂષને સાંપીદઇને આર્યાવર્તમાં સ્ત્રિયારાજ્ય ચલાવ્યાના માનને ભોગવે છે.

વ્યવાયનું સુખ કેવળ તુચ્છ ક્ષણસ્થાયી અને તે સાથે શરીરબળ મનબળ અને બુદ્ધિબળની અતિભારે હાનિને કરવાવાળું હોવાછતાં જગતમાં લાખો અને કરોડો સ્ત્રીપુરૂષો રાતદિવસ તેનીજ અખંડ ઉપાસના કર્યા કરે છે એ કેટલું આશ્ચર્ય ! ! ! ધર્મશાસ્ત્રોએ ખાસ મના કર્યા છતાં તથા જનસમાજે પણ ભારે તિરસ્કારથી નિંધ્યા છતાં લોકો આ આકાશપુષ્પની ભ્રાન્તિમય સુગંધથી તૃપ્તથવા માટે પોતાના અમૂલ્ય મનુષ્યશરીરને ખરાબખસ્ત કરીનાંખે છે, અને તેવડે સાધવાયોગ્ય ધર્મ તથા મોક્ષનાં સાધનોને નહીં સાધતાં સ્ત્રીજ જાણે તેમનો ઇશ્વિર હોય તેમ તેની અને તેણે પ્રગટ કરેલાં બાળકોની ગુલામગીરી કરીનેજ સર્વ આયુષ્ય ગુમાવી દેછે, અને એમ કરીને ચોરાસીલક્ષ દેહોને અંતે આવેલા મનુષ્યદેહને વ્યર્થ કરી દેછે, એ જોતાં આશ્ચર્યની સાથે ખેદ થયા વિના રહેતો નથી. પોતાને નેત્ર હોવા છતાં, તથા સત્પુરૂષોએ સાચીસમજનો બોધ કારણો સહિત સમજાવ્યા છતાં, અને પોતાના મનથી તે વાત સાચી અને અનુકરણીય જણાયા છતાં, મનુષ્યો જ્યારે પોતાની ઉંધી પ્રવૃત્તિને છોડતા નથી અને હાથમાં બળતી મશાલો લઇને વસ્ત્રાલંકાર સજી વાધંત્રના નાદ સાથે ભારે ઉત્સાહથી સર્વ સ્નેહી સંબંધિઓ સાથે હજારો અને લાખો હાથના ઉંડા કુવામાં પડવા માટે નીકળ્યા છે, અને સંતપુરૂષોએ ગમે તેટલું વાર્યા અને સમજાવ્યા છતાં પણ પાછા વળતા નથી, ત્યારે તેમનું પ્રારબ્ધજ તેમને એમ ખેંચે છે અને તેમની પાસે એવી ઉંધી ઇંટ મંડાવે છે એમજ માનવું ઘટે છે. મહા-

દયાળુ અને પરમકૃપાળુ પરમાત્માએ તો આ શરીરોને એવા પ્રકારનાં રચ્યાં છે કે તેમને જેવા કાર્યને લાયક બનાવીદેવાં હોય તેવા કામને લાયક તેઓ અભ્યાસથી થઇ શકે છે. શરીરને અત્યંત કસરતથી નિરંતર કસીને મલ્લલોકો તેને આશ્ચર્યકારક બળવાળાં બનાવે છે. ભાષણ કરનારાઓ ગવૈયાઓ વિગેરે સ્વરના અભ્યાસકો દશ દશ હજાર મનુષ્યો એકીવખતે સાંભળીશકે એવા ભારે ઘોષવાળો સ્વર નીકળીશકે એવું પોતાના ગળાને અભ્યાસથી બનાવે છે. લહીયાઓ કારકુનો વિગેરે સતત લખવાનો અભ્યાસ કરનારાઓ હાથની આંગળી ઉપર એક આંટણુ પાડી તેને લખ્યાં કરવાની યોગ્યતાવાળું બનાવે છે. એજ પ્રમાણે ગાંજો, ભાંગ, અફીણુ, ચડસ, સોમલ, વિગેરે ઝેરી પદાર્થોનું ભક્ષણ કરનારાઓ તેને નિત્યપ્રતિ પુષ્કળ ઝેરી પદાર્થો ખાઇ જવાની ટેવ પાડી દે છે. તમાકુના ઉપાસકો તેને તમાકુની ટેવ પાડે છે. અને કોઇ કોઈ ખેલવાળા વિગેરે તો કાચ ખાવાની, ઘાસ ખાવાની, અને અઘોરમંત્રના સાધકો વિષ્ટામૂત્ર ખાવાની ટેવને પણ આજ શરીરમાં સિદ્ધ કરે છે. આ પ્રમાણે શરીરને જેવી ટેવ પાડવી હોય તેવી પાડી શકાય એવી તેનામાં યોગ્યતા હોવાથીજ મનુષ્ય તેને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવવાને શક્તિમાન થાય છે. જો શરીરનો આવો સ્વભાવ ન હોત તો મનુષ્યોનો વ્યવહાર એકદમ અટકી પડત અને સર્વસૃષ્ટિ નાશ પામત. શરીરની આ યોગ્યતા મનુષ્યનો વ્યવહાર નિર્વિઘ્નપણે સિદ્ધ થવામાં અત્યંત જરૂરની છે પણ તેની એ શક્તિનો દુરૂપયોગ કરવાથી અર્થાત્ તેને અવળે માર્ગે વાપરવાથી તેને તેવોજ અભ્યાસ અથવા વ્યસન પડી જઈને પછી તે તેવીજ હાજતવાળું બની રહે છે. આમ હોવાથી વ્યવાયના સુખમાં રસ માનીને તેનુંજ વારંવાર સેવન કર્યાં કરીને શરીરને તેવી લત પાડી દઇ તેને તેવી હાજતવાળું કરી નાંખ્યાથી પછી ધર્મશાસ્ત્રોએ સ્થાપેલા નિયમો "ડેડ લેટર" જેવા નિરૂપયોગી થઈ રહી સર્વ યથારૂચિ વિષયોન્મત્તપણે વર્તતા થઈ ગયાથી ઉપર પ્રમાણેનો મહાઅનર્થ ઉત્પન્ન થવા પામ્યો છે.



પશુ જેવી વૃત્તિયો રાખવાથી ચિત્ત તેવી વાસનાઓને વશ થવાથી મનુષ્યના શરીરથી છૂટા થયા પછી તે જીવને પશુનો અવતાર આવે છે. તે પણ જે પશુના સરખું તેની વૃત્તિયો અને વાસનાઓનું સ્વરૂપ હોય તેજ શરીર તેને પ્રાપ્ત થાય છે. અંતઃકરણમાં ઉંચા પ્રકારના સદ્‌ગુણો પવિત્રતા અને ઈશ્વરસ્વરૂપના જ્ઞાનનાં મૂળ રોપીને તેને ઉગાડી વૃક્ષ કરીદેવાથી તે ઈશ્વરીમોટાઇ જેમ જેમ તેનામાં વધારે વધારે ખીલતી જાય છે તેમ તેમ ઉંચી ઉંચી જાતનાં શરીરો મળવાનો અધિકાર તે જીવને આવતો જાય છે. તે સ્વર્ગ વિષ્ણુલોક ગોલોક બ્રહ્મલોક અને શિવલોકનાં શરીરોને ક્રમે ક્રમે પામે છે અને પરિણામે જ્યારે સમગ્ર દેવતાઈગુણો તેનામાં અમર્યાદપણે વિકસી રહે છે ત્યારે તે જીવ મટી જાય છે અને પરમેશ્વરના અનવધિ મહિમામાં અભિન્ન થઈને સમાઈ જાય છે.

પ્રથમ જ્યારે આર્યાવર્તમાં લોક ઘણે ભાગે મુમુક્ષુપદે સ્થિત હતા અને પામર વિષયી જુજ હતા ત્યારે સર્વ પુરૂષો લગ્ન કરવાની ઇચ્છાવાળા નહોતા, પણ સર્વ કોઈ ધર્મજ્ઞાનને અર્થેજ જીવન ધારણ કરતા હોવાથી ઘણાખરા પુરૂષો તો નૈષ્ઠિક બ્રહ્મચારી રહી તપ યોગ ઉપાસના કે ઇશ્વરભક્તિમાંજ પોતાનું સર્વ આયુષ્ય ગાળતા. કેમકે તે વખતે ચોરાસીલક્ષ યોનિના ચક્રભ્રમણમાં કાકતાલીયન્યાયથી કદાચિત દૈવયોગે ઈશ્વરકૃપાથી પ્રાપ્ત થઈજતા દુર્લભ મનુષ્યદેહનો ઉપયોગ ભોગો ભોગવવામાંજ કરી તેનો અંત ઇચ્છવો એ અત્યંત મૂર્ખાઈભરેલું કામ ગણાતું હતું. સર્વકોઇ ધર્મને માટેજ જીવન ધારણ કરતા હતા તેથી સર્વ પોતપોતાના ધર્મને એવી સજ્જડ ટેકથી પાળતા કે તેમાં સ્ખલન કેવળ અસંભવિત થઇ રહેલું હતું. વિષયોને તો અવનતિના કારણરૂપ જાણી તેમને માટે તેઓ ખાસ પ્રયત્ન કરતા નહીં, પણ પ્રારબ્ધયોગથી જે અનાયાસે પ્રાપ્ત થઈઆવે તેટલાનેજ પરિપૂર્ણ ગણતા. આ વખતે જે જે પુરૂષો ગૃહસ્થાશ્રમી થતા તે ત્રિવિધઋણને અદા કર-

વાના તથા સત્યધર્મની ટેકને ધારણ કરીને કર્મ ઉપાસના અને જ્ઞાનને માર્ગે પ્રયાણ કરવાના સત્યહેતુથી થતા. તેથી આજની પેઠે શાસ્ત્રે નિષેધ કરેલી મૂર્ખ રોગી આંધળી લંગડી ઇત્યાદિક ખોડ્-વાળી કન્યાઓને તે સમયે કોઈ પરણતું નહીં પરંતુ તેવી કન્યાઓ કુંવારીજ રહીને ઇશ્વરભક્તિપરાયણ જીવન ગાળતી. સર્વ વરો પ્રથમથીજ કન્યાનાં કુળ ગુણ વિદ્યા રૂપ અને વય એ સર્વના યોગ્યપણાની પરીક્ષા કરીને પછીજ તેમને વધૂ તરીકે સ્વીકારતા. આથી કન્યાઓનાં માતાપિતાને પણ કન્યાઓને તદનુસાર કેળ-વણી આપી તેમનામાં જોઇતી યોગ્યતા આવે એમ કરવાની અ-ગત્ય પડતી. આવા કારણથી તે સમયે કન્યાઓની યોગ્યતા બહુ ઉંચા પ્રકારની હતી તેથી તેને પ્રાપ્ત થતા વધૂના માતાના વડી-લના વિગેરે સર્વ ધર્મોને તે બહુજ ઉત્તમરીતે ધારણ કરતી, અને તેમની ઇશ્વરભક્તિમાર્ગમાં દોરનારી કેળવણી પામીને તે-મની પ્રજા પણ મુમુક્ષુહૃદયની થઇરહેતી તેથી તે વૈરાગ્યવાળી અને જિતેન્દ્રિય પ્રજા વિષયપ્રવણ ચિત્તવાળી નહીં હોવાથી કન્યાની આ-જના જેવી મોઘવારી તે કાળે કદાપિ થવા પામતી નહીં. તેથી ગૃહસ્થાશ્રમ ધારણ કરવાની ઇચ્છાવાન છતાં કન્યાની અપ્રાપ્તિને લીધે બળાત્કારે કોઇને કુંવારા રહીને આયુષ્ય પૂરૂં કરવાની હા-લની માફક તે વખતે જરૂર પડતી નહીં.

હવે આ બાબત નાતના આગેવાનોએ નીચેના અથવા એ-વાજ કોઇ નિયમો સ્થાપી નાતના સર્વ મનુષ્યો સુખી થાય એમ કરવાને પગલાં ભરવાં જોઇયે. નહીં તો નાત તરફથી પણ જ્યારે પૈસાવાળાજ આવકારને પામે અને ગરીબની ગણત્રી ન ગણાય ત્યારે તે નાત નથી, એવું તો પરભાર્યા વગરઓળખીતા અને દૂરદેશના માણસો પણ કરે છે તો પછી નાતનો બંધ બાંધીરાખ-વાની શી જરૂર છે? આથી અમારા અભિપ્રાય પ્રમાણે દ્વિજાતિ વર્ણની પ્રત્યેક નાતમાં નીચે મુજબ નિયમો સ્થાપવા અને પછી તેજ પ્રમાણે વર્તવા નાતના સર્વકોઇએ આગ્રહ ધારવો.

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

૧ ઉપનયન પછી બ્રહ્મચારી અવસ્થામાં ગુરૂસેવામાં રહી બાર વરસ કે દસ વરસ કે ઓછામાં ઓછાં આઠ વરસ સુધી વેદ-વિદ્યાનો અભ્યાસ કરીને ઘેર આવ્યા પછી તે પુરૂષને પોતાની પસંદગીથી કન્યા શોધી લગ્ન કરવાનો અધિકાર આપવો એટલેકે એવો વિદ્વાન અને મુમુક્ષુ પુરૂષ પોતાને માટે જે કન્યા પસંદ કરે તે કન્યાની નાખુશી હોય નહીં તો કન્યાનાં માતાપિતા તેમાં કોઈ વિઘ્ન નાંખી શકે નહીં. તે પુરૂષને પોતાને માટે કન્યાની શોધ જાતે કરવાની ઇચ્છા હોય તો તેમ કરવા તેને છુટ આપવી અને દ્રવ્ય સંબંધિ કશી પણ માગણી તેની પાસે કરવી નહીં.

૨ વેદવિદ્યાનો અલ્પ અભ્યાસ કરી ગુરૂ પાસે ટુંક મુદત નિવાસ કરી પાછા આવનારને તથા વેદવિદ્યા વિના અન્ય વિદ્યા-કળાનો અભ્યાસ કરી તેવા વિદ્વાન થનારને તે વેદશાસ્ત્રવિત્ નથી માટે જાતે કન્યા પસંદ કરવાનો હક નથી. તેનાં માતાપિતાદિકે તેને માટે યોગ્ય વધૂ શોધવી અને કન્યાવાળાંએ તેની પાસેથી કાંઇ દ્રવ્ય લેવું નહીં.

૩ પોતાના ઉદરનિર્વાહ પુરતું ભણનાર સામાન્ય બુદ્ધિવાનને માટે પસંદગી કરવાનું કારણ રહેતું નથી. માટે એ વર્ગમાં કન્યાનાં માબાપને જે વરની યોગ્યતા સમજાય તેની સાથે પોતાની કન્યા વરાવવી પણ તેની પાસેથી દ્રવ્ય લેવું નહીં.

૪ અભણ પુરૂષોને બાકી રહેલી શેષભૂત કન્યાઓ તેમની તેમની લાયકી પ્રમાણે વરાવવી અને કોઇને કુંવારા રહેવાની ઇચ્છા ન છતાં તેવી ફરજ પડે એવું થવા ન પામે તેની કાળજી નાતના પ્રમુખ પુરૂષોએ ખાસ કરીને રાખવી.

૫ શરીરનાં અંગોની ખોડવાળા પુરૂષોને તેમ તેવી કન્યાઓને લગ્ન કરવાનો હક નથી, માટે તેમને કુંવારાં રાખી તેમની પાસે યાવજ્જીવિત બ્રહ્મચર્ય પળાવવું.



૬ પુત્રવાનપુરૂષોને ફરી લગ્ન કરવાનો અધિકાર આપવો નહીં, તથા અન્ય અપુત્રવાનને પણ પચાસ વરસની અંદરની વય હોય ત્યાં સુધીજ તેનો માત્ર પુત્રપ્રાપ્તિનો શુદ્ધહેતુ હોય તો લગ્ન કરવાનો અધિકાર આપવો. પણ વિષયસેવન અર્થે તેવો અધિકાર કદાપિ આપવો નહીં.

૭ પોતાની પત્ની ગર્ભ ધારણ કરવાની યોગ્યતાવાળી ફળદ્રુપ કુખવાળી છતાં કોઈ નિમિત્તથી પુરૂષને પુનર્લગ્ન કરવાનો હક આપવો નહીં. માત્ર સ્ત્રી વંધ્યા હોય તોજ એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી પરણવાની પરવાનગી આપવી. અન્ય કોઈ પણ કારણથી બીજી સ્ત્રી પરણવાની મના કરવી.

૮ કન્યાનાં માબાપે કન્યાને માટે અથવા પોતાને માટે કે બીજા કોઈપણ મિશથી પલ્લું કે એવાજ બીજા કોઈ નામથી વરપાસેથી કાંઇજ દ્રવ્ય લેવું નહીં પણ પોતાની શક્તિ પ્રમાણે વરને કન્યાદાન ઉપર દક્ષિણા આપવી, કેમકે ભિક્ષુકની સ્થિતિમાં રહેલા તે વરને ગૃહસ્થ એવા તેના શ્વશુરે ઉલટી દ્રવ્યાદિક વડે મદદ કરીને તેનો ગૃહસ્થાશ્રમ શિરૂ કરી આપવાનો છે.



નાતના સર્વ અગ્રણીઓને આ વાત ખાસ કરીને લક્ષમાં લેવા જેવી છે કે તમારી નાતમાં જ્યારે પૈસાદારજ પૂજાય છે, અને તેનેજ સર્વકોઇ આબરૂ ઇજત અને કન્યા સુદ્ધાંત તેના માગતા સાથે રજુ કરે છે, તો પછી નાત પણ એક બજાર કે વેપારીમંડળ કે જેમને ગ્રાહકો સાથે ઓળખાણ કે પ્રીતિ કાંઇ નથી છતાં તેઓ તેની ઇચ્છા પ્રમાણે પૈસાની લાલચથી તુરત કરે છે તેવીજ ઠરી. નાતનો હેતુ તો એવો છે કે સર્વ નાતીલાઓ સરખાજ ગણાય. તે ભોજનને માટે પંક્તિમાં બેસવા વખતેજ માત્ર નહીં પણ સર્વ બાબતમાં સરખા ગણાવા જોઇએ ત્યારેજ તે નાત કહેવાય. ગરીબ



કે તવંગર, વિદ્વાન કે અભણ, કુલીન કે અકુલીન, સર્વ જેમ નાતમાં એક પંગતે બેસીને જમે છે અને તે વખતે સર્વના હક સરખા ગણાય છે તેમ સર્વ બાબતમાં સર્વના હક સરખા ગણાવા જોઇયે. અમુક નાત કે તડ બાંધીને બેસવાનું કારણ કન્યાની આપ લે કરવાનો સંબંધ રાખવાને અર્થેજ છે, અને તે એકજ કારણને માટે સર્વકોઇ જે નાતમાં પોતે જનમ્યા હોય તેમાં જીવતા સુધી ગમતે કે અણગમતે ખોસાઇ રહે છે, તથા તે નાતે ધારણ કરેલી રૂઢીઓ અને રીવાજોને માન આપી તેનેજ અનુસરતા રહે છે. નહીંતો કોઇને નાતમાં ખોસાઇ રહેવાની શી જરૂર? બ્રાહ્મણાદિક વેદપ્રતિપાદિત જે ચાર વર્ણો છે તેના શાસ્ત્રોક્તધર્મોનેજ માત્ર અનુસરે અને નાતના કાર વ્યવહાર વિગેરે કાંઇજ કરે નહીં તથા કોઇ પણ રૂઢીઓ કે રીવાજોને માન પણ આપે નહીં. પણ નાત પાસેથી કન્યા લેવાની અને નાતને પોતાની કન્યા આપવાની તેને અગત્ય છે તેથીજ તે નાતના ગમે તેવા જુલમોને પણ સ્વીકારીને માથે ચઢાવે છે તથા તેને ન ગમતું હોય તો પણ નાતના કહ્યા પ્રમાણે વર્તે છે. પણ સર્વ થઇનેજ નાત છે તેથી સર્વકોઇ નાતનાં અંગ છે. માટે નાતનાં બંધનો જે અર્થે વેઠીને તેઓ તે નાતના અંગીભૂત થઇને રહે છે તે "કન્યા" ની બાબતમાં નાતના આગેવાનોએ ઉપર પ્રમાણે બંદોબસ્ત કરી સર્વ સુખી થાય એમ કરવું જોઇયે. કન્યાવાળાઓ દ્રવ્ય લઇને પોતાની કન્યાઓને વેચે, અથવા પૈસાદારનેજ એકવાર બેવાર ત્રણવાર કે તેથી પણ વધારે વાર કન્યાઓ આપ આપ કરે, અને નાતના સાધારણ સ્થિતિના મનુષ્યો હોય તે મ્હો વિકાસીને જોયાંજ કરે અને તેમને કોઇ હિસાબમાં ગણેજ નહીં એ કેવળ અયોગ્ય અને નાતને નહીં છાજતી રીત છે. સાધારણ કે ગરીબ સ્થિતિવાળાઓની જ્યારે નાતને ગરજ નથી ત્યારેતો આર્યસમાજી આદિકો કહે છે તેમ નાતોજ ન જોઇયે કે તેમને વિનાકારણ નાતનાં બંધનો વેઠવાં પડે નહીં. ઇતિ.



॥ ॐ श्रीगणेशायनमः ॥

# ॥ श्री सत्यप्रेम अने आर्यगृहस्थाश्रम. ॥

## પ્રકરણ ૭ મું.

## સન્યાસીની સત્યમહત્તા કેવી છે, અને ગૃહસ્થીઓએ તેમની સાથે કેમ વર્તવાથી તેમનું અને સર્વ જનસમાજનું કલ્યાણ છે.



સન્યાસી એટલે શું અને આ દુનિયાં સન્યાસીને કેવે સ્વરૂપે જોવા લાગી છે તે તથા તેને એવી દૃષ્ટિથી જોવાથી તેમનાથી કેવું ફળ પમાય છે તે બહુ લક્ષમાં લેવા સરખી વાત છે. સન્યાસી તે છે કે જે સમગ્ર વિશ્વને કાકવિષ્ટા તુલ્ય ગણી તેને વેગળું ફેંકીદેછે અર્થાત્ આ નાશવંત અને મિથ્યા જગત ઉપરના સંપૂર્ણ મમત્વને તેના ખોટાપણાને સમજીને તે કેવળ નિરસ્ત કરીદેછે. પોતાના કહેવાતા શરીરને પણ તે સાચું ગણતો નથી પણ તેને તે કોઇ અવ્યક્ત કારણથી ઉપજેલી કલ્પનારૂપ આભાસમાત્ર દૃશ્યમાન અસત્પદાર્થ માને છે. જેમ શેખચલ્લીએ અજ્ઞાનથી રસ્તામાં માથે ચઢાવેલા મધના ગાડવાની મજુરીમાંથી પોતાના મનમાં આખું ઘર બનીગયેલું જોયું અને તેમાં પોતાની અનુમાનીતી સ્ત્રીના પુત્રને પોતે જમવા આવવાની ના પાડવામાં તેનું મસ્તક બેખબરમાં ધૂણ્યું અને તેથી ઉપરથી મધનો ગાડવો પડી જતાં તેનો ભાગીગયેલો સંસાર કલ્પનામાત્ર છતાં તેને સાચો ગણી તે રોવા લાગ્યો અને માથાં હૈયાં કુટવા લાગ્યો તેમ સંસારી મનુષ્યો પોતાના અનુભવમાં આવતા સંસારના સર્વ પ્રસંગોને સાચા ગણીને તેમાં ગમતા અણગમતાની ભાવના ઉભી કરીને પછી તેના નિરંતર ફરતા જવાના સ્વભાવને જાણતાં છતાં અંધમોહથી તેના ફેરફારમાં હર્ષશોકાદિની લાગણીને વશ થાય



છે અને પછી ગમતાને રાખવા અને અણગમતાને દૂર કરવા પોતાના અલ્પ પ્રયત્નથી મથી પ્રારબ્ધની ગતિ એમ ન હોવાથી નિષ્ફળ થતાં મહાન દુઃખનો અનુભવ કરે છે. પણ સન્યાસીની દૃષ્ટિમાં આ જગત યથાર્થરીતે કેવળ મનઃ કલ્પિત સ્વપ્ન સમાનજ સમજાયું હોય છે તેથી કલ્પિત પદાર્થના ઉપજવા અને નષ્ટ થવાને પણ તે કલ્પિતજ માનતો હોવાથી તેને કદાપિ હર્ષ-શોકને વશ થવાનું કારણ રહેતું નથી કેમકે તેમાં સત્યપણાની ભાવના નહીં હોવાથી તેને તેમાં રાગદ્વેષ ઉપજતા નથી. તે નિરંતર નિત્ય મુક્ત શુદ્ધ બુદ્ધ એક અદ્વિતીય ચૈતન્યસ્વરૂપ આનંદઘન એવા પરમાત્મતત્વમાં તદરૂપજ રમણ કરતો હોય છે તેથી સ્થૂલ સૂક્ષ્મ અને કારણ એ ત્રણે જગતની સાથેનું જગતરૂપે રમણ તેણે કેવળ ત્યજીદીધેલું હોય છે. આથી સ્થૂલનેત્રથી સ્થૂલ જગતને તથા વિચારનેત્રથી સૂક્ષ્મ જગતને જોતો છતો પણ માત્ર તેના તેના દૃષ્ટા સ્વરૂપેજ સ્થિત હોવાથી તે જાણે તેને જોતોજ નથી એવો રહે છે.

એવો એક સિદ્ધનિયમ છે કે પ્રત્યેક વ્યક્તિની રમત પોતપોતાના બુદ્ધિવિકાસબળના પ્રમાણમાંજ ચઢતી ઉતરતી મહત્તાવાળી હોય છે. સૂક્ષ્મ વિચારદૃષ્ટિથી જોતાં જણાય છે કે મનુષ્ય જ્યારે છેક બાલક સ્થિતિમાં હોય છે ત્યારે તેની રમત લખોટા સીસુડા ચકરડીઓ અને ઘુઘરા આદિકની સાથે હોય છે. બુદ્ધિ આથી કંઈક વિશેષ વિકાસને પામતાં તે ઘરઘર ઢીંગલાં કુંકા વિગેરેની સાથે રમે છે. આગળ ચાલતાં તેની રમત ગોલ્લીદંડા ગેડીદડા સોકઠાંબાજી ગંજીફો તથા દોડાદોડથી રમાતી એનગેન દાઇનોઘોડો ખોખ પાટ વિગેરેની થાય છે. આથી આગળ તેને ભાષાની લીપીનું તથા વ્યવહારનું કંઈક અંશે જ્ઞાન થતાં તેની રમત ચોપડીઓ વાંચવાની આરજણુ એકઠા થઈ વાતો કરવાની, ફરવા જવાની, નાટકો મદારી ઈત્યાદિક તમાસા જોવાની, વિગેરે થાયછે. યૌવન આવતાં



તેની રમત વધારે સૂક્ષ્મ થવામાંડે છે. શેત્રંજ આદિ સૂક્ષ્મવિચારથી રમાતી બાજીઓ રમવામાં, બુદ્ધિવિચારની ખિલવટને મદદ આપનારાં વિવિધજ્ઞાનનાં પુસ્તકો વાંચવામાં, અને શૃંગારની ચતુરાઇમાં, તેનું મન આનંદ માનતું થાયછે. અને આથી પણ બુદ્ધિની સૂક્ષ્મતા વધતાં શાસ્ત્રની ગૂઢપ્રક્રિયાઓને સમજવામાં, વિશ્વચક્રના નિયમોનો અભ્યાસ કરવામાં, સૃષ્ટિ રચનાના રહસ્યની શોધમાં, વિગેરે બાબતમાં તેને રસ પડે છે. અને પરિણામે વેદાન્ત જેવા ગહનરહસ્યને સમજતાં અખંડ આનંદસ્વરૂપ પરમતત્ત્વની સાથે તેની રમત લાગે છે કે જે બુદ્ધિવિકાસની પરાવધિ છે. બુદ્ધિમાનને આથી સમજાશે કે મનુષ્ય જેમ જેમ બુદ્ધિની ઉંચી ઉંચી ગ્રેડમાં જતો જાય છે તેમ તેમ તેનાથી નીચી નીચી ગ્રેડવાળી બુદ્ધિથી કરાતાં કામો તરફ તેની દૃષ્ટિ જતીજ નથી.

નાના બાળકને ભમરડા કે રમકડાંથી રસપૂર્વક રમતું જોઇને આપણને તેની સાથે રમવાનું મન થતું નથી અને બલ્કે આપણે તે તરફ લક્ષસરખું પણ આપતા નથી કારણકે આપણી નજરમાં એ રમત તુચ્છ અને બાલકબુદ્ધિનેજ છાજતી સમજાય છે. આજ પ્રમાણે સૂક્ષ્મસૃષ્ટિની સાથે રમતા કોઇ વાયુશાસ્ત્રી કે લોહચુંબક વિદ્યુત અને આકાશતત્ત્વાદિ વિદ્યાભિજ્ઞ પુરૂષની બુદ્ધિ સ્થૂલજગતની સાથે રમનારાં મનુષ્યો કરતાં ચઢતા પ્રકારની છે. જ્યોતિઃશાસ્ત્ર સ્વરોદયશાસ્ત્ર સંગીતશાસ્ત્ર વિગેરે શાસ્ત્રોની રમત સૂક્ષ્મસૃષ્ટિ સાથેની છે. ભક્તિમાર્ગથી ઈશ્વરતત્ત્વની શોધ યોગવિદ્યાનો અભ્યાસ દેવતાઓની ઉપાસના યજ્ઞયાગાદિવડે તેમનાં યજન એ આદિ રમત કારણસૃષ્ટિ સાથેની છે. અને પરમેશ્વરના સ્વરૂપનો અભ્યાસ તેમના સત્યસ્વરૂપનું જ્ઞાન અને તેની સાથેની અખંડ રમત મહાકારણ અને ૐકાર પરમાત્મા સાથેની છે. આ બ્રહ્મતત્ત્વ અથવા પરમતત્ત્વ સાથેની રમત બુદ્ધિની પરમ ઉત્કૃષ્ટતાનું પરિણામ છે. એજ સર્વોત્કૃષ્ટ રમત છે અને એનાથી ઉંચી કોઇપણ રમત નથી.



સન્યાસીની રમત આ પ્રમાણે સત્‌ચિત્‌ અને આનંદસ્વરૂપ પરબ્રહ્મપરમાત્માની સાથેજ અખંડ લાગેલી હોવાથી એથી નીચી રમતને તે તુચ્છ અને બાલચેષ્ટા સરખી ગણે છે. જેમ શેત્રંજના રમનારને કોડીઓની રમત કેવળ તુચ્છજ ભાસે છે અને તેથી તે તેના સામું કદાપિ જોતો નથી તો રમેતો કયાંથીજ તેમ પરબ્રહ્મમાં રમનારો સન્યાસી અન્ય શુષ્ક રમત રમવાની પ્રવૃત્તિ કદાપિ નજ કરે એ સ્પષ્ટ છે. આથી જગતમાંના સ્થૂલવિષયો સાથેની સ્થૂલ રમત તે કદાપિ રમતો હશે એ શંકાને અવકાશજ નથી. પણ સંસારીઓ પોતાના વિષયપ્રવણ હૃદયના જેવુંજ સન્યાસીનું હૃદય ગણીને તેનામાં પોતાના જેવા દોષો છે કે નહીં તેજ જોવાનો પ્રયત્ન પ્રથમ કરે છે અને એમ કરીને સન્યાસીના નિર્ભય અને નિષ્કલંક વર્તનમાં પોતાના મનકલ્પિત કોઈ કોઈ દોષોનો આરોપ કરી તેમનામાં ગુરૂબુદ્ધિ પ્રગટવા દેતાજ નથી પણ તેમના પરીક્ષક થઇ તેઓ જાણે તેમના કરતાં પણ મહાબુદ્ધિવાન હોય એવી પ્રવૃત્તિ શિવસ્વરૂપ સન્યાસી પ્રતિ રાખે છે. અને એમ કરીને સત્યજ્ઞાનવાળા અને સ્વાર્થ રહિત એવા ગુરૂપણાની ખરીયોગ્યતાવાળા મહાત્માઓનો અનાદર કરી કોઇ પણ પંથના આચાર્યને ગુરૂરૂપે સ્વીકારીને તેની ઘરેડમાં ચાલી પોતાને કૃતકૃત્ય માનીલે છે અને એ રીતે સત્યજ્ઞાનથી સદાને માટે નિર્ભાગીજ રહે છે. જેમ કસ્તુરી સર્વોત્તમ સુગંધિ પદાર્થ છતાં વેંપારીઓ ભેગવાળી કે બનાવટી કસ્તુરી ખરાને નામે આપી છેતરી જાય છે એવું જાણનાર ન ચાલ્યેજ કસ્તુરી લેવાની ઇચ્છા કરે છે, અને લેવાની અગત્ય પડતાં પણ ઘણી રીતે તેની પરીક્ષા કરી ખરાપણાની ખાત્રી પડયેજ લે છે, અને ત્યાર પછી પણ તે ખોટી છે એવો વ્હેમ કોઇએ ઘાલતાંજ તે તત્કાળ તેને ઉપયોગમાં લેતો બંધ થાય છે, તેમ સન્યાસી જેવા ચતુર્થ આશ્રમના શિવપદે સ્થિત મહાત્માને માટે પણ આજે લોકમાં એમજ થઇ રહ્યું છે. આથી ખરા સન્યાસીઓ લોકનો પોતાના પ્રતિ પ્રેમ ન જોઇને



ઘણે ભાગે તેમનો ત્યાગ કરીને કેટલાએક નિર્જનપ્રદેશમાં રહેવા લાગ્યા છે તથા જનસમૂહમાં વિચરતા અન્ય મહાત્માઓ પણ આવી દોષદર્શી અને શ્રદ્ધારહિત દુનિયાંને કરેલો ઉપદેશ ઉપદેષ્ટામાં ગુરૂપણાના આસ્તિક્ય વિના નિષ્ફળ જાય છે એમ જાણી બોધકપણું ત્યાગી મૌનજ ધારી રાખે છે અને મૂર્ખવત્ વિચરે છે. આથી દોષ જોવાની ટેવ ધારણ કરીને દુનિયાંએ પોતાની પાસેથી સાચા સન્યાસીઓને ખોયા છે અને તેમને બદલે એવી નાસ્તિક દુનિયાંના કરમમાં કુટાવાને માટે માત્ર વેશધારી ઢોંગીઓજ ખરા મહાત્માને નામે પૂજાતા થઈ રહ્યા છે. આમ થવાનું કારણ એ છે કે વિષયીઓ જિતેન્દ્રિયત્વ કે જેને તેઓ ઘણુંજ મુશ્કેલ માનતા હોય છે અને જે અસ્ખલિત દૃઢ ધારી રાખવું એ તેમને મન મેરૂ પર્વત ખશેડવા જેટલું દુઃસાધ્ય લાગતું હોય છે તે એવા મહાત્માઓમાં સિદ્ધ જોવાની પ્રથમ ઇચ્છા રાખે છે અને તેથી તે બાબતની તપાસ તેઓ બારીકીથી માંડે છે. પણ જિતેન્દ્રિયત્વનું યથાર્થ સ્વરૂપ શું છે તે ન સમજયાથી તેમની અલ્પમતિ પ્રમાણે સ્વામીનારાયણપંથના સાધુની માફક ખાવાની સર્વ વાનીઓ ભેગી કરીને જમીજનારને તથા મિષ્ટભોજન અમે જમતા નથી એમ જણાવનારને તેઓ સ્વાદની લાલસા વિનાના ગણે છે, તથા સ્ત્રિયોને અમે અડકતા નથી કે તેમનું મુખ જોતા નથી વિગેરે જણાવનારને તેઓ અચળ બ્રહ્મચર્યવાન જાણે છે, અને એમજ બીજી બાબતોની પરીક્ષા પણ ઉપરનાં સ્થૂલ આચરણો જોઇને તેઓ કરે છે. પણ તેમને ખબર નથી કે તેમની એવી પરીક્ષા તો ગમે તે દૃઢઆગ્રહી માણસ તુરત પસાર કરી નાંખશે તો એટલાજ ઉપરથી તે મહાત્મા ગણાવાને પાત્ર થઈ ચૂકયો કે શું? અને મહાત્માઓનું માહાત્મ્ય પણ એવા સ્થૂલ આચારો જાળવવામાંજ આવી રહ્યું છે કે શું? યથાર્થ મહાત્માઓની તો બહારની પ્રવૃત્તિ તેમના પ્રથમના સિદ્ધ થઈરહેલા અભ્યાસ પ્રમાણેજ અથવા શાસ્ત્રરીતિએ કહીએ તો તેમના અવશિષ્ટ રહેલા પ્રારબ્ધ પ્રમાણે



જ ચાલ્યાં કરતી હોય છે અને તેમનાં ચિત્ત પરબ્રહ્મમાંજ અચળ સ્થિરતાવાળાં હોવાથી તેના તરફ તેમનું લક્ષ સરખું એ હોતું નથી. તેથી સંસારીઓએ મૂકેલા એ મછવેધ કે ધનુષ-ભંગના પણને જીતીને તેમણે મૂકેલી પરીક્ષાને પસાર કરી આંધ-ળામાં કાણા રાજીયાની પેઠે તે મૂર્ખાઓમાં પોતે મહાત્મામાં ગણાવ-વાની ગરજવાળા ઢંગીઓજ એ રીતે તો મહાત્માઓ ગણાઈ તેમના ગુરૂપણાને અને પૂજ્યપણાને પામી વાદવિવાદમાં તેમની અલ્પ-બુદ્ધિને જીતીને સાચા જ્ઞાનીઓ થઇ પડે છે. આમ થવાથી સંસાર-સમુદ્રમાંથી જેના સમાગમથી થોડાજ વખતમાં તરી જવાય છે એવા સાક્ષાત્ પરમાત્માના અવતારરૂપ સંતમહાત્માઓનો સમાગમ તેમને થવા પામતો નથી. આજની અજ્ઞાની દુનિયાંનો એવો સ્વ-ભાવ છે કે જ્યાં કંઇક નવિનતા જુએ ત્યાંજ તે કૌતુકથી ખેંચાય અને ત્યાંજ માહાત્મ્ય જાણીને શ્રદ્ધા કરે. જ્યાં તેઓ ન પાળતા હોય તેવા શૌચાદિકના નિયમો પળાતા દેખાય અને મહાત્માપ-ણાનો ભારે દબદબો અને મહત્તા જણાવનારાં સાધનો જણાય ત્યાંજ તેમને પ્રેમ ઉપજે અને ત્યાંજ તેમને ગુરૂપણાની બુદ્ધિ પ્રગટે. તેઓ ઠાઠમાઠ અને આડંબરમાંજ પ્રભુતા ગણ-નારા હોવાથી સાચા મહાત્માને કશાજ હિસાબમાં લેખવતા નથી પણ પાખંડીઓનેજ અત્યંત શ્રદ્ધાથી પોતાને ઘેર પધરાવી તેમને મૂલ્યવાન પદાર્થો અને પુષ્કળ દ્રવ્યની ભેટ કરે છે અને પોતાનું કલ્યાણ થઇ જવાની લાલચથી તેમનું ઉચ્ચિષ્ટ ખાય છે તથા તેમની અયોગ્ય ઇચ્છિાઓને પણ તૃપ્ત કરે છે. ખરા મહા-ત્માઓ આથી ભાજી કરતાં પણ સાંઘા થઇ રહ્યા છે, પરંતુ તેઓ ભસ્મથી ઢંકાયેલા અંગાર જેવા કે રજથી ઢંકાયેલા મણિ જેવા હોવાથી મૂર્ખદુનિયાં પાસે પોતાને હિસાબમાં ગણાવવા કે તેમના પૂજ્યપણાને પામવા માગતાજ નથી, કેમકે તેઓ જાણે છે કે દુનિયાંને ગૉળ ખૉળની કીમત નથી. તેઓ આથી કોઈ સામાન્ય મનુષ્ય તરીકેજ યથાપ્રારબ્ધ વિચર્યા કરે છે અથવા



એક સ્થાને આશ્રમ બાંધીને રહે છે અને ગરજવિનાની ખળ દુનિયાંની આગળ પોતાની મહત્તાને કદાપિ પ્રગટ કરતા નથી. ખરો મુમુક્ષુ હાથ લાગતાં પોતાનું સંસારના મહાસમુદ્રમાંથી તારનારૂં સત્યજ્ઞાન તેને બતાવે છે, જે જાણીને તે કૃતકૃત્ય થઈ સ્વયં મહાત્મા સ્વરૂપેજ બની રહે છે.

યથાર્થ સન્યાસીનું વર્તન કોઈ પણ પ્રકારે શંકાને પાત્ર નથીજ, એમ છતાં સન્યાસ જેવા સર્વોત્કૃષ્ટ આશ્રમધર્મને અંગીકાર કરનાર પૂજ્યમહાત્માઓ પ્રતિ વ્યભિચાર, જીહ્વાલૌલ્ય, આદિ દુર્ગુણોની શંકાભરેલી દૃષ્ટિ રાખવાનો જે રીવાજ પ્રજાજનો રાખવા લાગ્યા છે તે સર્વ પ્રકારે અયોગ્ય અને નિંદાપાત્ર હોવા ઉપરાંત સર્વ પ્રજાનું ભારે અહિત ઉપજાવી સમસ્ત આર્યપ્રજાના અધ:પાતમાં મહાન કારણરૂપ થઇ પડેલો જણાય છે. સંપૂર્ણ પ્રજાના ગુરૂપદે–માતાપિતાના પદે સ્થિત એ મહાત્માઓ જેઓ સર્વસ્વનો ત્યાગ કરી ઉદાસીન સ્વરૂપે તટસ્થપણે પ્રજાજનોને તેમના વાસ્તવ કલ્યાણના માર્ગનો બોધ કરવા અર્થે પરમાર્થરૂપ જીવન ધારણ કરી રહ્યા છે તેમનેજ દુર્ગુણોવડે દૂષિત સમજવાની ન સહન કરી શકાય એવી ભારેભૂલ કરી, તે ભૂલના પરિણામમાં શ્રેયઃને ઇચ્છવું એ ગાયને વિષયુક્ત પદાર્થ ખવરાવી તેમાંથી નીરોગ દુધ નીકળેલું જોવા ઇચ્છવા સરખું છે. વિશ્વચક્રનો એવો એક સિદ્ધનિયમ છે કે મનુષ્યની દૃઢભાવનાજ સમય જતાં ફળરૂપે પરિણમે છે. વિપરીતભાવનાથીજ–અવિચારથીજ નિરૂપાધિક એવા આનંદસ્વરૂપ પરબ્રહ્મતત્ત્વમાં જગત રૂપી મૃગજળ ઉપજી આવ્યું છે. સૃષ્ટિમાં પણ એજ નિયમ લાગુપડે છે. મંત્રોને સિદ્ધ કરવાને પ્રયત્ન કરનારા સાધકો તરફ દૃષ્ટિ કરતાં જણાય છે કે વિવિધ સાધનોને દૃઢતાપૂર્વક સાધ્યા પછી ઇચ્છિત ફળના પરિપાકનો સમય સમીપ આવ્યો હોય છતાં કોઈ કારણથી જ્યારે તેમને વિપરીત ફળની ભાવનારૂપ "શંકા" પ્રગટે છે ત્યારે તત્કાળ તેમનું દીર્ઘ અભ્યાસવડે સંચય કરેલું મહાનબળ જેમ ક્ષારનો



સ્પર્શ થતાંજ ઉષ્ણુદુધ તુરત ફાટીજાયછે તેમ એકાએક નાશ પામી જાય છે અને તેનો પ્રત્યાઘાત એટલો મોટો પ્હોંચે છે કે સાધકને મહાન અનર્થની પ્રાપ્તિ એજ વિરૂદ્ધ ફળમાં થાય છે. પોતાની પત્નીના વર્તનમાં નિરંતર દુર્ગુણની શંકા રાખનાર પુરૂષો કાળે-કરીને તે સ્ત્રીમાં એજ દુર્ગુણો સિદ્ધ થયેલા અનુભવે છે, બાલ-કને નઠારો અને દુર્ગુણી કહ્યાંકરનાર માતાપિતા તેને નઠારો અને દુર્ગુણી થયેલો જોતાં જણાયાં છે. માખી ન ગળાએલી છતાં જમતાં જમતાં મારાથી માખી ગળાઇ ગઈ છે એવી શંકા કર-નારને તે શંકાના પરિણામમાં વમન થયાવિના રહેતુંજ નથી. આમ અનેક દષ્ટાંતોથી જોતાં જણાશે કે શંકા અથવા સંશયજ કાળેકરીને સત્ય રૂપે નીવડે છે. વિચાર એ સ્થૂલકાર્યોનું સૂક્ષ્મ રૂપ છે. વિચારજ વારંવાર પોષાતાં આચરણરૂપે પરિણમે છે. મનુષ્ય પોતાની સિદ્ધભાવના પ્રમાણેજ હમેશાં ફળ લણે છે. દેવળમાંની મૂર્તિને પાષાણરૂપે જોનારને દેવના દર્શનનું ફળ ઉપ-જતુંજ નથી કેમકે તેના દેવત્વમાં તેને ભારે શંકા છે. શાસ્ત્રકાર લખે છે કેઃ–मंत्रे तीर्थे द्विजे देवे दैवज्ञे भेषजे गुरौ। यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥ મંત્ર તીર્થ બ્રાહ્મણ દેવ જોશી ઓસડ અને ગુરૂમાં જે મનુષ્યની જેવી ભાવના હોય છે તેવીજ તેને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. શ્રી ભગવદ્ગીતા અધ્યાય ૧૭ શ્લોક ૩ કહે છે કે "સર્વને પોતપોતાના સત્વ (=શુદ્ધ કે અશુદ્ધ અંતઃકરણ)ને અનુરૂપ શ્રદ્ધા હોય છે, આ પુરૂષ શ્રદ્ધામય છે કેમકે જેની જેવી શ્રદ્ધા હોય છે તેવોજ તે થાય છે." આ પ્રમા-ણે જોતાં ચતુર્થ આશ્રમમાં શિવ સ્વરૂપે રહેલા સન્યાસીઓમાં જો વ્યભિચાર જિહ્વાલૌલ્ય આદિ દુર્ગુણો તેમનામાં નથી છતાં જોવામાં આવતા હોય તો તે પણ પ્રજાજનની વિપરીતભાવનારૂપ શંકાનુંજ પરિણામ છે એમ સિદ્ધ થાય છે. સન્યાસી પોતે સ્વતઃ દુર્ગુણી હોય એ તેના આશ્રમધર્મ અને વિચારોનું સ્વરૂપ જોતાં અસંભવિતજ છે તથાપિ પ્લેગના સમયમાં જેમ નિર્બળ અંતઃકરણવાળાં

અને શંકાશીલ મનુષ્યોને પ્લેગ વ્હેલો લાગુ પડે છે તથા યુદ્ધમાં સામા લશ્કર તરફથી જબરો ધસારો થતાં મંદશૂરાવટવાળા સૈનિકો પાછાહઠી નાસી જાય છે તેમ અદૃઢધૈર્યવાળા અને પ્રમાદી કોઇ મંદઅભ્યાસક સન્યાસી પ્રજાજનના આવા અયોગ્ય સંશયોના ભોગરૂપ થઇ પડે તો તે આવા કલિપ્રધાન સમયમાં વખતે સંભવે પણ ખરૂં. પણ યાદ રાખવું જોઇયે કે જેમ પ્લેગ અને સામા લશ્કરનો ધસારો એજ ઉપરનાં દૃષ્ટાંતમાં અનર્થના વાસ્તવ કારણરૂપ છે તેમ અત્રે પણ પ્રજાજનનાં અંતઃકરણોમાં મહાત્માઓના વર્તનમાં ઉઠતી અયોગ્ય શંકાઓજ આ અનર્થનું સાચું કારણ છે. સામાન્ય વ્યવહારમાં પણ જોઈશું તો શેઠ જ્યાં સુધી વાણોતરના વર્તનમાં, રાજા પ્રધાનના વર્તનમાં, અને પતિ પત્નીના વર્તનમાં શંકા રાખતાં હોય છે, ત્યાં સુધી તેમનાં હૃદય કપટને ધારણ કરી રાખતાંજ હોય છે. કેમકે "મનોમન સાક્ષી" સર્વ મનનો સાક્ષી એકજ છે અને તે જ્ઞાનસ્વરૂપ છે, તેથી સર્વ અંતઃકરણોમાંથી પ્રગટતાં સર્વ પ્રકારનાં સ્ફુરણોમાંથી "જેવું તેવાને આકર્ષે છે" એ નિયમ પ્રમાણે સજાતીય સ્ફુરણોની સ્વાભાવિક રીતેજ એકતા થઈ જાય છે. બે મિત્રો અન્યોઅન્યને મળવા નીકળ્યા હોય છે તે રસ્તામાં મળી જાય છે ત્યારે જે વખતે એકને મળવાની ઇચ્છા થઈ તેજ વખતે અન્યને થયાની વાત તેઓ કરતા આપણે જોઇયે છીયે. શંકાનું પણ આમજ છે. જેને માટે જેવી શંકા કરી હોય તેને તે શંકા જેમ વધારે સજ્જડ તેમ તેવું ફળ સત્વર ઉપજી આવે છે અને ન હોય છતાં ભાસે છે. મનુષ્યે જેવું તેને પામવું હોય તેવીજ ઈચ્છા અને આશા ધારણ કરવી જોઇયે છીયે. પ્રજાજનો સન્યાસીઓને ધર્મભ્રષ્ટ થયેલા જોવા ઈચ્છતા નથી અને છતાં તેમની પાસેથી ધર્મભ્રષ્ટપણાની આશા રાખે છે એ તેમનું વિપરીત વર્તન મૂર્ખને પણ હાસ્ય પ્રાપ્ત કરાવે એવું નથી શું? આપણે જેવું જોઈતું હોય તેવીજ આશા હમેશાં રાખવી જોઇયે છીયે કેમકે



જેવી આપણે આશા રાખીયે તેવુંજ આપણુને અવશ્ય મળે છે. પ્લેગના વખતમાં હું મરી જઇશ એવી શંકા કરીકરીને મરવાની આશા રાખનાર માણુસ અવશ્ય પ્લેગના રોગથી ઝપટાઈ મૃત્યુનો ભોગ થાય છે એ ઘણુા લોકને અનુભવથી સિદ્ધ છે. અહીં પણુ આજ નિયમ લાગુ પડે છે. સન્યાસીઓમાં સાક્ષાત્ પ્રભુનું માહાત્મ્યં જોવાનો પ્રયત્ન ન કરતાં તેમનામાં અમુક અમુક દોષો છે કે શીરીતે તે જોવાનો પ્રયત્ન કરી પ્રયત્ન કરનાર પોતેજ તે મહાત્મામાં કલ્પિત દોષો રચાવામાં કારણુરૂપ બને છે. ખરીરીતે વૃક્ષનું ઠુંઠુંજ છતાં વખતે ચોર તો નથી એવી શંકા કરીને આપણે ચોર જોવાનો પ્રયત્ન કરવા માંડીએ કે તરત ઠુંઠાનો ચોર બની જાય છે. તેનું માથું નાક કાન હાથ પગ વિગેરે સર્વ અંગો અને ઉપાંગો ધીમેધીમે સ્પષ્ટપણે દેખાવા માંડે છે અને અંતે જોનાર તેનાથી ભારેભય પામી ત્રાસથી બૂમપાડી નાસે છે. પણુ તે ચોર હોતોજ નથી, તેતો કેવળ ઠુંઠુંજ અને માત્ર એકલું ઠુંઠુંજ હોય છે. અરે અંધઅજ્ઞાનને રસ્તે ચાલનાર મનુષ્યો ! તમે દોષ જોવાની ટેવ ક્યારે છોડશો ? દોષો જોવાની ટેવથીજ તમે દુનિયાંને ખરાબખસ્ત કરીનાંખી છે અને હજી વધારે અને વધારે ખરાબ કરતા જાઓ છો નહીંતો સાક્ષાત્ પ્રભુનાજ સ્વરૂપે વિલસી રહેલી એવી આ વૈકુંઠ કે કૈલાસપુરી જેવી આર્યભૂમી તે દોષવાળી હોવી .સંભવેજ કયાંથી ? જગતમાં દુર્ગુણો દુરાચારો ક્રૂરતાઓ વિગેરે અન્યાયો અને અધર્મો કરી મનુષ્યો એમ સમજતા હશે કે આમાં અમે અમારી જાતનેજ હાનિ કરીએ છીયે પણુ આ તેમની ભૂલ છે, પોતાની જાતને એકલાનેજ નહીં પણુ સમગ્ર મનુષ્યોને પશુઓને જંતુઓને અને ઉદ્ભિજ્જો સુદ્ધાંતને તેમનાં એવાં વિષમય બીજવાળાં કાર્યોથી નુકશાન પ્હોંચે-છે. આથી પોતાનાં શરીર વાણી અને મનથી થતાં સર્વ વર્તનોના યોગ્યપણાનો અને કલ્યાણુકારકપણાનો મનુષ્યે કેટલી ચોકસાઇથી પ્રથમથી વિચાર કરી જોઈને પછીજ તેને આચારમાં લાવવાની જરૂર છે એ વિચારવાનને સહજ સમજાશે.



હવે ગૃહસ્થાશ્રમીઓએ સન્યાસી પરમહંસ વિગેરે મહાત્માઓ સાથે કેમ વર્તવું યોગ્ય છે કે જેથી તેમનો ગેરવ્યાજબી રીતે અનાદર થાય નહીં તથા તેથી ઉપર બતાવ્યા પ્રમાણેની હાનિ તેમને કે જનસમાજને ન થતાં લાભજ થાય તે ધ્યાનપૂર્વક શ્રવણકરો. પ્રથમ આપણે જોવું જોઇયે કે બહારના વેશનેજ માણુસ પશુ પક્ષી વિગેરે સંજ્ઞાથી ઓળખવામાં આવે છે અને તેમાં શરીરના ધારણ કરનારના સંબંધની કશીવાત નથી. માણુસમાં પણ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ વિભાગ વેશથીજ પારખી લેવાના હોય છે ( આગળ વર્ણ પ્રમાણેજ વેશ રાખવામાં આવતા હતા હાલ રાજ્યવિપર્યયને લીધે વર્ણવ્યવસ્થા નષ્ટ થયેલી છે તેથી વર્ણના સૂચકવેશને ધારણ કરવાની અગત્ય પણ જતી રહી છે. ) વળી પટાવાળા પોલીસ ફોજદાર લશ્કરી અમલદાર વિગેરે સરકારી માણુસોને પણ તેમના તેમના વેશથીજ તે તે અધિકારવાળા આપણે તુરત પારખી લઇ તે પ્રમાણે તેમની સાથે વર્તીએ છીયે, તેમ ચતુર્થાશ્રમમાં સ્થિત પ્રત્યેક સન્યાસદીક્ષાને ધારણ કરેલા મહાત્માને **સન્યાસી** ગણી તેમને શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે પોતાના ગુરૂ તરીકેનું અથવા શ્રદ્ધા હોયતો તેથી પણ વધારે પોતાથી બનીશકે તેટલું દંડવત્ પ્રણામાદિ વડે માન આપવું તથા તેમને અન્ન જળની ખબર અવશ્ય કરીને પૂછવી અને તેમની ઇચ્છા હોયતો તેમનો યથાપ્રાપ્ત અન્નવડે સત્કાર કરવો એ પ્રત્યેક ગૃહસ્થાશ્રમને ધારણ કરી રહેલા દ્વિજશરીરધારીની વેદધર્મશાસ્ત્રોએ ફરમાવેલી અનિવાર્ય ફરજ છે. આમ કરવાની સર્વકોઈ બ્રાહ્મણાદિ ચાતુર્વર્ણ્ય પ્રજાની અતિથિ દૃષ્ટિએ પડતાંજ પ્રથમ ફરજ છે કેમકે અતિથિનો સત્કાર કરવાનું આવતાંજ પોતાના દરજ્જાને છાજતા ગુણો તેમનામાં છે કે નહીં તેની તપાસ કરી તેવા ગુણો તેમનામાં માલમ પડયેજ તેમનો સત્કાર કરવો એ તેમનું સ્પષ્ટરીતે અપમાનજ કર્યું ગણાય. આપણે ઘેર મિત્રો સગાઓ નાતીલાઓ અને પરોણાઓ આવે છે ત્યારે આપણે પ્રથમ તેમના ગુણોની



તપાસ કરવા બેસતા નથી પણ તેમને ઓળખીનેજ અથવા નાત કે સગપણને જાણીનેજ તુરત તેમનો સત્કાર કરીએછીયે પણ જ્યારે વિવાહ કે લહેણદેણ કે વેપાર કે એવોજ કોઈ સંબંધ તેમની સાથે જોડવાનો હોયછે ત્યારેજ તેમની બાબતમાં તેમના ગુણો ચાલચલકત આબરૂ કુળ સંપત્તિ વિગેરે સંબધિની તપાસ કરીયેછીયે. એવા કોઈ કારણ વિનાજ જો આપણે તેમની તેવી તપાસ કરવા માંડીએ તો તેમને પોતાનું અપમાન થયુંજ લાગશે અને તેથી તેઓ આપણું ઘર ત્યજી જશે અને તેથી આપણું ખોટું દેખાશે. એજ પ્રમાણે સન્યાસી પરમહંસ વિગેરે વિરક્ત ત્યાગી મહાત્માઓ જેમને ધર્મશાસ્ત્ર આપણા ગુરૂસ્વરૂપે સ્વીકારે છે તેમને પણ આપણી સાથે કોઈ વિશેષ સંબંધ નહીં હોવાથી તેમની બાબતમાં કાંઇ પણ વિશેષ તપાસ કર્યાવિના તેમના તે અંત્યાશ્રમને સૂચવતા વેશનીજ એ સત્કારને માટે યોગ્યતા છે એમ જાણી શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે આપણો સત્યધર્મ સમજીનેજ તેમનો અન્નજળથી સત્કાર કરવો અને તેમને પ્રણામ પૂર્વક વિદાય કરવા તથા પુનઃપધારવાને વિનતિ કરવી. પણ જ્યારે પોતાના સત્ય કલ્યાણને અર્થે આત્મા પરમાત્મા સંબંધિ જ્ઞાન તેમની પાસેથી પ્રાપ્ત કરવાની આપણી ઇચ્છા હોય અને તેથી તેમનો આપણા ઘરમાં વર્ષ બે વર્ષ કે તેથીપણ વધારે મુદત સુધી નિવાસ કરાવવા આપણે ઇચ્છતા હોઇયે અથવાતો તેમની સેવામાં રહીને તેમની સાથે વિચરવાનો આપણો વિચાર હોય ત્યારેજ તેમનાં જ્ઞાન ગુણો આચરણ વિગેરે સંબંધિ બારીકાઇથી તપાસ કરવો અગત્યનો છે. પણ કારણ વિનાજ ચાંદાં ખોળવાની ટેવ રાખી જ્યાં ત્યાં દોષોનેજ જોવાનો પ્રયત્ન માંડવો અને પછી કોઈ છિદ્ર હાથ લાગતાં જ્યાં ત્યાં તેમની એ નિમિત્તથી નિંદા કર્યા કરવી એવી નીચટેવ રાખવી એ ન સહન થાય એવી ભારે મૂર્ખતા છે. ધર્મશાસ્ત્ર જે જે વર્ણના અને આશ્રમના જેવાજેવા ગુણો અને આચરણો માગેછે તેવાતેવા ગુણો અને આચરણોને યથાર્થ રીતે કોણ ધારણ



કરીરાખ્યાં છે કે તે બીજાની ભૂલ શોધવા જાયછે ? ભાઈઓ ! પગતળે બળેછે અને લંકાં કયાં ઓલવવા જાઓછો ? ગૃહસ્થાશ્રમમાં નિત્યપ્રતિ કરવાની ત્રિકાળસંધ્યા જાપ ધ્યાન દેવાર્ચન, પંચયજ્ઞો વેદાધ્યયન અગ્નિહોત્ર વિગેરે ક્રિયાઓ કરવાની ધર્મશાસ્ત્રની સ્પષ્ટ આજ્ઞા છતાં અને તે ન કર્યાથી પ્રત્યવાય લાગેછે એમ ટોકીટોકીને કહ્યા છતાં કયો ગૃહસ્થ યથાર્થ રીતે પોતાના ધર્મને જાળવી સત્યરીતે ગૃહસ્થાશ્રમી કહેવરાવવાની લાયકાતવાળો અત્યારે તમે બતાવોછો ? ગૃહસ્થાશ્રમ અન્ય સર્વ આશ્રમોના અને ધર્મના આધારરૂપ સ્તંભ છે. તેથી ગૃહસ્થાશ્રમીને તો ખાસકરીને ધર્મશાસ્ત્રની સર્વઆજ્ઞાઓ સજ્જડપણે પાળવાની છે અને પ્રાણગયે પણ તેમાં સ્ખલન થવા ન પામે એવી દૃઢઆગ્રહી ટેક ધારણ કરવાની છે કેમકે સર્વ આશ્રમોનું પ્રસવસ્થાન એ આશ્રમ છે. આમ છતાં પોતાના ધર્મને યથાર્થ ન પાળીને જેમણે પોતાનાં કુળ ગોત્ર નામ જાતિ વર્ણ અને તેના અંગનાં સર્વકર્મ આદિ સર્વ ઉપાધિનો નિઃશેષ ત્યાગ કર્યો છે અને સમગ્રવિશ્વ સાથેનો સંબંધ કેવળ ત્યજી દીધેલો છે તે યથાપ્રારબ્ધ દૈવપ્રેરિત વિચરતા કેવળ અન્નાર્થી મહાત્માઓમાં દોષો કહાડવા પ્રવૃત્ત થાઓછો એ ઉલટવર્તન તમારો વિનાશ પાસે આવ્યાનુંજ સૂચવે છે. ધર્મભ્રષ્ટ એવા તમે ગૃહસ્થાશ્રમી કહેવરાવવાની યોગ્યતા પોતાને માટે ગણવામાં અયોગ્યતા જોતા નથી અને ચતુર્થાશ્રમમાં તમારા ગુરૂપદે સ્થિત એવા ત્યાગી સન્યાસીઓ અને પરમહંસોની પરીક્ષા લેવા તૈયાર થાઓછો ? ત્યારે **खलःसर्षप मात्राणि पराछिद्राणि पश्यति । आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यति ॥** ખળ બીજામાં સર્ષવ જેવડાં ઝીણાં ગુપ્ત છિદ્રોને પણ પ્રયત્નથી શોધી શોધીને જુએછે પણ પોતાનાં બીલા જેવડાં મોટાં અને જગતમાં જાહેર જણાતાં છિદ્રોને તે જોતો છતો પણ નથી જોતો એટલે નથી ગણતો—એ શ્લોકજ તમારા સંબંધમાં સાર્થક થયો. ગુણના મા-



હાત્મ્ય પ્રમાણે જ્યારે ધર્મ ગ્લાનીને પામી ગયોછે અને સર્વ આશ્રમીઓ પોતપોતાના ધર્મને સજ્જડપણે અને સ્ખલન રહિત માળવામાં પાછા પડયાછે, વળી તેમની ધર્મપાળવાની અનુકુળતાઓ પણ કાળબળને લીધે, આ દેશપર અન્યદેશી અને અન્યધર્મી રાજ્યકારો થવાથી ધર્મના સિદ્ધાન્તો અને શાસ્ત્રાજ્ઞાઓનો બુદ્ધિવિપર્યયને લીધે અનાદર થવાથી વિગેરે કારણોથી ઓછી થઇગઈછે ત્યારે વિવેકીએ સર્વ રહસ્યને સમજીને અતિથિસત્કારનો પોતાનો ધર્મ લોપવો નહીં. કેમકે મહાત્મા તુલસીદાસજી કહે છે કેઃ—"તુલસી કહે ઈસ જગતમેં સબસેં મિલીએ ધાય, કયા જાને કિસ બેસસેં રામચંદ્ર મિલજાય." તેથી આપણે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે નિરંતર પ્રેમથી અતિથિસત્કાર કરતા રહેતા હોઇયે તો કોઈ સમયે સાક્ષાત્ પરબ્રહ્મસ્વરૂપ રામઅમલમાં ચકચૂર રહેનાર ખરામહાત્માની પ્રાપ્તિ થઈ જાય અને તેમના અલ્પ સમાગમથી પણ આપણે કૃતકૃત્ય થઈ જઇયે.

આજકાલ વળી પુસ્તકો વિગેરે સાધનોનો સુકાળ થઈ ગયાથી ઘણા લોક શબ્દજ્ઞાનથી વાક્ચાતુર્યને પામી પોતાને સમજુમનુષ્યમાં કે અગ્રણીભક્તમાં કે જ્ઞાનીપુરૂષમાં લેખવતા હોયછે તથા અન્ય તેમને તેવા લેખવે એવો યત્ન તેઓ નિરંતર કરતા રહેતા હોયછે. આવા લોક અજ્ઞાની હોવાથી તેમના હુંપણાનું ગૌરવ ઘણું વધીપડેછે તેથી તેઓ પોતાના ભારે અહમિતિ અભિમાન આગળ સંતમહાત્માઓને કે તેમના દિવ્યજ્ઞાન અને ભક્તિરસથી ભરપૂર પરમાત્મસ્વરૂપના ઉપદેશને પણ હિસાબમાં ગણતા નથી અને પોતાનીજ મહત્તાને ઘણી ભારે આંક આંક કરે છે. તેથી તેવા કોઇ સંતપુરૂષ દૃષ્ટિએ પડતાં તેમને સાધારણ પેટભરા સાધુ જેવા ગણી કહાડે છે, અને તેમનો કાંઈજ આદર સત્કાર કરતા નથી. પણ ઉલટું ખળપણાથી પોતાને શક્તિ છતાં તથા તેમણે ભિક્ષાને અર્થે યાચના કર્યા છતાં તેમને ગંભીરમુખથી હસ્ત જોડી કહે છે કે "આજે અહીં અનુકુળતા નથી માટે અન્યસ્થળે પધારો." વૈષ્ણવમતવાદી-

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

ઓ વળી સન્યાસ કળિમાં વર્જ્ય છે એમ કહીને એક કપોળક- લ્પિત શ્લોકને આગળ કરી વેદવાક્યો ઉપર હડતાળ મારવા માગેછે તેથી તેઓ તો ત્યાગીઓનો સત્કાર કરતાજ નથી. શાસ્ત્ર- માં સ્વતંત્ર વિચરતા ત્યાગીઓનેજ અતિથિ કહ્યાછે અને તેમનો ય- થાગ્રાસ અન્નજળથી સત્કાર કરવાની પ્રત્યેક ગૃહસ્થીની ફરજ છે એમ આજ્ઞા કરીછે તોપણ તે આજ્ઞા ઉપર પગ મૂકતાં આ લોક બુદ્ધિના વિપર્યયથી જરાપણ અચકાતા નથી એ કલિમાહાત્મ્યને જોઇને સત્યધર્મની ઉન્નતિની આશા કેવળ શાન્ત થઇજાયછે. આમ છતાં આર્યાવર્તના સત્યધર્મી પૂર્વજોની પ્રજા તરીકે પોતાને ગણીને જેઓ આર્યધર્મશાસ્ત્રોની આજ્ઞાઓને કાનતળે કહાડી નાંખવી એ અયોગ્ય અને સત્ય કલ્યાણથી વિરૂદ્ધ માર્ગે લઇ જનાર પગલું છે એમ સમજતા હોય તેમણે તો સન્યાસીઓ અને પરમહંસો જેવા ચતુર્થ આશ્રમ અને આશ્રમાતીત અવસ્થાને પામેલા મહાત્માઓનો કદાપિ અનાદર કરવો નહીં. ૐ

॥ ૐ श्रीगणेशायनमः ॥

## ॥ श्री सत्यप्रेम अने आर्यगृहस्थाश्रम. ॥

### પ્રકરણ ૮ મું.

# અમૂલ્ય એકાન્ત વિચારો.

૧ વિષયો વિના મળતું સ્વતંત્ર સુખઃ—હું વિચાર કરવા લાગ્યો કે અરે અરે ! મહાખેદની વાત છે કે પરમેશ્વરે મનુષ્યને એવું બનાવ્યુંછે કે તેને સુખી થવા માટે બીજા પદાર્થોની જરૂર પડે. સર્વ ઇન્દ્રિયોને બહારના સ્થૂલ જગત સાથે સંબંધ પામવાની યોગ્યતાવાળી બનાવેલીછે. તે ઇન્દ્રિયોનો 'અનુકુળ ભોગ્ય પ- દાર્થો સાથે સંયોગ જ્યાં સુધી થાય નહીં ત્યાં સુધી સુખ ઉ- પજી શકતું નથી. માત્ર અનુકુળ વિષયોના સંબંધને પામવાથીજ



સુખનો અનુભવ સમજાયછે. ત્યારે આવી રીતે મનુષ્યને કેવળ પરતંત્ર જીવનવાળો અને વિષયોનો દાસ બનાવ્યાથી પરમેશ્વરની નિર્દયતાજ જણાયછે. સુખ સ્વભાવથીજ પ્રાણિમાત્રને ગમતું છે તેથી તે સર્વનું પ્રાપ્તવ્ય છે. તે સુખ જ્યારે વિષયો દ્વારાજ મેળવી શકાયછે ત્યારે વિષયોજ પ્રાપ્ય ઠર્યા. વિષયો દ્રવ્યથી મેળવી શકાયછે માટે દ્રવ્ય પ્રાપ્ય ઠર્યું. વળી વિષયો સાથે સંબંધને પામી પુષ્કળ સુખને પ્રગટાવે એટલા માટે સર્વ ઇન્દ્રિયોને ઉત્તમઆરોગ્યવાળી રાખવા માટે વનસ્પતિયો અને વૈદ્યવિદ્યા પણ જીવતાં સુધી સેવ્ય ઠર્યાં. આમ કરતાં છતાં પણ એકના એક વિષયો હમેશાં સુખ ઉપજાવી શકતા નથી પણ કાળેકરીને તે વિષયો વિરસ થઈ જાય છે. માટે નિરંતર નવિન નવિન વિષયોની પ્રાપ્તિ અને સતેજ ઇન્દ્રિયબળની સુખ કાયમ રાખવા માટે અગત્ય ઠરી. પણ ઇન્દ્રિયોનાં બળ ગમે તેટલા ઔષધોએ આપેલા ઉત્તેજન છતાં કાળેકરીને ક્ષીણ થઈ જાયછે અને વિષયો પણ સર્વને સરખીરીતે કદાપિ પ્રાપ્ત થઈ શકે એમ નથી માટે સુખપામવાનો આ માર્ગ અત્યંત ખોડભરેલો છે અને જેમ લોટોપાણી પીવાની તરસ હોય ત્યાં કોગળોપાણી મળ્યાથી તરસ છીપતી નથી તેમ અખંડ સુખ બન્યું રહે એવી જ્યાં અંતઃકરણની ન છીપે એવી તૃષા છે ત્યાં વીજળીના ઝબકા જેવી ક્ષણિકસુખની લાગણી પ્રગટી પુનઃ હતું તેમ થઈ જાયછે તે વડે કદાપિ સુખની તૃષ્ણા પૂરાય એવો સંભવ નથી. માટે વિષયોવડે સુખપામવાનો જે આ રસ્તો લોકોએ ગ્રહણ કર્યોછે તે બહુ ભૂલભરેલો છે તેથી તેનો ત્યાગ કરી અખંડ સુખ કાયમ રહે એમ કરવાનો કોઈ માર્ગ જો હોય તો તે આપણે શોધીકહાડવો જોઇયે. ઈશ્વરી સૃષ્ટિમાં, સ્વભાવથીજ એવી વિચિત્રતા છેકે શોધ્યાથી કંઇ કંઈ અજબસાધનો પ્રાપ્ત થાયછે માટે શાસ્ત્ર વિગેરેની મદદથી શોધ કરવી જોઇયે. શાસ્ત્રદૃષ્ટિની મદદથી જોતાં જણાયછે કે પરમેશ્વર જ્યારે મહાદયાળુ પરમકૃપાળુ અને સમતાવાળા છે

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

ત્યારે તેમણે મનુષ્યને પરતંત્ર અને વિષયોનો દાસ બનાવેલો હોવો ઘટતો નથી. જે સુખ પામવાને તે ઇચ્છેછે તે સુખ વિષયોની મદદ વિના સ્વતંત્રપણે તેને મળ્યાંજાય અને તે માટે તેને કાંઈપણ શ્રમ કરવોપડે નહીં એવી યોજના તેમની બેહદ ડહાપણને સમજાવનારી સૃષ્ટિ જોતાં તેમણે કરી હોવી જોઇયે એમ માનવાને ખાસ કારણ છે. આથી સુખનો અખંડનિવાસ કયાં છે કે જ્યાંથી તે આવીને પાછું ગુપ્ત થઈ જાયછે તે બાબત શોધ કર્તવ્યછે. ઈશ્વરીજ્ઞાનનાં શાસ્ત્રો કહે છે કે સુખ એ આ આત્માનું એટલે ઇશ્વરાંશ જીવનું પોતાનુંજ સ્વરૂપ છે અને તે મનની સર્વ ધમાલ શાન્ત થઈજતાં વાયુવિનાના સ્થાનમાં જેમ દીપકની જ્યોતિ નિષ્કંપ પૂર્ણતેજથી ઝગઝગે છે તેમ શાન્તતેજથી પ્રકાસે છે. તેથી મનની સર્વ ગતિ બંધ કરવામાટે તેના મનનનો દૃઢપણે નિરોધ કરવો એજ માત્ર અખંડ સુખની પ્રાપ્તિને અર્થે કર્તવ્ય છે. એ મનનનિરોધ અર્થેજ જાપ ધ્યાન દેવાર્ચન તપ તીર્થયાત્રાદિક સર્વ સાધનો શાસ્ત્રોએ પ્રબોધ્યાં છે તેમાંથી જેના ઉપયોગમાં જે સાધન આવે છે તેનો તે ઉપયોગ કરીને મનને નિર્વિકલ્પ કરી અખંડ સુખ રળીને કૃતકૃત્ય થાય છે. ૐ

---

**૨ કામની હાજત કામીવિચારવડે પ્રગટાવ્યાથીજ પ્રગટે છે:**—જેવી ઝાડેફરવાની હાજત થાયછે ત્યારે મળ નીકળવાને તાડો કરે છે, પેશાબની હાજત થાયછે ત્યારે પેશાબ નીકળવાને તાડો કરે છે, ભૂખતરસની હાજત થાયછે ત્યારે ખાવાનો અને પાણીપીવાનો તાડો થાય છે, તેમજ કામની હાજત થાયછે ત્યારે વીર્ય નીકળવાને તાડો કરેછે. પણ કામની હાજત કૃત્રિમ અને કામીવિચારવડે ઉપજાવેલી છે અને બીજી હાજતો સ્વાભાવિક છે. કેમકે કામ એ મનનો ઉર્મી છે, તે વીર્યનો નાશ કરી શરીરમાં ક્ષીણતા ઉપજાવી તેને મૃત્યુમુખે લઈજવામાં મદદ કરેછે, અને ઝાડોપેશાબ ભૂખ તરસ એ શરીરના નિર્વાહક ઉર્મીઓ છે



તેથી તેઓ નિયમિતરીતે થયાં કર્યાથી શરીર નીરોગ અને સ્વસ્થ રહેછે. કામની હાજત માત્ર મનના કામીવિચારથીજ સ્ત્રી પ્રાપ્ત હોય કે ન હોય તોપણ પ્રગટે છે. જ્યાં સુધી કામીવિચાર ઉત્પન્ન થતો નથી ત્યાં સુધી કામ છેક નહીં જેવો થઇ રહેછે. પણ કામીવિચાર થતાંજ તે તુરત બહાર ડોકું કહાડે છે અને જો તેને પુષ્ટિ મળે છે તો અગ્નિમાં હુતદ્રવ્ય નાંખ્યાની પેઠે તે વધીને મોટો મોટો થતો જાય છે અને વીર્યપ્રણાશ કરી શમી જાય છે. વીર્યોત્સર્ગ માટેના આવા તાડાને મૂર્ખલોક આનંદ કહે છે અને પછી ભ્રાન્તિથી તેની પાછળ પડીને શરીરબળ મનોબળ વિગેરે સર્વ બળોનો ધીમે ધીમે નાશ કરી દે છે. એ કામ પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથીજ શરીરમાં મૂકાયેલો છે અને તેને એવીરીતે રાખવામાં આવેલો છે કે તેને જ્યારે જ્યારે ખાસ નિમંત્રણ કરવામાં આવેછે ત્યારેજ તે પ્રગટ થાય છે અને ત્યાં સુધી તે શરીરમાં નથી જેવો કેવળ ગુપ્ત થઇ રહે છે. મનુષ્યો કહે છે કે અમારી ઇન્દ્રિયો અમારે વશ રહેતી નથી અથવા અમારૂં મન અમારેવશ રહેતું નથી પણ તે સર્વ જૂઠાં બ્હાનાં છે. તેમની ઇન્દ્રિયો અને મન સર્વ તેમના વશમાં અને તેમના પોતાનાજ નિયંત્રણમાં છે. તેઓ તેમને જેમ કહે છે તેમ તે બિચારાં વર્તે છે. મન ઇન્દ્રિયો દેહ એઓ જડ છે, તે પારકી પ્રેરણાથી કામકરનારાં છે તેથી કાર્યનો વિવેક કે અવિવેક તેમને નથી. કાર્યનો વિવેક અને અવિવેક તેમને સર્વ પ્રેરણા કરનાર ચૈતન્ય જીવાત્માને છે અને તેની ઇચ્છા પ્રમાણેજ સર્વ જડસમૂહ કાર્ય કરે છે. ઇન્દ્રિયો મન બુદ્ધિ એ સર્વ જીવાત્માના વશમાં છે અને તેથી જ્યાં જેવી રીતે તે તેમને ચલાવે છે ત્યાં તેઓ તેવીરીતે ચાલેછે. પોતાના મનને જેણે કામી કરીમૂકેલું છે એવો પુરૂષ પોતાની માતા કે ભગિની પાસે બેસેછે અથવા તેમનો સ્પર્ષ કરેછે ત્યારે તેને કામવિકાર પ્રગટતો નથી કેમકે ત્યાં તેણે પોતાના મનને તેવું કરીરાખેલું છે. બહુભૂખ્યાને પણ અભક્ષ્યપદાર્થ કે તે ન ગ્રહણ કરતો હોય એવાનું રાંધેલું

અન્ન મળતાં તેને તે ખાવાની ઇચ્છા થતી નથી ત્યારે તેણે પ્રેર્યા-વિના ઇન્દ્રિયો પોતાનીમેળે વિષયને ગ્રહણકરવાને પ્રવૃત્ત થતી નથી. ભોગો માટેની સર્વ હાજતોનું એમજ છે. તેઓ આદર-પૂર્વક નિમંત્રણ કરીને બોલાવ્યાથીજ પ્રગટ થાય છે અને રજા આપ્યાથી પાછી શમી જાયછે. ઇન્દ્રિયો અને મન જીવાત્માના કબજામાં ન હોય ત્યારે તેઓ તેની મના છતાં ભોગો પાસે હોય ત્યારે ભોગવવાને કેમ તુટીપડતાં નથી ? હકીકત આમ છેઃ— ઇન્દ્રિયોના ભોગોમાં લાલચુરામ બનેલો જીવ જ્યાં પોતાને ગ્રહણ-કરવા યોગ્ય ભોગને જુએછે ત્યાં તે તત્કાળ તેને ભોગવવાની ઇન્દ્રિયોને આજ્ઞા કરે છે. પણ લોકમાં તે એવા તુચ્છસુખનો લાલચુ થઈગયોછે એમ કહેવાઈ તેની હલકાઈ દેખાય નહીં માટે માત્ર પોતાના હૃદયની ક્ષુલ્લકતાને ઢાંકવામાટે તે ઇન્દ્રિયો અને મનનો વાંક કહાડે છે અને એમ કરીને ભોળી દુનિયાંને ઠગે છે. ૐ

---

૩ <u>ઉત્પત્તિ અને નાશ એજ જગતનું સ્વરૂપ છે તેથી પ્રાણિપદાર્થોના નાશથી આશ્ચર્યચકિત થવા જેવું કાંઈજ નથીઃ</u>—સવારમાં ઉઠીને સ્ત્રિયો પુંજો વાળેછે ત્યારે જોઈ-યેછીયે તો તેમાં સેંકડો કીડીઓ વળાઈ જાયછે. એ કીડીઓ-માંની કેટલીક પોતાનો ખોરાક કે બચ્ચાંને લઈને જતી હોય-છે અને બીજી ખોરાકની શોધમાં કે બીજાંકારણથી પોતાના રસ્તાપર જતી હોયછે. આમાંથી કેટલીક કીડીઓ મરણ પામે-છે અને થોડી જીવતી પણ રહેછે. એજપ્રમાણે મનુષ્ય ન્હાય છે ત્યારે કેટલાંક ઝીણાંજીવડાં તે પાણીમાં તણાઈજાયછે. વળી પાણી વધારે ઉષ્ણ હોયછે તો તેથી ખાળમાંના જીવડાઓ પણ મરીજાયછે. ઘરમાં અથવા રસ્તામાં ચાલતાં પણ ઘણા જીવો કચરાઈને મરીજાયછે. આ વિના પુષ્કળ પ્રસંગોમાં જીવોનો સંખ્યાબંધ નાશથતો પ્રતિદિન આપણા જોવામાં આવેછે પણ



તેને આપણે લક્ષમાં લેતા નથી અને ગણુકારતા પણુ નથી અને એમ થવું એ આ સૃષ્ટિના નિયમથી સહજ હોય એમ સમજીયે-છીયે. આમ છતાં પણુ જ્યારે ભારેરેલ આવવાથી સંખ્યાબંધ માણુસો તણુાઇને મરીજાયછે અથવા ભારે વરસાદમાં ઘરો પડી-જવાથી પુષ્કળ માણુસો કચરાઇને મરીજાયછે અથવા આગગાડી-નો કે વહાણુનો અકસ્માત થવાથી, બરફના ડુંગરો ઘરોઉપર ધસીપડવાથી, જ્વાળામુખીપર્વત ફાટવાથી, મરકી કે કોગળીયું ચાલવાથી, દુકાળ પડવાથી, લ્હાય કે દવ (જંગલનો) લાગવાથી, અને એવાજ અનેક પ્રસંગોમાં મનુષ્યોનો પુષ્કળ નાશ થયો જા-ણીને બધા શા કારણુથી ગ્લાની પામેછે, અને શાથી આશ્ચર્યચકિત થાય છે? નાનાં શરીરોવાળા જીવોના દેહોનો નાશ તેમજ ઉત્પ-ત્તિ જેમ સામાન્યરીતે સૃષ્ટિના નિયમથી સહજ થાય છે. તેમજ મોટાં શરીરોવાળા જીવોના દેહોનો નાશ અને ઉત્પત્તિ પણુ સૃ-ષ્ટિના નિયમથી સહજ છે. કોઇપિણુ પ્રકારના સૃષ્ટિના બનાવમાં આશ્ચર્ય પામવાજેવું કશુંજ નથી. ચોમાસામાં કોટાનકોટી નાના જીવોની ઉત્પત્તિ અને પ્રલય થતો આપણી નજરે જોઇયે છીયે. ખેતરમાં પડનારા કાતરા ચેળો જીવડાં વિગેરેનો કેવેપ્રકારે ઉત્પત્તિનાશ થાયછે તે જાણીયે છીયે. જેવી નાનાજીવોની સૃષ્ટિ છે તેવી મોટાજીવોની સૃષ્ટિ પણુ છે. ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય એ આ નાશવંત જગતનું સ્વરૂપજ છે એ આથી સ્પષ્ટ થાય છે. જ્યારે આમ છે ત્યારે કોઇપિણુ પ્રાણિપદાર્થના નાશમાં આશ્ચર્યચકિત થઈ હર્ષશોકાદિ ભાવો ઉપજાવવા એ કેવળ અંધમૂર્ખતા નથી શું? મનુષ્ય પુષ્કળ બાબતોમાં ઘણી ઝીણી દૃષ્ટિ વાપરેછે અને તેમાં બુદ્ધિના મહાન વિભવનું દર્શન કરાવેછે, પણુ જડ મોહનું પ્રાબલ્ય એવું છે કે તેનું આવરણુ તેની બુદ્ધિ ઉપર ફરીવળી તેને જડ કરીનાંખેછે તેથી પોતાના વ્હાલા માનેલા પ્રાણિપદાર્થના નાશ વખતે તેની બુદ્ધિની ઝી-ણુવટ પાણી ભરે છે અને કલ્પિત પદાર્થના નાશમાં તે અપાર

શોકનો અનુભવ કરેછે. વાસ્તવ દૃષ્ટિથી જોતાં આ જગત એક સત્ય-પદાર્થ નથીજ કેમકે જો સત્ય હોય તો તેમાં આ પ્રમાણે ઘડીઘડીમાં અનેક ઉથલપાથલ થઈ જવી જોઇયે નહીં. એક ક્ષણમાં અસંખ્ય પ્રાણિપદાર્થોનો ઉદ્ભવ અને બીજીજ ક્ષણે તેટલાંજ પ્રાણિપદાર્થોનો નાશ એ શું સમજાવે છે? જેમ મોટા રેતીના રણમાં પવનના જોરથી એક ક્ષણમાં એક ઠેકાણેથી રેતી ઉડીજઇને બીજે ઠેકાણે રેતીના મોટા ટેકરા થઈજાયછે અને બીજીજ ક્ષણે બીજી દિશાનો પવન ફુંકતાં પેલા ઢગલાઓ પાછા ઉડીજાય છે અને વળી કોઈ બીજેજ ઠેકાણે એ રેતી જઇને પડે છે, તેમજ આ જગતમાં થાય છે. અહીં જેમ રેતીનું રણ અને પવન એ બેજ સત્યવસ્તુઓ સમજાયછે અને રેતીમાં ઘડીઘડી થતા નાના પ્રકારના આકારોના દેખાવો મિથ્યા સમજાય છે તેમ આ જગત જેમાંથી ઉપજેછે તે વસ્તુ અને જે કારણથી ઉપજે છે તે કારણ એ બેજ વસ્તુઓ જગતના મૂળરૂપે સત્ય સમજાયછે. અને રેતીના ઢગલાઓની પેઠે ઘડી ઘડી થતા અને ભાગીજતા પ્રાણિપદાર્થોના નાના પ્રકારના નામ રૂપમય આકારો મિથ્યા છે એ સ્પષ્ટ થાય છે. હવે આ જગત જેમાં ઉપજે છે તે અને જે કારણ તેને ઉપજાવે છે એ બે વસ્તુ શી છે તે જોઇયે. એકજ અદ્વિતીય પરમાત્મા કે જેમને શિવ એવા નામવડે વેદશાસ્ત્રો ઓળખાવેછે તેમની સ્વતઃસિદ્ધ એવી અને તેમનાથી જૂદી નહીં પણ તેમની સાથે એકરૂપ એવી મહામાયા નામની શક્તિ છે તેને જગદંબા અથવા પાર્વતી કહે છે. જેમ અગ્નિની ઉષ્ણતા નામની શક્તિ સ્વતઃસિદ્ધ છે તથા દીપકની પ્રકાશ નામની શક્તિ સ્વતઃસિદ્ધ છે તેમજ શિવ અથવા ઇશ્વર કે પરમેશ્વરની એ મહામાયાશક્તિ છે તે આ અનંત જગતને કલ્પનાવડે રચે છે. પરમાત્માની એ શક્તિ તેમનાથી કદાપિ ભિન્ન નથી. અહીં પણ કોઈ મનુષ્યની શક્તિનું અસ્તિત્વ તેનાથી પ્રથક જાણવામાં આવતું નથી. આ શક્તિ પરમાત્માને અનેક વિચિત્રતાવાળા વિશ્વરૂપ કે વિરાટરૂપ રચેછે અથવા



પરમાત્મા પોતાની શકિતવડે વિરાટસ્વરૂપે થાયછે અને તેમાં નામરૂપ નિરંતર ફરતાંજતાં છતાં સત્યસ્વરૂપ પરમાત્મા સદા અખંડજ રહેછે. ૐ

---

•૪ શરીર એ દેખવામાત્ર મિથ્યાવસ્તુ છે:--જે શરીર આ સંપૂર્ણવિશ્વના પ્રવાહરૂપ વહનનો મુખ્ય આધાર છે અર્થાત્ જે શરીરરૂપ વસ્તુના પોષણ રક્ષણાદિ નિમિત્તને લઇને આ જગત જગતરૂપે ભાસી રહ્યુંછે તેને તપાસીજોતાં મૂળમાં શરીર જેવી કોઈ સત્યવસ્તુ હાથ લાગતી નથી. શરીર એ શું છે તેનું અવલોકન કરીજોતાં જણાયછે કે અન્નનું બનેલું શુક્ર ઉગીને શરીરરૂપે પરિણમેછે તેથી તે આખું શરીર અન્નરૂપ છે. અન્નરૂપ હોવાથીજ તે ઘસારાના બદલામાં અન્નનું પોષણ માગેછે. હવે અન્ન કયા પદાર્થનું બન્યુંછે તે જોઇયે. રસાયણશાસ્ત્રજ્ઞ પુરૂષોએ પ્રયોગસિદ્ધ નિર્ણયોથી એવું નક્કી કર્યુંછે કે અન્ન વાયુ અને સૂર્યના પ્રકાશનું બનેછે. અન્નના કણોને આપણે બાળીમૂકીયે તો માત્ર તે પદાર્થના બંધારણ પુરતોજ પૃથ્વીમાંથી લેવામાં આવેલો પાર્થિવ ભાગ ભસ્મરૂપે અવશેષ પડીરહેછે, અને બાકીનો સર્વ ભાગ હવામાં ચાલ્યોજાયછે. સૂર્યનો પ્રકાશ અને વાયુ એ નિરાકારદ્રવ્યો છે તથા તેમની ઉત્પત્તિ આકાશ નામના તત્ત્વમાંથી થયેલી છે એ શાસ્ત્રથી સિદ્ધ છે. કોઈ શંકા કરે કે સાતરંગવાળો સૂર્યનો પ્રકાશ આકાશતત્ત્વમાંથી કેમ ઉપજે, આકાશને કયાં રંગ છે? તો સમાધાન કે સૂર્ય એ જ્યોતિર્મય પદાર્થ છે તેમની ઉત્પત્તિ અગ્નિતત્ત્વમાંથી છે. અને અગ્નિતત્ત્વ વાયુતત્ત્વમાંથી તથા વાયુતત્ત્વ આકાશતત્ત્વમાંથી પ્રગટેછે એ આર્યશાસ્ત્રજ્ઞને અને રસાયણશાસ્ત્રીને બન્નેને જ્ઞાત છે. આમ આ શરીરની ઉત્પત્તિ આકાશમાંથી સમજાયછે. આકાશ જેવા નિરવયવ નિર્લેપ અને નિર્ધર્મક તત્ત્વનો જો કોઈ પદાર્થ કલ્પાયો હોય તો તે બીજે રૂપે ભાસતો છતાં વસ્તુતઃ નિરવયવ નિર્ધર્મક



અને અસ્તિત્વમાત્ર છે. શાસ્ત્રદૃષ્ટિથી આકાશને અહંતત્ત્વમાંથી અહંને મહત્તત્ત્વમાંથી અને મહત્‌ને અવ્યક્તતત્ત્વમાંથી ઉપજેલું મનાયછે અવ્યકતતત્ત્વ તો કેવળ અસ્તિત્વમાત્રજ ગણાયછે જે સત્યદૃષ્ટિથી બ્રહ્મ છે. આ પ્રમાણે આનંદસ્વરૂપ બ્રહ્મની અસ્તિત્વમાત્ર અખંડતામાં અવિચાર કે અવિદ્યાનાં યોગે અથવા કોઈ અગમ્ય કારણથી કલ્પાયલા શરીરને ભૂલથી સત્યવસ્તુરૂપ માની નિરવયવ અને અસંગ આત્મતત્ત્વમાં પરિચ્છિન્નતાની ભ્રાન્તિ ઉપજેછે. એ ભ્રાન્તિની ઉત્પત્તિ કયારે અને કેવા કારણથી થાયછે તે જાણી શકાતું નથી. કેમકે ભ્રાન્તિના ઉદય પછી ભ્રમ નિવૃત્ત થયા વિના એવી ભ્રાન્તદશામાંજ તેનું ભ્રાન્તિપણું નક્કી થતું નથી, તેથી ભ્રાન્તિ હાજર હોય ત્યારે તેની ઉત્પત્તિનું કારણ જણાવું શકય નથી. તેમ એ અવિચારની ભ્રાન્તિ નિવૃત્ત થયા પછી બ્રહ્મસ્વરૂપની જ્ઞાનજાગૃતિમાં અવિચારભ્રાન્તિનો કેવળ અભાવ હોવાથી તે કદાપિ હતીજ નહીં એમ ઠરેછે. આથી વેદાન્ત શાસ્ત્ર આ અવિદ્યાને અનાદિ કહે છે અને છે પણ તેમજ. જે વસ્તુ મૂળેજ ખરી નથી તેની શિરૂવાત શી રીતે હોઈ શકે. આ પરિચ્છિન્નતાની ભ્રાન્તિ ધીમે ધીમે વધીને વૃક્ષરૂપ થાય છે અને પરિણામે તે અસંગ આત્માને શરીરસ્વરૂપે સમજવાની ભૂલ કરાવેછે. ૐ



૫ માંદા પાસે જોનારાઓને આવવા દીધાથી માંદાને ઘણો લાભ છે:—હાલના પાશ્ચમની કેળવણી પામેલા ડાકટરો માંદા માણસની પાસે તેને જોવા આવનાર લોકને પેસવા દેતા નથી. તેઓ એમ સમજેછે કે જોવા આવનારાઓના શ્વાસ પ્રશ્વાસથી તે ખંડમાંની હવા બગડેછે અને માંદાની આગળ ગડબડ થાયછે તેથી તેની તબીયતને વધારે ખલેલ પ્હોંચેછે. આ કારણથી તેઓ માંદા પાસે તેની સારવાર કરનાર એકાદ મનુષ્ય વિના અન્યને આવવાની મના કરેછે અને એમ કરીને માંદાને જોવા આવવાની આર્યોની પુરાતની રીત જાણે અણસમજણથી ઉભી



થયેલી હોય એમ સમજાવવા મિથ્યા પ્રયત્ન કરે છે. પશ્ચિમના દેશોની સમજણવાળાઓ આર્યોના ગૂઢરહસ્યથી ભરેલા સનાતન રીવાજોને ઘણીવાર આવાજ પ્રકારની ભૂલ કરીને નિંદી કહાડે- છે, પરંતુ એ બાબતમાં તેમના અજ્ઞાનવિના અન્ય કારણ નથી. સત્યવિચારથી જોતાં સ્પષ્ટ સમજાય છે કે માંદા મનુષ્યની પાસે જોવાઆવનાર બીજા સાજા માણસો તેની પાસે બેસવાથી તેમનાં નીરોગી ઓજસ્ તેમના શરીરમાંથી વહી તે બિમાર મનુષ્યના શરીરમાં પ્રવેશ કરે છે અને એ પ્રકારે તેના રોગીઓજસ્‌ને હઠાવી તેને નીરોગ કરવામાં સહાયભૂત થાય છે. વળી આ જોવાઆવ- નારા નીરોગ મનુષ્યોના પેલા રોગીને આરામ થવાના આશિર્વા- દાત્મક વિચારો પણ કંઈ થોડી અસર કરતા નથી. જેમ અંતઃ- કરણ વધારે શુદ્ધ અને એકાગ્રતાવાળું હોય છે તેમ તેનો વિચાર વિશેષ બળવાન હોય છે અને એકજ પ્રકારનો વિચાર ઘણા માણસો સામટો કરે છે ત્યારે તેનું બળ વિશેષ જામે છે. માંદાને જોવાઆવનાર ઘણુંકરીને તેના સગાઓ અને સ્નેહીઓજ હોય- છે તેથી તે તેમનો બિમારસ્નેહી પુનઃ સત્વર આરોગ્યવાળો થઈ જાય એવી ભાવના સર્વ જોવાઆવનારના મનમાં પોતાના સ્નેહના આકર્ષણના પ્રમાણમાં વેગથી થાય છે અને તે રોગીનું સત્વર હિત સાધવામાં સબળ સહાયક થઈ પડે છે. વળી રોગી એકલો પડયાથી તેને શરીરના અને દુઃખનાજ વિચારો થયાં કરે- છે અને બીજાઓ જ્યારે તેની પાસે બેઠા હોયછે ત્યારે બીજી વાતમાં તેનું મન વળેછે અને તે રોગનું દરદ તેટલીવાર ભૂલે- છે, તથા કેટલીકવાર તો તેનું ચિત્ત વાતમાં એકાગ્ર બન્યાથી તે પોતાનાશરીરને બિલકુલ વિસરી જાય છે. વળી બીજા તેના સગાઓ અને મિત્રો તેની મદદમાં છે એમ જાણીને તેના મનને ઘણી ધીરજ રહે છે અને તેથી તે હુરભડી જતો નથી તેથી તેનું મન ચિંતાગ્રસ્ત ન થઈજતાં શાન્ત રહે છે જે શાન્તિ વ્યાધિને નિવૃત્ત કરવામાં અતિ ઉપયોગની છે. પશ્ચિમદેશના લોક માત્ર પૃથ્વી જળ અગ્નિ વાયુ

અને આકાશ એ પાંચ સ્થૂળતત્ત્વોના ગુણ સ્વભાવને યથાશક્તિ સમજ્યાછે પણ આકાશની ઉપર રહેલાં તેનાથી અત્યંત સૂક્ષ્મ તત્ત્વો આ વિશ્વમાં શું કામ કરે છે તેનું તેમને હજીસુધી સ્વપ્ન. સરખું પણ આવેલું નહીં હોય. ॐ

---

## ૬ હુંપણાનું અભિમાન સત્વર ત્યાગીદેવાની અગત્ય છે.

અરે મનુષ્ય ! તું શું સમજીને અભિમાન કરે છે ? અભિમાન કરવા જેવું તેં તારામાં એવું શું દેખ્યું કે જેનો ગર્વ ધરીને તને ફુલાવાનું કારણ મળે છે ? ખરેખર તું ભૂલજ કરે છે. શરીરનું, કે રૂપનું, કે ગુણનું, કે બળનું, કે વિદ્યાનું, કે બુદ્ધિનું, કે દ્રવ્યનું, કે એવીજ કોઇ બીજી સમૃદ્ધિનું અભિમાન તને થતું હોય તો તે ફોકટ છે. સત્યવાર્તાનું તને અભાન હોવાથીજ તારી આ મહાન ભૂલ થાય છે, અને તેથી અનંતજગદધિરાજ પરમાત્માના મહિમાનું ગાન કરવાને બદલે તને તારીજ મોટાઇ સમજાય છે. પણ તારી મોટાઈ કેટલી છે તે જો. તે સર્વાધિપતિ પરમાત્માની શક્તિએ રચેલાં અનંતકરોડ બ્રહ્માંડોમાંનું એક આ તારૂં તે સર્વ બ્રહ્માંડોના પ્રમાણમાં જોતાં નાનું સરખું ચૌદલોકનું બ્રહ્માંડ, અને તે બ્રહ્માંડમાંના ચૌદ લોકમાં એક આ નાનો સરખો તારો ભૂલોક કે મૃત્યુલોક, તે મૃત્યુલોકમાં પણ ચણા જેવડો આ તારો ભરતખંડ, અને તેમાં પણ ટપકાથીએ નાનું તારૂં કહેવાતું ગામ, એવા તે ગામમાં અણુ જેટલું તારૂં ઘર અને તેમાં બેઠેલો પરમાણુ જેટલો તું ! ! ! હવે વિચાર કરી જો કે આવા અનંતપ્રભુના અપાર મહિમા આગળ તું કંઈ પણ હિસાબમાં છું કે ? અરે ! તારી કોણ ગણત્રી ? આમ છતાં મગજમાં બારમણ પવન રાખીને નાક ફુલાવીને જે તે બાબતમાં ગર્વ ધારતો અરે ! તું શું સમજીને મિથ્યાજ તારી મોટાઇ માને છે ? તું જાણ કે સર્વપતિ એવા પરમાત્મા વિના અન્ય કોઈની.



મોટાઇ કદાપિ હોઇ શકતીજ નથી. તે સર્વદા સર્વરીતે પરિપૂર્ણ છે. તેમનો મહિમા, તેમનું માહાત્મ્ય, તેમની મોટાઇ, અપાર અને અનંત છે. તેમના આગળ ક્ષુદ્રજીવ એવો તું કદાપિ કશાજ માનને પાત્ર નથી. તારી આ મહાન અને ન માફ કરી શકાય એવી ભારે ભૂલને માટે તું અંતઃકરણથી ગદ-ગદ કંઠે તે મહાદયાળુ અને પરમકૃપાળુ અપાર મહિમાવાળા પરમેશ્વરની પગેપડીને ક્ષમા માગ અને વારંવાર વિનવી વિનવીને સાચામનથી કહે કે આવો મારો મહાન અપરાધ પણ દયાના સમુદ્ર એવા હે પ્રભો! આપ ક્ષમા કરવાને યોગ્ય છો. આટલું છતાં પણ કદાચ તારા મનને એમ જણાતું હોય કે અપાર મહિમાવાળા અનંતજગદધિરાજ પરમાત્મા આગળ તો હું કશી ગણત્રીમાં નથીજ તથાપિ મારી સમોવડીના બીજા મનુષ્યોની સાથે સરખામણી કરતાં વખતે મારે કંઇ પણ માનની પાત્રતા ગણાય ખરી, તો ત્યાં પણ તારી ભૂલજ થાય છે. તને જો શરીરના બળ આરોગ્ય વિગેરેમાં બીજાથી ચઢતાપણાનું કારણ સમજાતું હોય તો બળ આરોગ્ય આદિ ક્ષણક્ષણ બદલાઇ જાય છે. શરીરની મનની બુદ્ધિની તથા તારા મમત્વના સ્ત્રી પુત્ર ધન ગૃહાદિક પદાર્થોની સ્થિતિ નિરંતર બદલાતી રહે છે તેથી જે આજ દેખાય છે તે વખતે કાલે ના પણ હોય અને કાલનું પરમદિવસે ના હોય. વળી જે સ્થિતિમાં હમણાં તું મૂકાયેલો છું તે સ્થિતિ પણ પ્રારબ્ધને વશ હોવાથી તે તેંજ પ્રાપ્ત કરી છે એમ કાંઇ નથી. પરમેશ્વરની ઇચ્છાથી સારાભાગ્યે તું આજે અમુક સંપત્તિયોવડે યુકત છું તેથી તેમનો ખરા અંતઃકરણથી આભાર માન અને તારા આશ્રયને ઇચ્છતાં બીજાં મનુષ્યોનું તારાથી થાય તેટલું ભલું કર. કાળચક્ર ફરતુંજ છે. કેમ જાણ્યું કે કાલેજ તારી સ્થિતિ બદલાઈ જઇને તું એક ગરીબ કંગાલ મનુષ્ય ન બને. મોટાઈ તેનું નામ છે કે પોતાની પાસે ઘણી સંપત્તિ ભારે હોદ્દો અધિકાર વિગેરે હોય ત્યારે ઘણી નમનતાઈથી સર્વ સાથે વ-



ર્તતા રહી પોતાના સંબંધમાં આવનાર સર્વનું ભલું કરવા તરફ નજર રાખવી. ગર્વગંજન પરમાત્મા કોઇનો ગર્વ સહન કરતાજ નથી. જાણીને કે અજાણથી પણ કરેલી ભૂલનું ફળ હાનિજ હોય છે. પરમેશ્વરના રાજ્યતંત્રનો એવો એક સિદ્ધનિયમ છે કે સર્વત્ર પરમાત્મા અખંડ વ્યાપક હોવાથી સર્વ માન આબરૂ અને વિજય તેમને અર્પણ કરીદેવાને બદલે જે દેહમાત્રત્વથી હુંપણાનું અભિમાન કરીને એ મહત્તાને જાતેજ ધારણ કરીલઇને પછી પોરસ ચઢાવીને ફુલાયછે તથા અભિમાનના મદથી અંધ બનીને સુજનતા અને સાધુતાને ન ઘટે એવાં કાર્યો કરે છે, તેનું અભિમાન ઉતારવાનો પ્રયત્ન વિશ્વવ્યવસ્થાપક સત્તા સમય આવતાં તુરત કરે છે. અભિમાન એ એક ભૂલભરેલી સમજણ હોવાથી તેની વૃદ્ધિ પરમાત્માને ગમતી નથી તેથી જ્યાં જ્યાં અભિમાન્ વધી ગયેલું જણાય ત્યાં ત્યાં તેનો નાશ કરવાનો પ્રયત્ન તે વિશ્વવ્યવસ્થાપક સત્તા તરફથી નિરંતર કરવામાં આવતોજ રહે છે. હિરણ્યકશિપુ, રાવણ, દુર્યોધન, શિશુપાળ વિગેરે અનેક મહાન નૃપતિયોનો નાશ તેમના વધીપડેલા અહંકારના કારણથીજ થયેલો સર્વને સુવિદિત છે. આથી તારા ગર્વને હણવા તે વ્યવસ્થાપક સત્તા પગલુંભરે તે પહેલાં તે સર્વસત્તાઓના અધિષ્ઠાતા પ્રભુને તું શરણ જા અને દીન થઈને તેમની કરૂણા યાચ. નહીં તો તારો વિનાશ સમીપજ છે એમ નક્કી જાણજે. ૐ



**૭ હાલ લખાતા કામરૂપશૃંગારના વિષયોથી જનસમાજને થતું નુકશાનઃ**–શૃંગાર એટલે શું તે ન સમજીને હાલનાં ઘણાં કામીમનુષ્યો માત્ર સ્ત્રીપુરૂષોની કામચેષ્ટાઓ અને સંલાપોનેજ શૃંગારમાં સમજીલેવા લાગ્યાંછે, અને તેથી શૃંગારને નામે તેવા પ્રસંગોનાંજ વર્ણનોના ચિતારોને દુનિયાંની નજર આગળ મૂક મૂક કરે છે. દંપતીની કામચેષ્ટાઓ અને તેમના



મર્મભરેલા સંલાપો એ શૃંગારનો એક ભાગ ગણાય ખરો પણ તેજ એકલા ભાગને વખાણી વખાણીને છાપરે ચઢાવી દેવો એ શું પંડિતોને યોગ્ય છે? શું વિદ્વાનો જાણતા નથી કે આજની કામી થઇગયેલી પ્રજા ઉલટી એવાં ભાષણો અને ચાળાઓથી વધારે ઉછૃંખલ થઇ જાય છે? શાસ્ત્રની આજ્ઞાઓને લવારા જેવી ગણી કહાડનાર અને મનસ્વીપણે વર્તી કામવૃત્તિમાંજ પોતાનો સર્વ આનંદ માનનાર હાલની કામદેવની ઉપાસક પ્રજા આથી અવળીજ દોરાઇછે. દોરનારાઓએ પોતાની વિદ્વત્તા પ્રકાશ કરવાના લોભથી કે લોકને મોહનું અંજન આંજી નાટકોમાં દોડતા કરીદઇને ખેલવાળાઓને કમાઈ વધારી આપવાના કારણથી પ્રજાને અવળી દોરીછે, તેથી તે નિત્ય વધતીજતી કામવાસનાની તૃપ્તિને ઇચ્છતી વ્યવાયની ક્રિયામાંજ અત્યંત રસને માનતી વારંવારના નિયમરહિત વિષયસેવનથી દિવસે દિવસે કેવળ નિર્માલ્ય અને વધારે નિર્માલ્ય બનતી જાય છે. શૃંગારશાસ્ત્રનો શું આવો પ્રજાનો નિપાત કરવાનો ઉદ્દેશ હોય? શૃંગારશાસ્ત્ર જો પ્રજાનો નિપાત કરનારૂં શાસ્ત્ર ઠરે ત્યારે તો તે રચાવુંજ અયોગ્ય ઠરે અને કદાચ રચનાર રચે તોપણ બુદ્ધિમાનો તેનો તુરત નાશજ કરાવે. પણ એમ નથી. શૃંગારશાસ્ત્ર મૂળે બહુ ઉચ્ચભૂમિકાવાળું છે. તે દંપતીના કેવળ નિર્દોષપ્રેમનો અત્યંત ભારે વિકાસ સત્વર કરીદેવાની યુક્તિયોને દર્શાવનાર અને કામવૃત્તિને ગૌણપદ આપી તેને અત્યંત રસમય વિધિથી શાસ્ત્રની આજ્ઞાનુસાર સેવવાનું સમજાવનાર શાસ્ત્ર છે: પણ હાલના કામીપંડિતો તો માત્ર કામવૃત્તિરસનાજ વિકાસનાં વખાણ કરવા મંડીપડયાછે. અને તે દિવ્ય આનંદમય પ્રેમ શું છે તે તો માત્ર તેમની કલ્પનામાં મગજના કોઈ આઘેના ખૂણામાં પ્રતિભારૂપજ રહે છે. પ્રવાહની પેઠે વહેતા દિવ્યપ્રેમના અખંડસ્વરૂપનાં વર્ણનો આમનાં લખાણોમાં કહીં નજરેજ પડતાં નથી. દિવ્યપ્રેમ પૂર્ણ ધર્મરૂપ છે. જ્યાં દિવ્યપ્રેમ પોતાના પૂર્ણરૂપમાં પ્રકાસતો હોય ત્યાંજ ધર્મની પણ



અખંડતા જોવામાં આવે છે. આર્યદેશના જૂના ઇતિહાસોમાં તપાસીશું તો આવા દૈવીપ્રેમનાં ચિત્રો સ્થળે સ્થળે મળી આવશે. હાલ વર્ણવાતા કામીપણામાં અને તે ધર્મમય પ્રેમમાં આભજમીનનો ફેર છે. કાચના કડકા અને હીરા જેટલો ભેદ છે. દંપતીના સંલાપનાં ચિત્રોમાં જે શબ્દો મૂકવામાં આવે છે તે શબ્દો મહાજનોનાં મુખમાંથી નીકળવાને કદાપિ યોગ્ય નથી. નાટક જેવા નિર્લજ્જ સ્થાનમાં તેવા મહાત્મા રાજાઓ અને સતીરાણીઓનાં મુખમાંથી કામીલોકનાં મુખમાંજ શોભે એવાં ભાષણો નીકળતાં સાંભળીને પ્રેક્ષકોને નાટકનાં પાત્રોના સત્યસ્વરૂપના અભાનથી કદાચ અયોગ્ય નહીં લાગતું હોય તો ભલે, પણ સુજ્ઞપુરૂષો વિચારી જોશે તો જણાશે કે એવાં અશ્લીલ અને કામુક ભાષણો મહાજનોના મુખમાંથી કોઇકાળે નીકળતાં નથી. પ્રજાજનો આમ શૃંગારને કામીપણાના અર્થમાં જનસમાજની આગળ રજુકરનારા કામીપંડિતોના વિષયરસથી ભરેલા કામી બનાવી દેનારા ઉપદેશથી એટલાં બધાં વિષયલોલુપ બની ગયાં છે કે અમર્યાદ વિષયસેવનથી તેમનાં શરીરો કૌવતવિનાનાં થઇજવાથી વિષયની તૃષ્ણા હજી જેવીને તેવીજ બલ્કે તેથી પણ વૃદ્ધિંગત થયેલી હોવાથી પુનઃ ઇન્દ્રિયબળ તાજું કરવા માટે તેઓ વિવિધપ્રકારના પાકો રસાયનો અને ગોળીયો ખાવા લાગ્યા છે અને તેથી દવાઓ બનાવનારા અને વેચનારાઓનો ધંધો આજકાલ ઘણો કીમતી થઈ પડયો છે. દવાઓ ખાઈ તેઓ પોતાની કમાણીનો ભોગ મૂકે છે અને તે સાથે શરીરને રોગવાળાં કરે છે, અને એમ કરીને દાકતરો અને વૈદ્યોનો ખપ વધારી તેમના ધંધાને વજનદાર બનાવવા લાગ્યા છે. પ્રજાજનોની અશાન્તિમાંજ પોષાનાર એવા વકીલો બારીસ્ટરો દીવાનીકોર્ટો પોલીસો જેલખાનાં વિગેરેના વર્ગમાંજ વૈદ્યો અને દાક્તરોની ગણના થાય છે. અને આ બધાં હાલ કીડીઓના રાફની પેઠે પુષ્કળ ઉભરાયાં હોવાથી તેથી પ્રજાની અત્યંત અશાન્તિજ



સૂચવાય છે. એ અશાન્તિ કેમ ઉપજી છે તેનું કારણ શોધવા જઈશું તો પ્રજાનું શબ્દસ્પર્શાદિ વિષયોમાં અત્યંત વધી પડેલું લોલુપપણુંજ હાથ આવે છે. અને એ વિષયલોલુપપણું વધીપડવામાં જે જે કારણો જણાયાં છે તેમાંનું કામીકવિયોનાં કામવાસનાને વધારે એવાં લખાણો એ એક છે. બ્રહ્મચર્યનો આશ્રમ બંધ થઇગયાથી, તથા બાળલગ્નો કજોડાં અને વ્યભિચારો વધવાથી પ્રજા નિર્વીર્ય તો કયારનીએ થઇજ રહી છે તેમાં તેનું કામીપણું અત્યંત વૃદ્ધિને પામે એવું બળતામાં ઘી હોમવારૂપ કાર્ય કરીને હાલના શૃંગારીકવિયોએ પ્રજાનો સત્વર નિપાત કરવામાં એક ભારે મદદ કરી છે. શિવ શિવ !! ॐ



<u>૮ ઘણું ફરજ્યાતકામ મળવાથી પ્રસન્ન થવું:</u>—પોતાને વધારે ફેરા ખાવા પડે કે ઘરનાં બીજાં માણસો કરતાં વધારે કામ કરવું પડે તો કેટલાંએક મનુષ્યો અને તેમાં વિશેષેકરીને વહુઆરૂઓ વિગેરે સ્ત્રિઓ ઘણો કંટાળો આણે છે. તેઓ વારંવાર બડબડે છે અને પોતાને વધારેકામ કરવુંપડેછે એ વાત પેલાં ઘરનાં બીજાં માણસોને વારંવાર જણાવે છે. ઘણીવાર થાકીગયાના અને પગ કે માથું દુખ્યાના ઢાંગ કહાડે છે અને એ રીતે ઘરનાં બીજાં માણસોને વારંવાર પજવે છે અને પોતે દુઃખી થાય છે. આ પ્રમાણે કરવું એ ઘણું ખોટું છે. આપણું શરીર જ્યારે સારૂં ન હોય ત્યારે તો નિરૂપાયે કામ કરવાની નાજ કહેવી એ વધારે સારૂં છે. કેમકે બગડેલા શરીરને મહેનત આપ્યાથી તે વધારે બગડેછે. પણ જ્યારે આપણું શરીર સારૂં હોય ત્યારે ગમેતેટલું કામ હોય તોપણ તેનાથી કંટાળવાની કાંઈ જરૂર નથી. આપણા શરીરનું બંધારણ એવું છે કે જ્યારે તે તનદુરસ્ત હોય ત્યારે તો તેને જેમ વધારે મહેનત આપવામાં આવે તેમ તે વધારે બળ અને તેજીવાળું થાય છે. તેમાં સંભાળવાનું માત્ર એટલુંજ કે " શરીર થાકીગયા પછી

મહેનત કર્યા કરવી નહીં." પણ થાક લાગેલો જણાય કે તુરત ખુલ્લી હવામાં જઇને થાક ઉતરી જતા સુધી વિરામ લેવો. થોડાવખત વિરામ લઇને થાક ઉતરી જાય એટલે ફરીથી કામે લાગવાને કાંઈહરકત નથી., શરીર અત્યંત થાકીને લોથ થઇજાય એટલીબધી મહેનત એકજ વખતમાં કામ પૂરૂં કરીદઇને પછી નિરાંતે બેસી રહેવાની લાલચથી કદાપિ કરવી નહીં. એમ કર્યાથી શરીરને ઘણું નુકશાન થાય છે. માટે આપણને થાક ચઢેલો જણાય એટલે તુરત કામ બંધ કરવું અને થોડીવાર વિરામ લેવો. રાત્રી અને દિવસના થઇને ચોવીસ કલાક પૈકી રાતના ગમેતે છ કલાક ઉંઘમાં અવશ્ય ગાળવા. એથી ઓછી ઉંઘ લીધાથી શરીરના આરોગ્યને હાનિ પ્હોંચે છે, તેમજ એથી વધારેવખત ઉંઘવાથી પણ કાંઇ ફાયદો નથી. ઉપર પ્રમાણે નિયમ રાખીને આપણે ગમેતેટલી મહેનત કર્યા-કરીયે તો તેથી શરીરને હાનિ નહીં થતાં ઉલટો લાભ થાય છે. આપાણું આરોગ્ય સુધરેછે અને નીરોગશરીરનું ઉત્તમસુખ આપ-ણને મળેછે માટે એવો કંટાળો આણનારો ચીડીયો સ્વભાવ રા-ખવો નહી. બીજાં કરતાં આપણે વધારે કામ કરવાનું આવે તો તેથી આપણે ભાગ્યશાળી છીયે એમ જાણી પ્રસન્ન થવું. કેમકે સ્વા-ભાવિકરીતે બેસીરહેવું કે સૂઈ રહેવું એ કામવગરનાં માણસોને પસંદ પડતું જણાય છે. તેઓ કદાચ જાણતાંહોય કે શરીરને કસ્યાથીજ લાભ છે તથાપિ જ્યાં સુધી કામકરવાની તેમને ફર-જ ન પડે ત્યાં સુધી તેમની આળસુવૃત્તિ તેમને કામેલાગવા દેતી નથી તેથી તેઓ નિરૂદ્યમી થઇને બેસી કે સૂઇ રહે છે. આમ હોવાથી આપણને કામકરવાનું ખાસ ફરજ્યાત હોય તોજ આપણાથી તે કામ પ્રમાદમાં કશો વખત ગાળ્યાવિના બરાબર વખ-તસર થઈશકે અને ત્યારેજ આપણું શરીર સુધરી શકે. આમ છે માટે ફરજ્યાતકામ મળવાથી ઇશ્વરની આપણા ઉપર કૃપા સ-મજવી અને તે હાંસથી અને ઉમંગથી કરવું. ઉમંગથી કરેલું કામ સારૂં થાય છે, તે કામના કરનારને યશ મળે છે અને

તેની અંતર્વૃત્તિ પણ પ્રસન્ન રહેછે, જેથી શરીરના અને મનના બન્નેના આરોગ્યને સારોલાભ થાય છે. કંટાળીને ચીડાઇને મુઝાઇ મુઝાઇને બડબડતાં બડબડતાં કામ કર્યાથી કામતો તોએ કરવુંજ પડે છે, પણ બીજાં માણસોને તેથી ચીડ ચઢે છે, તેથી આપણને અપયશ મળે છે અને શરીરને પણ નુકશાન થાય છે. માટે ઇશ્વરની ઇચ્છાથી જ્યારે જે કામ આપણે કરવાનું આવે ત્યારે તુરત તે કામ પ્રસન્ન ચિત્તથી તેમાં સારીરીતે મન પરોવીને આપણાથી બનીશકે એટલું ઉત્તમ કરવું કે જેથી તે કાર્યમાં આપણને યશ મળે અને બીજાં આપણા ઉપર પ્રસન્ન થઇ પ્રેમ કરે અને તેથી આપણે એરીતે તેમને વ્હાલાં થઇ પડીએ.

## ૯ કનિષ્ટવર્ગથી દોષો થતાં તેમનાપ્રતિ વડીલોનું અને વડીલોપ્રતિ તેમનું કેવું વર્તન યોગ્ય છેઃ—

જે દોષો જાણીજોઇને કરવામાં આવેલા હોતા નથી તથા જે પોતાની અણઆવડને લીધે કે અકસ્માતને લીધે કે કોઈ નિમિત્તથી થયેલી ગફલતને લીધે થયા હોય છે તથા તેવા દોષો વારંવાર તે મનુષ્યથી થતાહોતા નથી ત્યાં પુરૂષ, સ્ત્રી, પુત્ર, સેવક, સ્વજન, વિગેરે જેનાથી તે દોષ થાય તેમનાપ્રતિ ક્રોધ કરવાથીજ ભાવિમાં એવાદોષો અટકવાનો સંભવ છે એવો આપણને નિશ્ચય જણાય તે શિવાયના સર્વપ્રસંગે ક્ષમાજ કરવી. કેમકે ક્ષમા આપવાના સ્વભાવથી રહિત કેવળક્રોધી જ્યારે તેઓ આપણને જાણે-છે ત્યારે તો તેઓ ચાલતાસુધી પોતાથી થયેલા દોષને આપણીદૃષ્ટિએજ પડવાદેતા નથી અને પૂછવાથી પણ પ્રગટ કરતા નથી. એટલુંજ નહીં પણ તેઓ પોતાના દોષને ગુપ્ત રાખવા અર્થે આપણા ક્રોધના ભયથી અસત્ય બોલતાં શીખે છે, તથા એક અસત્ય નિભાવવાને તેને બીજાં કેટલાંક અસત્ય ગોઠવવાં પડે છે, અને ક્રમેકરીને અંતઃકરણની મલિનતા એરીતે વધતાં જતાં પછીથી



તેમને દોષ કરવા અને છૂપાવવા એ સાધારણ થઈજાયછે. માટે તેમના હિતની ઇચ્છાવાળાએ તો ચાલતા સુધી તેમને ક્ષમાજ કરવી અને તે દોષ તેમનાથી પુનઃ થવાપામે નહીં એવી વ્યવસ્થા પોતાથી બનીશકે તેરીતે કરવી. એજ પ્રમાણે પોતાના ગુરૂજનના નિયંત્રણમાં રહેનાર સેવકના દરજાની યોગ્યતાવાળાં સ્ત્રી પુત્ર વિગેરે જેમને તે તે સેવ્યોની આજ્ઞાનુસાર વર્તવાનું છે તેમણે જ્યારે પોતે આજ્ઞાપ્રમાણે વર્તતાં છતાં પણ કાંઇ દોષ કહાડી તે ગુરૂજન વિનાકારણ ઠપકો દે તો તે પ્રથમ શાન્તચિત્તથી શ્રવણ કરવો. એવો દોષ પોતાનો ન હોય તો કેવા કારણથી નથી તે તેમને પછીથી ઘણી નમ્રતાથી જણાવવું, અને તોપણ જો તેમને એમજ લાગે કે તેનો વાંક છેજ તો જે ઠપકો તે આપે તે મુંગેમ્હોએ સાંભળી અથવા શિક્ષા કરે તે ખમી પોતાનાં કોઈ પ્રતિકુળપ્રારબ્ધનું એ ફળ છે એમ જાણવું. ઇશ્વરના ન્યાયીરાજ્યમાં કોઈ પણ પ્રાણિને તેના કશા પણ વાંક વગર શિક્ષા કે ઠપકો કદાપિ આપવામાં આવતો નથી કેમકે સર્વત્ર અંતર્યામી અને નિયંતા તે પોતેજ છે તથા તેની પ્રેરણા કે ઇચ્છા વિના કાંઈ બનીશકતું નથી અને તેના રાજ્યમાં સદાકાળ એક સત્યન્યાય પ્રવર્તે છે એજ વાસ્તવ સત્યવાર્તા છે. આથી એ અન્યનિમિત્તથી થયેલી શિક્ષા કે ઠપકો આપણે કોઇપણ પૂર્વે કરેલા અયોગ્યઆચરણનું ફળ છે એમ સિદ્ધ છે માટે તે બદલ તે નિમિત્તમાત્ર નિર્દોષ ગુરૂજનને કંઈ પણ દૂષણ આપવું જોઇયે નહીં, અને જે કંઈ તેમના તરફથી કરવામાં આવે છે તે ઇશ્વરની ઇચ્છાથીજ કરાતું હોવાથી યોગ્યજ છે એમ સમજી તેમના ઉપર દ્વેષ ન લાવી તેમની સાથે નિરંતર પ્રસન્નતાથીજ વર્તવું. ૐ

---

## ૧૦ નોકરનો પુર્ણભરોંસો કદાપિ રાખવો નહીં:—

ચાકરલોકો સોએ નવ્વાણુંટકા કુળવાન હોતા નથી. કેટલાએક તો વળી કુચાલવાળા અને દુષ્ટવ્યસનો પાડીબેઠેલા હોયછે.



તેમની બુદ્ધિ ઘણુંકરીને હલકી હોય છે. વખતે કોઇ ચાકર અત્યંત પ્રમાણિક અને સદ્ગુણસંપન્ન હોય તો તે અપવાદરૂપ ગણાય કેમકે એવો નોકર પૂર્ણભાગ્યશાળીનેજ મળી શકેછે. આ કારણથી આ બાબત કેટલીક ચેતવણીની જરૂર છે. જેમ આપણે રસ્તામાં ચાલતા હોઇયે અને કોઈ ઢોર સામું આવે તો તે મારતું હોય કે નહીં તોપણ આપણે તેનાથી આઘા ખસીયે છીયે, તેમ પ્રથમ તો પ્રત્યેક નોકરને અપ્રમાણિકજ ગણવો અને પછીથી તેમાંથી કોઇ પ્રમાણિક નીકળે તો તે વખતે વિશ્વાસપાત્ર ગણવાયોગ્ય કહેવાય. પણ ઘણીવાર એમ બનેછે કે કેટલાંક મનુષ્યો પોતે પ્રમાણિક સરખાં દેખાઇ પોતાનાપર હરેક યુક્તિયોથી આપણો વિશ્વાસ બેસાડેછે અને એકાન્તમાં આપણે ન જાણીએ તેમ તેમના દુરાચાર અને દુર્વ્યસનોને માર્ગ આપતાં હોય છે તથા પોતાના પ્રમાણિકપણાને લોપતાં હોય છે. આવાં માણસો સહેજ પરખાઈ આવતાં નથી. કોઇવાર તો કુળવાન જણાતાં માણસો પણ આવાપ્રકારનાં હોય છે તેથી આપણે વખતે કાચને હીરો માનીબેસીયે એવો બહુ સંભવ રહે છે. તે પછી તેમનાથી ઠગાઇએ ત્યારેજ કાચને કાચ જાણીએ. માટે આપણને ન ચાલીશકે એવા પ્રસંગ શિવાય આવા સમયમાં કોઈનો અને તેમાં મુખ્યત્વે-કરીને નોકરનો વિશ્વાસ રાખવો નહીં એમ અમારૂં મત છે. ઘણાં વિશ્વાસલાયક માણસો પણ ખાવાની ચીજમાંથી જણાઈજાય નહીં એમ ખાતાં કે અયોગ્ય છતાં પથારીમાં સૂતાં તથા પોતાના બીજા હલકાવિકારોને એકાન્તમાં કોઈ ન જાણે એમ અયોગ્ય-રીતે વેગ આપતાં મારા અનુભવમાં આવ્યાં છે. અને વ્યભિચાર સરખાં દુષ્ટકાર્ય પણ કરાયેલાં જણાયાં છે. માટે ચાકરને વિશ્વા-સપાત્ર કદાપિ ગણવો નહીં. ચાકરની સાથે છોકરાં વિગેરે વાતો ચીતો કરવાનો અને બેસવા ઉઠવાનો સહવાસ રાખે તો તે પણ યોગ્ય નથી. બીજા બધા કરતાં સહવાસનું એવું તો વિશેષ બળ છે કે અમુકકાળે સામા માણસના ગુણ દોષ પોતામાં સંક્રાન્ત થયેલા



માલમ પડે છે. સહવાસની અસર ધીમે ધીમે પણ મજબૂત થાય છે અને પછી તે સહેજ ટાળી ટળીશકતી નથી. આથી ચાકર સાથે કામકરવાની આજ્ઞા શિવાય બીજું કંઈજ બોલવું નહીં. કામકરવાની આજ્ઞા પણ હસીને કે પોતાના સરખાને કહેતા હોઈયે તેમ કરવી નહીં, પણ પરિજનને કહેવાના શબ્દો અને ઢબથી કહેવી. ચાકરના નીમકહલાલપણાની અજમાયશ કરવાનો પ્રયત્ન અગત્યવિના કરવો નહીં તથા તેને કામશિવાય આપણી પાસે બેસવા દેવો નહીં. ૐ

૧૧ ઈશ્વરમાં આસ્તિકપણાનો ઢાંગ બતાવતી નાસ્તિક દુનિયાં:—ઘણા માણસો રામરામ કૃષ્ણકૃષ્ણ શિવશિવ આદિ ઇશ્વરનાં ધર્મશાસ્ત્રોએ કહેલાં નામોનું ઉચ્ચારણ કરીને તથા તેમને સમજાયા હોય તેવા સ્વરૂપના પરમેશ્વર "છે" એવું મનના કોઇ દૂરના ખુણામાં ઉપર ઉપરથી માનીને તેટલા ઉપરથી પોતાને આસ્તિકમાં ગણાવવા માગે છે. પરમેશ્વર નથી એવું કહેનારનેજ તેઓ નાસ્તિક ઠરાવે છે અને આવી સમજવાળા પોતે આસ્તિક છે એમ સમજાવીને ભોળી દુનિયાંને ઠગે છે. પણ આવા લોકો આસ્તિક નથી. સર્વ કોઇ જાણે છે કે પરમેશ્વર સર્વવ્યાપક છે તેથી તે બધેજ છે. સર્વનાં હૃદયની છાનામાં છાની વાત પણ તે જાણે છે કેમકે સર્વવ્યાપક હોવાથી તે સર્વજ્ઞ છે અને સર્વજ્ઞ હોવાથી તે સર્વશકિતમાન છે, તેથી સંપૂર્ણ સૃષ્ટિ સ્થિતિ અને લયના તેઓ હેતુ છે. સર્વ બ્રહ્માંડોના અધિપતિ હોઇને તેઓ અંતર્યામીરૂપે સર્વમાં ઓતપ્રોત વ્યાપક છે. પરમેશ્વર આવા છે છતાં પુષ્કળ માણસો જાણે તેઓ ગેરહાજર હોય તેવીરીતે વર્તે છે. પરમેશ્વરની આજ્ઞાઓજ સત્યધર્મ હોવાથી તેનેજ દ્રઢપણે પકડીરહેનાર ખરાકલ્યાણને પામે છે એ વાતની આ નાસ્તિક લોકને ખાત્રી નથી. ધર્મથી ચાલનારને દુઃખ અને અધર્મથી ચાલનારને સુખ મળતું તેમને



જણાય છે તેથી જગત ઉપર પરમેશ્વરનું રાજ્ય છે અને તેથી સર્વને સર્વદા યથાર્થ સત્યન્યાયજ મળે છે એવાતને તેમનું જડવાદી મન સ્વીકારતું નથી. શાસ્ત્રો ઢોલ વગાડીને સર્વના ઉત્પન્ન કર્તા પાલન કર્તા અને સંહાર કર્તા પરમેશ્વર પોતેજ છે એમ કહે છે તો પણ આ લોકના મતથીતો બધેજ અંધેર ચાલે છે, અને પરમેશ્વર જે "છે" એવું મનાયછે તેમની સત્તા મરણ પછી આ લોક ઉપર ચાલેછે એમ તેમનું સમજવું હોયછે. લોકની આવી સમજણને લીધે સારા પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થમાં ગણાતા અને બીએ એમે સુધીની કે મહામહોપાધ્યાયની કે તેથી પણ વધારે ઉંચી પદ્વીને પામેલા માણસો પણ પ્રસંગ પ્રાપ્તથતાં બેધડક જૂઠું બોલે છે, પ્રપંચ કરે છે, પોતે દ્વેષપાત્ર ગણેલાંને દુઃખ આપવા પ્રવૃત્ત થાય છે, રૂપના મોહથી અંજવાઇ જઇ વ્યભિચાર કરે છે, અને દ્રવ્યના લોભથી અનેક કુકર્મો પણ કરે છે તો સામાન્ય મતિવાળાં મનુષ્યોની તો વાતજ શી કરવી !! અસત્યનો અધર્મનો વિચાર કરતી વખતે બોલતી વખતે અને તેવું આચરણ કરતી વખતે જાણે પરમેશ્વર છેજ નહીં એવું તેઓ ગણે છે. તેઓ માત્ર બીજાં મનુષ્યોનો ભય રાખે છે. બીજાં મનુષ્યો તેમનો અધર્મ જાણી કે જોઇ ન જાય તેની તેઓ ખાસ ચોકસી રાખે છે. પણ ઇશ્વરનો ભય તેઓ કિંચિત રાખતા નથી. કોર્ટમાં સાક્ષી આપનાર વકીલ અને મુનસફ પોતાના અસત્યને ન જાણી જાય તેની ખાસ કાળજી રાખી તે પ્રમાણે બંધબેસતું અસત્ય બોલે છે તે બોલતીવખતે હાજર છે તેમાંનું કોઇ જાણતું નથી એમ સમજીનેજ બોલે છે. પણ સર્વજ્ઞ એવા ઈશ્વર સર્વત્ર હાજર છે તથા સમગ્ર જાગૃત સ્વપ્નના વ્યવહારોને તે જાણવાવાળાછે તેમની આ પ્રત્યક્ષ અવજ્ઞા કરીએ છીએ એવું તે વખતે તેમના મનમાં કિંચિત હોતું નથી કારણકે પરમેશ્વરનું આવું અસ્તિત્વ તેઓ માત્ર મિથ્યા શબ્દજ્ઞાનમાંજ માનતા હોય છે. આજ પ્રમાણે ચોરી વ્યભિચાર આદિ સર્વ નીચકર્મ કરનારાઓનું

સમજવું. નીતિને શુદ્ધ રસ્તે ચાલનારમાં પણ નીતિથી ચાલવું એ પોતાની ફરજ છે એમ સમજીને સમગ્ર વ્યાવહારિક નીતિના નિયમો અસ્ખલિતપણે પાળવાને આપણે પ્રયત્નવાન રહેવું જોઇયે એ નિશ્ચયવાળાં મનુષ્યોને પરમેશ્વરની સર્વદા પ્રત્યેક વ્યવહારમાં મળતી સહાય તથા તેમની ન ટાળીશકાય એવી સન્નિધિનું જ્ઞાન જાગૃત હોતું નથી પણ જગતમાં શુદ્ધવ્યવહાર રાખી સારી કીર્તિ મેળવવાના હેતુથી, 'અથવા તેવી નીતિથી ચાલવાથી મરણ પછી સજાને પાત્ર થવું પડતું નથી એમ જાણીને, કે પોતાના દેશના સર્વ બંધુઓ સાથે અથવા માણસજાત સાથે સત્ય ન્યાયથી વર્તવું એજ આપણી સુજનતાને યોગ્ય છે એમ માનીને, કે ઈશ્વરનો હુકમ સમજીને, તેઓ તેમ વર્તે છે. તેથી તેવા મનુષ્યો પણ યથાર્થ આસ્તિકમાં ગણાવા ઘટતા નથી. આથી ખરી રીતે જોતાં "**ઇશ્વરના સત્યપ્રેમી ભક્તોજ માત્ર સાચા આસ્તિકો છે.**" ૐ

## ૬૨ અણગમતાને ગમતું કરીદેવાનો ઉપાયઃ—

કોઇ માણસ તેના શરીરની આકૃતિના કે તેના ગુણકર્મના કારણથી આપણને ગમતું ન હોય અને તેથી તેની સાથે વાતચીત કરવાનું કે તેની જોડે રહેવાનું આપણને રૂચતું ન હોય તેવા માણસની પાસે રહ્યા વિના કે તેની સાથે નિકટનો સંબંધ રાખ્યાવિના આપણને ચાલે તેમ ન હોય ત્યારે ગ્લાની પામવાનું કારણ નથી. આપણને ન ગમતી વસ્તુને ગમતી બનાવવી એ આપણા હાથમાં જ છે. આ સૃષ્ટિમાં એવો એક નિયમ જણાયછે કે બે વિરૂદ્ધધર્મવાળા પદાર્થો સાથે રહેવાથી કંઇ પ્રતિબંધ ન હોય તો કેટલાક સમયમાં તે બન્નેના ગુણોમાં ફેરફાર થઈ બંન્ને સમાન ધર્મવાળા થઈ રહે છે. જડપદાર્થો કરતાં ચેતન શરીરોમાં આ નિયમ વ્હેલો સિદ્ધ થાય છે. આથી કોઈપણ દંપતીમે અથવા

અન્ય જેમને સાથે કે સહવાસમાં ઘણું રહેવાની અગત્ય પડતી હોય તેવાં બે કે વધારે માણસોએ સાથે રહેવાનો અણુગમો આવતો હોય ત્યારે થોડા દિવસ તેવો અણુગમો સહન કરતાં પરસ્પર સંલાપમાં દિવસનો થોડો કાળ ગાળવો. એમ કરવાથી પ્રથમતો ઉભયના મોહના વિષયો ઉભયની પ્રકૃતિ અને ઉભયની બુદ્ધિની મર્યાદાનું પરસ્પરને ભાન થાય છે. પછી અન્યોઅન્યનાં અંતઃકરણો પ્રસંગે એકબીજાના આગળ ખુલ્લાં થાયછે. પછી વિષમતાને દૂર કરવા બન્ને તરફથી પ્રયત્ન યોજવામાં આવે છે અને પરિણામે બન્ને એકબીજાના પ્રેમના પાત્રરૂપ થઇરહેછે. પણ પ્રથમથીજ જો એક બીજાની ઉપર અંતઃકરણનો ભાવ નહીં હોવાથી કામ જેટલીજ વાત રાખી બન્નેએ વેગળાંજ રહેવાની ટેવ રાખી હોય તો તેમનાં મનની વિરૂદ્ધતા ધીમે ધીમે વધતી જાયછે અને પછી તેમની એકતા થવાનો સંભવ કદાપિ આવતો નથી. આ વાર્તા અનુભવસિદ્ધ છે. મારે મારીજ ઉમરના એક યુવાનના સહવાસમાં રહેવાની અગત્ય પડી હતી. તેનો ચહેરો અને તેનો સ્વભાવ એવાં હતાં કે મને તેના સામું જોવું પણ ગમે નહીં અને વિરૂદ્ધ સ્વભાવને લીધે તેની પાસે બેસવાનો ઘણોજ અણુગમો આવે. મેં વિચાર કર્યો કે તેના વિષેનો મારો આવો વિચાર જો તેને ખબર પડશે તો તેને માઠું લાગ્યા વિના નહીં રહે. અગત્યના કારણ વિના ચાલતા સુધી કોઇને મારાપર માઠું લાગવા દેવું મને પસંદ નહોતું તેથી તેમના પ્રતિ મિત્રભાવ રાખવામાં મારો વિચાર છે એમ તેમને જણાય એવું વર્તન મેં તેમની સાથે રાખ્યું. થોડા સમયમાં પ્રસંગેપ્રસંગે સંલાપ થતાં અન્યો અન્યનાં અંતઃકરણો અન્યોઅન્યના આગળ ઉઘડતાં તેમના કેટલાએક દુરાચારને મેં તેમને માઠું ન લાગે એવી રીતે તેમની સમક્ષ નિંદ્યાથી અને પુનઃ કેવળશુદ્ધમાર્ગે વર્તવા પ્રતિજ્ઞા લેવા આગ્રહ કર્યાથી તેમને અસર થઇ, અને એ પ્રમાણે કરવા તેમણે પ્રયત્ન આરંભ્યો. સમય જતાં ધીમે



પીએ તેમના તરફ અંતઃકરણમાંથી પ્રીતિનાં સ્ફુરણો આવતાં મને જણાયાં. તેમને પણ મારા પ્રતિ પ્રીતિની નજરથી જોતા મેં જાણ્યા અને તેથી ક્રમેકરીને બન્નેનાં મનનું ઐક્ય સધાવા લાગ્યું. આમ થયા પછી દૈવયોગે અમે જૂદા પડયા તેથી અનિયમિત-રીતે વધ્યાંજતી પ્રીતિ એટલેથીજ થંભી. પરંતુ અદ્યાપિ તે મને ઘણા પ્રેમથી ચ્હાય છે. ૐ

---

**૧૩ મંગલરૂપ લેખાતા લગ્નનું આણવામાં આવતું અમંગલરૂપ પરિણામઃ**—જે લગ્નના પ્રસંગને આર્યો આટલોબધો માંગલ્યપૂર્ણ અને મહોત્સવરૂપ ગણી તેની પાછળ મોટી ધામધુમ અને ભારે નાતવરા કરે છે તેજ લગ્નને પછીથી તેઓ કેવું કરાર જેવું, ધર્મભ્રષ્ટ, અને તેથી દુઃખપૂર્ણ અને અવનતિના કારણરૂપ કરી મૂકે છે તે જોઈ આશ્ચર્યની સાથે ખેદ થયાવિના રહેતો નથી. વરકન્યાને વિવાહકાર્યથી જોડીને તેઓ પતિપત્ની બનાવેછે ખરાં, પણ તેનો અર્થ બીજસંરક્ષણ અથવા રતિસુખના નિર્બન્ધન જેટલો જે તેઓ કરે છે તેટલો પણ બિલકુલ સિદ્ધ થઇ શકતો નથી, તો સત્યપ્રેમનો હેતુતો તેમણે રાખેલોજ નથી તે કયાંથી સિદ્ધ થાય ? બીજસંરક્ષણ કરવાનું કામ સ્ત્રિયોના હાથમાં છે. અને તે ધર્મની સજ્જડ ટેકને ધારણ કર્યા વિના થઈ શકતું નથી. પતિમાં આત્મભાવ થયા વિના અને તેની સાથે સત્યપ્રેમની લગની લાગ્યા વિના તે દૃઢશિયળવ્રતધારિણી બનતી નથી. તેની માલકીનું દ્રવ્ય પલ્લું તેના પિતા પાસે મૂકાયાથી અને લગ્ન પછી તેને પીયરમાં રહેવા દીધાથી તેનો આત્મભાવ જીવતાં સુધી પીયરમાંજ રહે છે. છોકરીના શિયળની કાળજી તેનાં માબાપ કે સાસરીયાં કોઇનેજ નથી, અને પતિને તો મર્યાદાના દાબથી દબાવી તે સ્ત્રી ઉપર કોઇ યથાર્થ સ્વામીત્વ રાખવા દેતું નથી, તેથી તે સ્વતંત્ર જેવી થઇજાયછે. પછી ધર્મની દૃઢતા વિનાની હોવાથી

અન્ય ધર્મભ્રષ્ટ સ્ત્રિયોની સોબતમાં તે ધર્મભ્રષ્ટ થઇ જઇ ગમે તેવાં બીજ પતિના નામથી પોતાના શરીરમાં ઉગાવી વર્ણ-સંકર પ્રજા પેદાકરી પતિના કુળનો નિપાત કરીનાંખેછે. બીજ પ્રમાણેજ વૃક્ષ ઉગતું હોવાથી પછી બ્રાહ્મણના ઘરમાં શૂદ્ર અને શૂદ્રના ઘરમાં મ્લેચ્છ પ્રગટી કુળના અને વર્ણના નામને બોળે-છે. આર્યાવર્તનો સત્વર નિપાત થઈ જવાનું મહાન કારણ આ વર્ણસંકરતાજ છે. ૐ

**૧૪ <u>ઉત્થાન અને લક્ષ્યના ભેદથી થતો નિર્ણય અથવા સિદ્ધાન્તમાં ભેદઃ</u>**—સર્વકોઈ પોતાના મનને એમ માને છે કે હુંજ ખરૂં સમજુંછું, અને પછી જ્યાં ત્યાં તેજ વાતને સાચી પાડવાને અનેક પ્રકારે મથે છે. પણ ત્યાંજ સર્વ સત્યજ્ઞાનવિમુખ મનુષ્યોની ભૂલ થાય છે. તુંજ જ્યારે ખરૂં સમજુંછું ત્યારે અન્ય તારા કરતાં વધારે બુદ્ધિમાન અને વધારે વિદ્વાનના આગળ વાદકરતાં શાથી માધ થઇજઇ દબાઈ જાઉંછું ? તથા તેણે સિદ્ધ કરીબતાવેલા નિર્ણયોને સાચા કબુલ કરી પોતાના પ્રથમ સાચા કરીને માનેલા નિશ્ચયોને તેના ક-હેવા પ્રમાણે ખોટા સમજી કેમ રદ કરી દઉં છું ?—હકીકત એમ છે કે બુદ્ધિના નિર્ણયો કે નિશ્ચયો અથવા ઇન્સાફ હમેશાં બુદ્ધિની વિશાળતાના પ્રમાણમાંજ સાચા હોય છે પરંતુ કોઈપણ નિર્ણયો વસ્તુથી સાચા નથી. વધારે વિશાળબુદ્ધિ આવતાં પેલી બુદ્ધિ તુરત માધ થઇજાયછે, અને તેણે બાંધેલા ઠરાવો બધાજ ખોટા પડીજાયછે. બુદ્ધિની વિશાળતાની કોઇ હદ કે અંત નથી તેથી એક એક કરતાં ચઢતી બુદ્ધિ આવતાં તેનાથી ઓછી વિશાળતાવાળી બુદ્ધિયો પાછી પડતી જાય છે અને તેમના નિશ્ચયો ભૂલભરેલા અને તેથી ખોટા માલમ પડે છે. આમ હોવાથી ન્યાય અથવા ઇન્સાફ અથવા નિર્ણય અથવા નિશ્ચયને કોઇ હાથપગ નથી. “ સો શાણા પણ મત એક ”

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

એવી કહેવત લોકમાં ચાલે છે તે અમુક મર્યાદાવાળા જનસમાજનેજ લાગુ પડે છે પણ તે સિદ્ધાન્ત જેવી સાચી નથી. અનેક પુરાવાથી સાબીત થયેલી એક વાત ઉત્થાન અને લક્ષ્યનાં બિંદુઓ ફેરવી નાંખવાથી ખોટી પડીજાય છે અને તેને બદલે કોઈ બીજીજ વાત સાચી થઇપડેછે. ઉત્થાનના જે બિંદુ (સ્ટેન્ડ પોઈન્ટ) ઉપર ઉભારહીને જે લક્ષ્યને દૃષ્ટિમાં લેવામાં આવે તે પ્રમાણેજ નિર્ણય અથવા ઠરાવ આવે છે. અને તે બિંદુઓ બદલાઈ જતાં ઠરાવ ફરીજાય છે. ઇશ્વરીપ્રમાણરૂપ વેદ એક છતાં ધર્મના સંપ્રદાયો જુદા જુદા થઇજવાનું કારણ આજ છે. દરેક વિદ્વાન પોતની દૃષ્ટિની વિશાળતાના પ્રમાણમાં સત્યાસત્યના નિર્ણયો બાંધી શકે છે અને તેની કક્ષાની બુદ્ધિયોને તેજ નિર્ણયો સાચા લાગે છે કેમકે તેથી ઓછી વિશાળતાવાળી બુદ્ધિના નિર્ણયોને તે ખોડભરેલા જુએ છે, અને તેથી વધારે વિશાળતાવાળી બુદ્ધિના નિર્ણયો તેની સમજણમાં આવી શકતા નથી તેથી તેની સત્યાસત્યતા વિષે તેનાથી કાંઈજ કહી શકાતું નથી. આથી પોતાની બુદ્ધિની કક્ષામાં જે વિચારકના નિર્ણયોની સત્યતા સમાઇ શકતી હોય તે નિર્ણયોનેજ પ્રત્યેક મનુષ્ય સત્ય સ્વીકારીને તે પ્રમાણે પોતાનું વર્તન રાખવું એ ન્યાય અને ધર્મયુકત છે અને તેથી જુદી જાતનું વર્તન રાખવું તે અન્યાય અને અધર્મરૂપ છે એમ સમજે છે અને પછી તે પ્રમાણેજ વર્તવા તે પ્રયત્નવાન રહે છે. તેમાં કોઈ તો યાવજ્જીવિત એકજ જાતના નિશ્ચયોને સત્યરૂપે સ્વીકારીને પછી તેમાંજ જીવનના અંત સુધી વિચરતા રહે છે અને કોઈ વાસ્તવસત્યના શોધક આગળ આગળ વધતા જતા બુદ્ધિની અમર્યાદ વિશાળતા પ્રાપ્ત થતાં અંતે અનંત અદ્વૈત પરમાત્મતત્ત્વમાં વિરમે છે. બુદ્ધિવિકાસનો આ પરાવધિ છે. साकाष्ठा सा परागतिः ॥ એમ શ્રી વેદનારાયણ એજ સ્થિતિને કહે છે. ૐ



# પૂર્વનું સત્યધર્મી આર્યાવર્ત

(રાગ પ્રભાતીયું કે ઝૂલણા છંદ)

ધન્ય છે પૂર્વના અડગ ધર્મીજનો ધર્મના ટેક જે અચળ ધાર્યા
નહિં ડગ્યા કોઈ રીતેજ નિજધર્મથી પ્રાણ જાતાંય નવ ધર્મ હાર્યા
બાલથી વૃદ્ધતક સ્ત્રી અને પુરૂષ સૌ ધર્મની સત્યટેકેજ ચાલ્યા
સ્વાર્થ કે પ્રાણની હાણને નવગણી ખડગની ધારપર ધર્મ પાળ્યા- ૧
ગુરૂકુલે બ્રહ્મચારીજનો નિવસતા આઠમે વર્ષ ઉપનયન ધારી
ગુરૂવિષે પ્રેમ દઢ ધારીને સેવતાં વેદ ભણતાજ દઢનિયમ પાળી
માધુકરી ખાઇને ભૂમીપર સૂઇને સ્ત્રીતણો સર્વ સંસર્ગ ત્યાગી
મેખલા દંડ મૃગચર્મ માલા જટા ધારી વ્રતયુક્ત રહતા વિરાગી- ૨
કુંવરીઓ પાળતી સકળ કૌમારવ્રત નહિજ કદિ ગુપ્તમાં ધર્મ હારે
વિપતમાં પ્રાણ જાવા સુધી અડગ રહી દઢપણે અક્ષતતા અચળ ધારે
યદપિ અવિવાહિતા કો રહે જનમભર નવ ચળે ધર્મથી તેહ ક્યારે
ભ્રષ્ટ થાવા સમો આવતાં પ્રાણને તુરત ત્યાગે ન ક્ષણમાત્ર ધારે.- ૩
સકળ ગૃહધર્મીઓ વર્ણનિજ અન્વયે કર્મ કરતા કહ્યાં ધર્મશાસ્ત્રે
દેવ ગુરૂ અતિથિ પૂજન કરી પ્રેમથી આપતા અન્નનાં દાન પાત્રે
યજ્ઞ કરી તર્પતા વિશ્વપાલક સુરો પ્રાણનિગ્રહ કરી દોષ હણતા
વેદ અધ્યયન કરી અજ્ઞતા ટાળતા આશ્રમાન્તે વની ન્યાસી બનતા.- ૪
દઢપતિવ્રત ધરી સત્યપ્રેમી સ્ત્રિયો પૂજતી નિજપતિ ઇશભાવે
પ્રીતિનું કેન્દ્ર નિજ સ્વામીને માનીને તેહ અર્થેજ જીવન ધરાવે
રતિસુખે નાજ આસક્તિ ધરતી રજે સ્વામીસહ ધર્મકાર્યેજ વહતી
નિજ પ્રજા સત્યધર્મે સદા પ્રેરતી સ્વામી શમતાંજ તે સાથ શમતી-૫
બ્રાહ્મણીરીતના જીવનને બ્રાહ્મણો રાખતા પૂર્ણ વૈરાગ્ય ધારી
પ્હેરતા વલ્કલો ઓઢતા કામળો પાથરે દર્ભ મૃગચર્મ આદી
ખાય વનધાન્ય ફળ દૂધ આદિક અને નિવસતા ઝુંપડી પર્ણશાળે
બ્રહ્મકર્મો જપો ધ્યાન તપ યજ્ઞ ને વેદઅધ્યયનમાં સમય ગાળે.- ૬



મંત્ર તપ યોગના અસહ્યસામર્થ્યથી રાખતા નિજવશે લોક ત્રેણે
તોય પણ દેહ અધ્યાસથી રહિત તે દેહને લેખતા તુલ્ય તરણે
નહિજ મ્હોતા કદી ભભક સોંદર્ય ને શબ્દસ્પર્શાદિના ભોગવાતે
માન મહતાદિ હુંપદતણી વૃદ્ધિનાં લાકડાં નાજ કો હૃદય રાખે.– ૭
ગાય બ્રાહ્મણ પ્રતીપાળ થઈ ક્ષત્રિયો વ્હાર ચઢતા સદા અબળ જનની
અસ્ત્રશસ્ત્રાદિ વિદ્યા વિષે કુશળ થઈ સ્ત્રવશ વરતાવતા સકળ ધરણી
નિડર ફરતા બધે શસ્ત્ર લઇ સ્હાયમાં દુષ્ટનું બાહુબળ હનન કરતા
યુદ્ધમાં પૂઠ દેતા ન કદિ શિરગયે વિજય વરતાવી ઘરદીશ વળતા.– ૮
પુત્રવત પાળતા નૃપતિયો નિજપ્રજા નગરચર્યા ફરી પીડ હણતા
નાજ દેખીશકે નિજપ્રજા દુઃખમાં પ્રાણસંકટ સહી કષ્ટ હરતા
ઈશવત લેખતી નૃપતિને તવ પ્રજા પ્રેમથી પૂજતી દેવ જાણી
નૃપ–પ્રજાજનતણો પ્રેમ અન્યોન્યમાં શબ્દથી વર્ણવે શું જ વાણી.– ૯
વૈશ્ય કો કૃષિ અને કોઇ વાણિજ્યનાં કર્મ કુળરીત અનુસાર કરતા
ખેતીનાં ઢોર સહુ રાખતા ખેડુઓ ગાયધન રાખતા રાજ્યકર્તા
ઘાસ જંગલવિષે ઊગતી અતિઘણી મફ્ત સોઢોર ચરતાં જ ચારો
સત્ય ને ધર્મ પરતાપથી જોઈતા મેઘ વરસી થતો પાક સારો.– ૧૦
શૂદ્ર ત્રણ વર્ણનાં સર્વ કામો કરી તેમને આશ્રયે ઉદર ભરતા
કુળતણા ઉદ્યમો ધારતા સર્વકો કુશળતા પ્રાપ્ત તેમાંજ કરતા
વેચવા ખરીદવા સર્વ ચીજો હતું અન્ન સહુ કાર્યમાં દ્રવ્ય સાટે
કીમતી ના ગણે કોઈ જરને કશું અન્ન સહુ લે અને અન્ન આપે.– ૧૧
વચનને તે સમે કોઇ નહિં લોપતા પાળતા સત્યને પ્રાણ સાટે
અતિવદૃઢ ધર્મને ધારતા સર્વકો કપટ છળ હૃદયમાં નાજ રાખે
શત્રુપર પણ દયા રાખતા તે જનો મિત્ર પર પ્રેમનું માપ ન્હોતું
નિત્ય પરમાર્થ કરી રીઝતા હૃદયમાં આપતા દાન નિજ દેહ સોતું.–૧૨

---

ઇતિ શ્રી ચુનીલાલ હૃદયસુધા ભાગ ૨ જો ગદ્યવિભાગ અથવા
**શ્રી સત્યપ્રેમ અને આર્ય ગૃહસ્થાશ્રમ ગ્રંથ સંપૂર્ણ.**

---

॥ ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ॥